# ત્રિવેદિવાચનમાળા—

## પુસ્તક સાતમું

લેખકો

**રાવ બહાદુર કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી,**

બી. એ.,

વાનપ્રસ્થ પ્રિન્સિપલ, પ્રે. રા. ટ્રેનિંગ કૉલેજ—**અમદાવાદ**

અને

**અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી,**

એમ. એ., એલ એલ. બી.,

નૈતિક ને માનસિક તત્ત્વજ્ઞાનના અને ગુજરાતીના પ્રોફેસર,

વડોદરા કૉલેજ—**વડોદરા**

પ્રકાશક

**એમ. સી. કોઠારી,**

કાપડી પોળ, રાવપુરા—**વડોદરા**

પહેલી આવૃત્તિ: ૧૯૨૩

[ સર્વ હક્ક લેખકોને સ્વાધીન છે. ]

**મૂલ્ય ૦—૧૨—૦**

# અનુક્રમણિકા

# પ્રસ્તાવના

વાચનમાળાનું આ છેલ્લું પુસ્તક છે. એમાં ભાષા વિષયને અનુસરતી, ઊતરતાં પુસ્તકો કરતાં કંઈક વિશેષ ગૌરવવાળી રાખી છે.

અધિકારપરત્વે સમજુતીને રસિક કરવા પ્રયત્ન આદર્યો છે. કવિતાનો અર્થ કેટલેક સ્થળે લંબાણથી સમજાવ્યો છે. આશા છે કે આથી અર્થ સમજવામાં સરળતા થશે.


સુરત, જાન્યુઆરિ, ૧૯૨૭ } કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી,
આતસુખશંકર કમળાશંકર ત્રિવેદી



" भाषा गुर्जरि आर्यवर्त अखिले फेलाय फाली घणी,
सर्वे देशविदेश गुर्जरगिरा, सोहाय सोहामणी;
वाणी संस्कृत मृत्युप्राय थइ छे, आ थाय शीरोमणि,
अर्पो तो प्रभु एज अर्पण करो, ए आश प्रेमीतणी. "



# પુસ્તક સાતમું

## પાઠ ૧લો

### ઈજિપ્ટના મિનારા

કેરો નગરના વાયવ્ય કોણમાં સુમારે સાતઆઠ માઈલ દૂર, નાઈલ નદીના કિનારા આગળ ઈજિપ્ટના પ્રખ્યાત મિનારા આવેલા છે. એ બધા શંકુના આકારના છે. એ મિનારાની ગણના દુનયાની ગણીગાંઠી, અત્યંત આશ્ચર્યજનક વસ્તુઓમાં થાય છે. એમાંના એક મિનારાનું ચિત્ર નીચે આપેલું છે.



ચિત્રમાં પાછલા ભાગમાં મિનારો જણાય છે ને આગલા ભાગમાં અર્ધમનુષ્ય, અર્ધસિંહ, એવા કલ્પિત રાક્ષસનો દેખાવ છે. મનુષ્યનું મસ્તક ધારણ કરનાર સિંહના શરીરને એક મોટા પત્થરમાંથી કોતરી તેનું પૂતળું એક મોટામાં મોટા મિનારા આગળ મૂકવામાં આવ્યું છે. તેનું નાક ભાંગી ગએલું છે. તે ખંડિત છે છતાં તે ભવ્ય સ્વરૂપ જોનારને ભવ્ય લાગે છે. તે શા માટે ચણવામાં આવ્યું હશે તે કલ્પી શકાય એમ નથી.

ઈજિપ્ટના મિનારાઓ ઉજ્જડ, રેતાળ પ્રદેશમાં શા હેતુથી બનાવવામાં આવ્યા હશે ? ઈજિપ્ટના રાજાઓની કબરોના સંરક્ષણને અર્થે તેમજ સ્મારક તરીકે એ તૈયાર કરવામાં આવ્યા હતા. રાજાનું અવસાન થતાં તેનું મૃત શરીર સંરક્ષક દવાઓથી ભરવામાં આવતું. આવી રીતે દવાઓથી ભરેલાં શરીર ઈજિપ્ટના 'મમિ' કહેવાય છે. એવાં 'મમિ' કોઈ પણ સંગ્રહસ્થાનમાં હિંદુસ્તાનમાં પણ તમે જોઈ શકશો. 'મમિ'ને શબવાહિની પેટીમાં પૂરી તે પેટી કબરમાં મૂકવામાં આવતી. પછી તે પર આ મિનારા ચણાયા હતા.

આ મિનારાના સંબંધમાં એમ માનવું છે કે જે ઈજિપ્ટનો રાજા જેટલે દરજ્જે વધારે જીવતો તેને માટે તેટલે દરજ્જે વધારે મોટો મિનારો બંધાતો. મોટે ભાગે મિનારાઓ ગિઝે નામના સ્થળ આગળ છે. ત્યાં બધું મળીને નવ મિનારા સાથે સાથે જોવામાં આવે છે. તેમાં ચીઓપ્સ નામના રાજાનો મિનારો સહુથી મોટામાં મોટો ને પ્રખ્યાતમાં પ્રખ્યાત છે. એ સુમારે પાંચ હજારથી પણ વધારે વર્ષ પહેલાં બંધાયો હતો. એના પત્થરનો ઘેરાવો લગભગ ૧૩ એકર છે. એનું શિખર અત્યંત ઊંચું છે. એનું વજન સુમારે ૭૦ લાખ ટન કલ્પી શકાય છે. હીરૉડોટસ નામનો પ્રખ્યાત ઇતિહાસકાર કહે છે કે એને તૈયાર કરતાં ૩૦ વર્ષ થયાં હતાં અને એ કામમાં એક લાખ માણસ રોજ કામે લગાડવામાં આવ્યાં હતાં. આ ભવ્ય મિનારો તૈયાર કરવા માટે આમ કેટલાં બધાં માણસોને ત્રાસ વેઠવો પડ્યો હશે તે આપણે સહેજ કલ્પી શકીએ છીએ; તેનીજ સાથે તે ઘણાજ પ્રાચીન સમયના માણસોની ચણતરના કામમાં હોશિયારીથી પણ આપણે સ્વાભાવિક રીતે તાજુબ થયા વિના રહેતા નથી.

એ મિનારાનો પાદ ચોરસ છે. એની બાજુઓ પૂર્વ, ઉત્તર, પશ્ચિમ, ને દક્ષિણ, એમ મુખ્ય દિશા તરફ એક પછી એક મોં કરે છે. ૨૦૩ પગથીઆં ચઢીને એને શિખરે પહોંચી શકાય છે. આખા યુરોપમાં જે ઊંચામાં ઊંચી ઇમારતો છે તેમાં કોઈ પણ ઇમારતનું શિખર આ મિનારાના

શિખરની ઊંચાઈની બરાબરી કરી શકે એમ નથી. એવો ઊંચો એ મિનારો છે. શોખીન પ્રવાસીઓ એને જોયા વિના ભાગ્યેજ રહે છે.

આ મિનારાઓ, આગ્રાનો તાજ મહાલ, ને એવાં મકાનો શું સૂચવે છે? એજ કે કોઈ પણ રીતે અમરપદ પ્રાપ્ત કરવાની ઝંખના મનુષ્ય-હૃદયમાં ઘણી પ્રબળ છે.

### પ્રશ્ન

૧. મિશ્ર અને સાદા વાક્યના બનેલા સંયુક્ત વાક્યનો દાખલો પાઠમાંથી આપો.
૨. કયાં કયાં પદો નામ તરીકે વપરાય છે?
૩. તદ્ધિત પ્રત્યય એટલે શું? વિશેષણને કયા તદ્ધિત પ્રત્યયો લાગી ભાવ-વાચક નામ બને છે? દાખલા આપો.

---

# પાઠ ૨જો

## કોલંબસ, ભાગ ૧લો

'સાહસે કોલંબસ ગયો નવી દુનિયામાં.'



ક્રિસ્ટોફર કોલંબસ જિનોઆના ઊન પીંજનારનો પુત્ર હતો. તે ગરીબ અવસ્થામાં ઉછર્યો હતો. તે ઇટલિમાં લૉંબર્ડિ પ્રાંતમાં પાડુઆ શહેરના

વિશ્વવિદ્યાલયમાં ભણ્યો હતો. ગણિતશાસ્ત્ર, ભૂગોળ, ને નૌકાશાસ્ત્રના અ
પર તેને ઘણો પ્રેમ હતો.

ચૌદ વર્ષની ઉમરે તેણે જિનોઆ છોડયું અને ભૂમધ્યસમુદ્રમાં સા
વહાણવટી તેમજ કપતાન તરીકે વહાણવટીનું કામ કર્યું.

ચોત્રીસ વર્ષની વયે તેણે લિસ્બનમાં નિવાસ કર્યો. ત્યાં તેનું
થયું અને સાસુ તરફથી તેના હાથમાં કેટલાક નકશા, ચોપાનીઆં,
નોંધપોથીઓ આવ્યાં, તે તેને બહુ ઉપયોગનાં થઈ પડયાં. તેણે કે
વર્ષ દરિયાઈ નકશા બનાવી ગુજરાન ચલાવ્યું.

કોલંબસે લિસ્બનમાં નિવાસ કર્યો હતો તે સકારણ હતો. તે
પોર્ટુગલનું રાજ્ય દરિયાનું સાહસ ખેડવામાં યુરોપમાં અગ્રેસર ભાગ
હતું ત્યાંના રાજા હેન્રિ ઉદાર મનનો હતો અને આફ્રિકાની આર
વહાણો મોકલી હિંદુસ્તાન જવાનો માર્ગ શોધી કઢાવવાનો વિચાર
તેના મગજમાં ઘૂમતો હતો. દરિયાઈ નકશા બનાવવાના ધંધાથી ભૂ
વેત્તાઓને અને નાવિકોને દુનિયાનો કેટલો ભાગ જાણીતો છે તે
લક્ષમાં આવ્યું. આથી વગર શોધાએલા ભાગ તરફ તેની કલ્પના
એશિઆ ખંડમાં હિંદુસ્તાન નામનો દેશ છે તેમાં સોનું, રૂપું, હીરા
મસાલાઓ પુષ્કળ ભરેલા છે, એમ તે વખતના યુરોપના લે
માનવામાં હતું. એ દેશ જવાનો દરિયાઈ માર્ગે રસ્તો શોધી કાઢવા
કોલંબસનું મન ગયું.

કોલંબસને વિચાર કરતાં માલમ પડયું કે પશ્ચિમ તરફ એ
મહાસાગરમાં હંકારવાનું કામ જારી રાખવાથી હિંદુસ્તાન પહોંચાશે. સં
કરતા તેનો એ વિચાર દૃઢ થયો અને નવી દુનિયા શોધી કાઢવાને
ઈશ્વરે મને નિર્મિત કર્યો છે એમ તેને લાગ્યું.

કોલંબસ જેવો બુદ્ધિશાળી હતો તેવો વ્યવહારકુશળ પણ હતો.
તે જિનોઆમાં ગયો અને ત્યાં તેણે પોતાના દેશીઓને અજમાવી
તેમના તરફથી કંઈ સહાયતા મેળવવાની આશા ન રહેવાથી તે

ગયો. ત્યાંના રાજા જૉન આગળ તેણે પોતાની ધારણા મૂકી. જૉને તે વિષે પોતાની સભાનો મત લીધો. પરંતુ સભાએ એ યોજના લખલૂટ ખરચ કરાવનારી અને નિરર્થક ગણી હસી કાઢી.

એ પ્રમાણે કોલંબસે સ્પેનમાં પોતાની યોજના ત્યાંના રાજા ફર્ડિનાંડ આગળ મૂકી. તેની સભાએ પણ તેને તુચ્છકારી કાઢી. તેણે ઇંગ્લંડ અને ફ્રાન્સના રાજાઓને પત્રદ્વારા વિનતિ કરી; પણ તે વ્યર્થ ગઈ. આખરે, ઇ. સ. ૧૪૯૨માં તેને સ્પેનની રાણી આઇસાબેલાની મુલાકાત થઈ અને તેના મિત્રોએ રાણીસમક્ષ તેનો પક્ષ એટલા બધા જુસ્સા અને દલીલથી ખેંચ્યો કે રાણીએ તેના સાહસમાં મદદ કરવા કબૂલ કર્યું. ઇ. સ. ૧૪૯૨ની ૧૭મી ઑગસ્ટે કોલંબસે પેલૉસ બંદરેથી પોતાનું વહાણ હંકાર્યું. તેની સાથે ત્રણ વહાણ હતાં.

કિનારા પર પ્રેક્ષકોનું મોટું ટોળું ભેગું થયું હતું. તે બધાં માણસોએ પ્રભુની પ્રાર્થના કરી કે સફર સફળ થાય! તેમને ઘણી બીતિ હતી કે સફર નિષ્ફળ ને જોખમભરેલી નીવડશે.

મહીના એકમાં કોલંબસ કૅનૅરિના ટાપુએ પહોંચ્યો. આટલો ભાગ ખલાસીઓને જાણીતો હતો. એટલે કોલંબસની સફર અહિંથીજ શરૂ થએલી ગણી શકાય. અહિંથી તેઓ અજાણ્યા ભાગમાં દાખલ થયા.

પહેલે દિવસે દરિયો ઘણો શાંત હતો તેથી વહાણ થોડુંજ આગળ ચાલ્યું. પરંતુ બીજે દિવસે કૅનૅરિના ટાપુ દેખાતા બંધ થયા એટલે ખલાસીઓ ઘણા નાઉમેદ અને ભયભીત થયા. કોલંબસનું કામ તેમને મોટું સાહસ લાગતું હતું અને તે સફળ થશે એવી તેમને બિલકુલ આશા નહોતી. આથી તેમણે રુદન કરવા માંડ્યું અને છાતીઓ કૂટવા માંડી. તેમને લાગ્યું કે હવે આપણે જમીન દેખવાના નથી.

કોલંબસે તેમને બહુ સમજાવ્યા અને દિલાસા આપ્યા. તેણે ખાતરીપૂર્વક કહ્યું કે આપણી સફર સફળજ થશે, આપણે નવી ભૂમિ શોધી કાઢીશું, અને તેમાંથી પુષ્કળ દ્રવ્ય મેળવીશું.

કોલંબસમાં નાવિકકળા, અડગ હિંમત, સંશોધક શક્તિ, પોતાની લાગણીને શાંત રાખવાનું અને બીજાની લાગણી પર કાબુ મેળવવાનું બળ, આટલા ગુણો હતા. તે ઉપરાંત નાવિકને લગતાં તમામ કામોનું બહુ ઊંચા પ્રકારનું જ્ઞાન હતું. તે દરેક કામ તે જાતે કરતો અને થોડાજ કલાક નિદ્રા લેતો; બાકીનો બધો વખત તે તૂતક પર રહેતો. દરિયામાં અવલોકન કરવાનાં યંત્રો તે પોતાની પાસેજ રાખતો. પોર્ટુગીઝ નાવિકોની પેઠે તે ભરતી અને પ્રવાહની ગતિ તપાસતો, ઊડતાં પક્ષીઓને, નવાં માછલાંને, અને ઘાસ કે બીજું તરતું દેખાતું તેને તે પોતાની નોંધપોથીમાં ચોકસાઈથી નોંધી લેતો.

### પ્રશ્ન

૧. પાઠને મથાળે કવિતાની પંક્તિ આપી છે તે કયા કવિની છે? આગળ તમે એજ વિષયની એજ કવિતા શીખ્યા છો?
૨. 'હસવું–હસી કાઢવું'—એમાં શો ફેર છે?
૩. 'નિરર્થક' એ કેવો સમાસ છે? એને છેડે જેમ 'ક' પ્રત્યય છે તેવા 'ક' પ્રત્યયવાળા એજ જાતના સમાસના દાખલા આપો.

---

# પાઠ ૩જો

## કોલંબસ, ભાગ ૨જો

કોલંબસે પશ્ચિમ તરફજ હંકાર્યા કર્યું. તેનું વહાણ કૅનેરિ ટાપુથી ૧,૨૦૦ એક માઇલ ગયું એટલે તેને દરિયામાં એટલા બધા ઘાસના છોડ માલમ પડ્યા કે જાણે તે એક વિસ્તૃત ઘાસનું મેદાનજ ન હોય એમ તેને લાગ્યું. કેટલેક ઠેકાણે તો તે એટલા ગાઢ હતા કે તેથી વહાણની ગતિ અટકશે એવી તેને ધાસ્તી લાગી.

આવો દેખાવ જોઈને ખલાસીઓ બીધા. તેમને લાગ્યું કે હવે વહાણ હંકારી શકાય એવા દરિયાની સીમા આવી રહી છે; આ તરતા ઘાસના છોડની નીચે ખરાબા હોવા જોઈએ.

કોલંબસે તેમને સમજાવ્યા કે તમને જે ભયનું કારણ જણાય છે તે ભયનું કારણ નથી. એથી તો ઉલટી આશા ઉત્પન્ન થાય છે કે હવે જમીન પાસે હોવી જોઈએ.

એટલામાં પવનનો સપાટો વધ્યો. વહાણ જલદી ચાલ્યું અને પક્ષીઓ ઊડતાં જણાયાં. તેઓ પશ્ચિમ તરફ જતાં હતાં.

આ જોઈ નિરાશ થએલા ખલાસીઓમાં હિંમત આવી. તેઓ હવે લગભગ ૨ ૩૦૦ માઇલ દૂર ગયા હતા; પણ ખલાસીઓ ચોંકી ન જાય માટે આપણે ૧,૫૦૦ માઇલ આવ્યા છીએ, એમ તેણે કહ્યું. તેના સિવાય પોતાનાં ને બીજાં વહાણોના કોઈ ખલાસીઓમાં એ બાબતનું જ્ઞાન નહોતું, એટલે તેનું કહેવું માનવાની સહુને જરૂર પડતી.

હવે તેમને સ્પેન છોડ્યાને ત્રણ અઠવાડીઆં થઈ ગયાં હતાં; પરંતુ હજી જમીન નજરે પડતી નહોતી. પક્ષીઓને જોઈને તેમણે જમીન પાસે હોવાની જે આશા બાંધી હતી તે વ્યર્થ ગઈ હતી. કેટલાકના મનમાં એવા વિચાર આવ્યા કે રાજાએ આવી કાલ્પનિક યોજનાને શા માટે ઉત્તેજન આપ્યું ? આપણે રાજાની આજ્ઞા માથે ચઢાવી અજાણ્યા સમુદ્રમાં બહુ દૂર આવ્યા છીએ. હવે જ્યાંસુધી વહાણો સહીસલામત છે ત્યાંસુધીમાં પાછા ફરવુંજ યુક્ત છે. જમીન તો કંઈ નજરે પડતી નથી. આ નિઃસીમ સમુદ્રનો અંત ક્યારે આવશે ?

આવા વિચાર ધીમે ધીમે બધા ખલાસીઓમાં દાખલ થયા. કેટલાક તોફાની માણસો એટલે લગણ સૂચના કરતાં પણ બીધા નહિ કે સહુથી ઉત્તમ શીઘ્ર વિચાર એજ છે કે કોલંબસને દરિયામાં ઝોકાવી દેવો. આવો નકામો ખરચ કરાવનાર અને વિફળ યોજનામાં ઉતારનાર પુરુષને માટે રાજા કે પ્રજા, કોઈને શોક થવાનો નથી.

કોલંબસને આ બધા તરકટની ખબર હતી. પણ તે પોતાની શાંતિ કદી ખોતો નહિ. બહારથી કંઈ ગભરામણ કે ચિંતા બતાવ્યા વિના તે હમેશ આનંદમાંજ રહેતો અને આપણી યોજના સફળજ થવાની છે,

એમ આશાનાં કિરણ હમેશ તેના મુખ પર સ્ફુરતાં. ખરેખર, તેની હિંમત અલૌકિક હતી. તે કેટલીક વાર દિલાસો આપી સમજાવતો. હવે આપણી સફર સફળ થવાની તૈયારી છે અને તે સફળ થશે એટલે તમને પુષ્કળ દ્રવ્ય અને કીર્તિ મળશે એવી એવી લાલચો આપી કેટલીક વાર તેમને શાંત કરતો અને કેટલીક વાર અધિકારના રૂઆબથી તેમને તે કાબુમાં રાખતો.

જેમ જેમ તેઓ આગળ ચાલતા ગયા તેમ તેમ પક્ષીઓ ટોળાં-બંધ જણાવા લાગ્યાં. તેઓ નૈર્ઋત્ય દિશા તરફ જતાં હતાં. તેમને તે દિશામાં જતાં જોઈ કોલંબસે વહાણો તે દિશા તરફ વાળ્યાં. પરંતુ તે દિશા તરફ હંકારતાં પણ ઘણા દિવસ ગયા, એટલે ખલાસીઓમાં અમલદારવર્ગ કોલંબસની પક્ષમાં હતો તે પણ સામો થયો. બધા માણસો તેને પાછો ફરવાનો આગ્રહ કરવા લાગ્યા. આ વખત તેને લાગ્યું કે હવે ખલાસીઓ કબજામાં રહેવાના નથી. તેણે ત્રણ દિવસની મુદ્દત માગી અને બધાને વચન આપ્યું કે ત્રણ દિવસને અંતે જમીન નહિ દેખાય તો આપણે પાછા ફરીશું.

કેટલાંક ચિહ્નો ઉપરથી કોલંબસને આશા હતી કે જમીન પાસે હોવી જોઈએ, તેથી તેણે આવી ટૂંકી મુદ્દત નક્કી કરી. એવામાં આશાજનક ચિહ્નો વધવા લાગ્યાં. એક વહાણના ખલાસીઓએ તરત કાપેલી એવી જણાતી નેતર તણાતી જોઈ. બીજા વહાણના ખલાસીઓએ નકશીવાળું લાકડું તણાતું જોયું. પવન વધારે નરમ અને ગરમ વાવા લાગ્યો. આ ઉપરથી કોલંબસે ઈશ્વરની જાહેર પ્રાર્થના કરી. મધરાત પહેલાં બે કલાક પર તેણે દૂર એક દીવો જોયો અને બીજા ખલાસીઓને તે બતાવ્યો. પ્રાતઃકાળ થતાં તો બધી ચિંતા ને સંશય દૂર થયાં. દરેક વહાણમાંથી છએક માઈલને છેટે ઉત્તર તરફ એક ટાપુ દેખાવા લાગ્યો.

બધા ખલાસીઓ પ્રભુની પ્રાર્થના કરવા મંડ્યા. બધા કોલંબસની સ્તુતિ કરવા લાગ્યા અને તેની સામા થયા તેને માટે તેની ક્ષમા યાચવા લાગ્યા. અગાઉ જેને નિંદતા હતા તેને હવે તેઓ દિવ્ય પુરુષ માનવા લાગ્યા.

આ નવી ભૂમિ પર કોલંબસે સહુથી પહેલો પગ મૂક્યો. પછી બધા ખલાસીઓ ત્યાં ઊતર્યા. સફર સફળ થઈ માટે સર્વેએ ભેગા મળી પ્રભુની પ્રાર્થના કરી. પછી તેમણે તે ટાપુનો કબજો લીધો.

ટાપુના વતનીઓ આ નવી પ્રજાને જોઈને આશ્ચર્ય પામ્યા. તેમની ચામડી, તેમનો પહેરવેશ, અને તેમનાં હથિયાર તેમને તદ્દન નવાઈભરેલાં લાગ્યાં. તેમનાં વહાણો જોઈને તેમને આશ્ચર્ય લાગ્યું. પક્ષીઓની પેઠે એ પાંખથી ચાલે છે કે શું? આ લોકો કઈ ભૂમિના છે? આવા વિચાર તેમના મનમાં સ્વાભાવિક રીતે આવ્યા વિના રહ્યા નહિ.

યુરોપના ખલાસીઓ પણ આ દ્વીપવાસીને જોઈને તેવુંજ આશ્ચર્ય પામ્યા. લોકો નગ્ન ફરતા હતા. દરેક વૃક્ષ ને લતા જોઈ તેમને વિસ્મય થયો. જમીન ઘણી ફળ્રુપ દેખાઈ, પણ તેને કોઈ ખેડતું ન હોય એમ લાગ્યું. કોલંબસે આ ટાપુનું નામ સાન સાલ્વાડોર પાડ્યું. એ ટાપુ મેક્સિકોના અખાતના મુખ પર આવેલા બાહમા નામના દ્વીપસમૂહમાં આવેલો છે.

### પ્રશ્ન

૧. 'નિઃસીમ' એ કેવો સમાસ છે? એનો વિગ્રહ કરો.

૨. 'દ્વિપ' ને 'દ્વીપ' એ બેના અર્થમાં શો ફેર છે? એ શબ્દો શી રીતે બનેલા છે, તે સમજાવો.

૩. 'અધિકારનો રૂઆબ' એટલે શું?

---

# પાઠ ૪થો

## કોલંબસ, ભાગ ૩જો

સાન સાલ્વાડોર ટાપુના વતનીઓને કોલંબસે પૂછ્યું કે તમે આ સોનું ક્યાંથી લાવો છો ત્યારે તેમણે તેને દક્ષિણ દિશા બતાવી. તે દિશાએ વહાણ હંકારતાં તેણે ક્યૂબા, હૈટિ, ને હિસ્પૅનિઓલાના ટાપુઓ શોધી

કાઢ્યા. ત્યાં તેને વધારે સોનું માલમ પડ્યું અને ત્યાંના વતની સોનું ખુશીથી આપી તેના બદલામાં ઘંટ, મણકા, ને ટાંકણી જેવી વસ્તુઓ લેતા હતા.

આમ કેટલાક ટાપુઓ શોધી કાઢી, તેનો કબજો લઈ, તેમાં કેટલાક સ્પૅનિઅર્ડોને મૂકી, કોલંબસે પાછા ફરવાનો વિચાર કર્યો. જે જે ટાપુ તેણે શોધ્યા હતા તેમાંના કેટલાક વતનીઓ, વેપારને માટે ઉપયોગી થઈ પડે એવી ત્યાં પેદા થતી કેટલીક ચીજો, તેમજ પક્ષીઓ અને બીજી નવાઈની ચીજો, એટલું તેણે પોતાની સાથે વહાણમાં લીધું.

પાછા ફરતાં કોલંબસને ભારે તોફાન નડ્યું. ખૂબ તોફાની પવન વાયો અને જીવવાની આશા રહી નહિ. ખલાસીઓએ પ્રાર્થના કરવા માંડી. કોલંબસને પોતાની જાતને માટે ફીકર નહોતી; પરંતુ તેને લાગ્યું કે મારી કરેલી શોધનું ફળ લોકોને મળશે નહિ. તેથી તેણે પોતાની ઓરડીમાં જઈને પોતે જે સફર કરી હતી, જે ટાપુઓ શોધ્યા હતા, અને જે સંસ્થાન સ્થાપ્યું હતું, તે બધાંનું સંક્ષિપ્ત વર્ણન એક ચર્મપત્ર પર લખ્યું, તેને એક તેલમાં બોળેલા કપડામાં વિંટાળ્યું, તેને એક મીણીઆમાં મૂક્યું, અને તેને એક પીપમાં દાખલ કરી તે પીપ દરિયામાં ફેંક્યું કે કદાચ તે કોઈક ઠેકાણે તરતું જાય ને એ રીતે દુનિયાને પોતાની શોધનો લાભ મળે.

ઈશ્વરકૃપાથી તોફાન નરમ પડ્યું અને કોલંબસ સાત મહીને સ્પેનને કિનારે પહોંચ્યો. કોલંબસે નવી દુનિયા શોધી કાઢી છે અને તે પુષ્કળ સોનું ને નવી દુનિયાની પેદાશના નમુનાઓ લઈને આવ્યો છે અને તેની સાથે નવી દુનિયાના વતનીઓ પણ છે, એ ખબર સાંભળી એટલે લોકોના આનંદનો પાર રહ્યો નહિ. દેવળોમાં ઘંટ વાગવા માંડ્યા. દુકાનો બંધ થઇ અને કોલંબસને આવકાર દેવા લોકો ટોળાબંધ કિનારે આવી ચઢ્યા. રાજાનો જેવો સત્કાર થાય તેવો કોલંબસનો સત્કાર થયો.

સ્પેનના રાજારાણી તે વખતે બાર્સિલોનામાં હતા, ત્યાં કોલંબસ ગયો. ત્યાં તેને ખૂબ માન મળ્યું. તે એક મોટી વિજયયાત્રા કરી આવ્યો હોય તેમ લોકો તરફથી તેમજ રાજા તરફથી તેનો સત્કાર થયો. કોલંબસે રાજાને

૧૦૨૯



પોતે કરેલી શોધનું વર્ણન કર્યું અને જે જે પદાર્થો પોતાની સાથે તે લાવ્યો હતો તે બધું દર્શાવ્યું. ટાપુઓની આબાદી, જમીનની ફળદ્રુપતા, સોનું મેળવવાની આશા, નવાં નવાં વૃક્ષો અને તેનાં સુશોભિત લીલાં પાંદડાં, પક્ષીઓ અને તેનાં રમણીય પીંછાં, એ બધાંનું તેણે વિગતવાર બ્યાન આપ્યું. ત્યાંના જે વતનીઓને તેણે પોતાની સાથે આણ્યા હતા તેમને તેણે દર્શાવ્યા, તેમનાં પહેરવેશ, ઘરેણાં, વાસણ, અને શસ્ત્રો રજુ કર્યાં, અને તેમના સ્વભાવ અને રીતભાતની હકીકત કહી.

આ બધું સાંભળી રાજારાણી અત્યંત ખુશ થયાં. તેમણે ઇશ્વરની પ્રાર્થના કરી અને કોલંબસની બુદ્ધિ અને સાહસનાં ખૂબ વખાણ કર્યાં. તેની કીર્તિ ચારે તરફ ફેલાઈ. મોટા મોટા અમીર–ઉમરાવો તેનો સમાગમ મેળવવા આતુર થયા અને તે સમાગમને એક મોટું માન સમજવા લાગ્યા. આ પ્રમાણે કોલંબસની પહેલી સફરનું પરિણામ બધી રીતે સંતોષકારક નીવડ્યું.

કોલંબસ સ્પેનમાં ઘણી વાર રહ્યો નહિ. તે બીજી વાર સફરે નીકળ્યો. આ વખતે તેની સાથે ઘણા ઉમરાવો ગયા હતા. આ પ્રસંગે તેણે જમેકા શોધી કાઢ્યો. ઉમરાવોને પુષ્કળ સોનું મેળવવાની આશા હતી, તેમાં તેઓ નિરાશ થયા. આથી કોલંબસની વિરુદ્ધ પક્ષ બંધાયો. આથી તે બીજી સફર કરી સ્પેન પાછો ફર્યો ત્યારે તેનો સત્કાર અગાઉના જેવો થયો નહિ.

તોપણ કોલંબસને બીજી બે વાર સફરે મોકલવામાં આવ્યો. તેણે આ વખતે અમેરિકા ખંડ અને કૅરિબિયન સમુદ્રમાં બીજા ટાપુઓ શોધી કાઢ્યા. તેણે સ્થાપેલાં સંસ્થાનોમાં કજીઆ થવા માંડ્યા. સ્પૅનિઅર્ડ લોકો અને ત્યાંના વતની વચ્ચે લડાઈ થઈ. આથી ત્યાં વ્યવસ્થા સ્થાપિત કરવા કોલંબસે સ્પેનના રાજાને એક અધિકારી અને ન્યાયાધીશ મોકલવા લખ્યું.

મોટા પુરુષોની કીર્તિની અદેખાઈ કરનારા ઘણા હોય છે. દુષ્ટ પુરુષોમાં સ્પર્ધા કરવાની શક્તિ હોતી નથી ત્યારે તેઓ અદેખાઇથી ખોટી ખબરો ફેલાવી મોટા પુરુષોને ઉતારી પાડવાનો પ્રયત્ન કરે છે. કોલંબસની સામા આવો પક્ષ બંધાયો હતો, તેની શિખવણીથી રાજાએ બોબેડિલ્લોને

નવી દુનિયાનો સુબો નીમ્યો. તેણે નવી દુનિયામાં પગ મૂકયો કે તરતજ કોલંબસ અને તેના ભાઈઓને કેદ કર્યા ને તેમને પગે બેડી ઘાલી સ્પેન મોકલી દીધા.

રાજારાણીને શરમ આવવાથી કોલંબસને છોડી મૂકવાનો હુકમ કર્યો. રાજાએ તેનું પહેલાંની પેઠે સન્માન કર્યું. તે જોઈ રાજાના દરબારી અમલદારોએ તેને હલકો પાડવા યત્ન આરંભ્યો. તેમણે કહ્યું, એમાં શું ? ગમે તે કોઈ નાવિકે પશ્ચિમ તરફજ હંકાર્યા કરી આ કામ કર્યું હોત. એક વખત કોલંબસ રાજસભામાં ટેબલ પર ભોજન કરવા બેઠો હતો ત્યારે એવીજ ઢબે કેટલાક સભ્યોએ વાત કરવા માંડી. થોડી વાર કોલંબસ તે સાંભળી રહ્યો, પણ પછી તેણે તેમનું મોં બંધ કરવાનો નિશ્ચય કર્યો. તેણે એકદમ એક ઈંડું લીધું અને એવી દરખાસ્ત મૂકી કે જોઈએ, તમારામાંના કોણ આને એક છેડા પર ઊભું રાખી શકે છે ? તે બધાઓએ એક પછી એક તેમ કરવા યત્ન કર્યા; પણ કોઈથી તેમ કરી શકાયું નહિ. પછી કોલબસે તે હાથમાં લીધું ને એક છેડેથી લગારેક કાપી એકદમ સીધું ઊભું કર્યું. આવી સહેલાઈથી આ કામ થયું જોઈ બધા બોલી ઊઠયા, અમે પણ એમ તો કરી શકત. કોલંબસે કહ્યું, ખરેખર એ હિકમત તમને સૂઝી હોત તો તમે પણ કરી શકત. ઍટ્લૅંટિક સમુદ્રની બીજી બાજુએ એક ખંડ હોવો જોઈએ એવો વિચાર તમારામાંના કોઈને સૂઝયો હોત તો તેણે મારી પેઠે પશ્ચિમ તરફ સફર કરી અમેરિકા ખંડ શોધી કાઢયો હોત.

કોઈ પણ કામ તોડી પાડવું સહેલું છે. ‘જો’ આમ હોત એમ કહેવામાં કંઈ મહેનત નથી. પણ ‘જો’, ‘જો’ કહે શું વળ્યું ? ‘જો’થી દર્શાવાતી સ્થિતિ સંપાદન કરવામાંજ પરિશ્રમ ને બુદ્ધિબળ રહેલાં છે ને તેમાંજ ઉદયનું બીજ સમાએલું છે.

કોલંબસ પાછો સફરે ગયો. તેને ખાતરી હતી કે મારો દેશ હાલ મારી કદર કરતો નથી, તોપણ મારી શોધથી તે સમૃદ્ધિમાં આવ્યા વિના રહેવાનો નથી. આથી તેણે ચોથી ને છેલ્લી સફર કરી. આ સફરમાં તેણે જમાઈકાનો ટાપુ શોધી કાઢયો. પરંતુ પરિશ્રમ ને સંકટોથી તેની તબીઅત

લથડી ગઈ હતી ને તે વૃદ્ધ થયો હતો, તેથી તે સ્પેન પાછો ફર્યો. તે ઘણી દરિદ્ર ને દુઃખી અવસ્થામાં મરણ પામ્યો.

ઘણા મોટા માણસોની કદર તેમના જીવનમાં જોઈએ તેવી થતી નથી; પરંતુ તેમના મરણ પછી તેમના કામની ખરી કિંમત અંકાય છે. કોલંબસનું પણ એજ પ્રમાણે થયું છે.

### પ્રશ્ન

૧. કોલંબસ કયા ગુણોને લીધે પોતાના કામમાં ફત્તેહ પામ્યો?
૨. તેના જમાનામાં તેની જોઈએ તેવી બૂજ ન થઈ તેનું શું કારણ?
૩. 'રમણીય' શબ્દમાં કયો પ્રત્યય છે, તેનો શો અર્થ છે?

---

# पाठ ५मो

## प्रेमभक्ति

### पद

जे कोई प्रेम अंशे अवतरे, प्रेमरस तेना उरमां ठरे. टेक
सिंहणकेरूं दुध होय ते, सिंहणसुतने जरे;
कनकपात्र पाखे सहु धातु, फोडीने नीसरे. प्रेमरस० १
सकरखोरनुं साकर जीवन, खरना प्राणज हरे;
क्षार सिंधुनुं माछलडुं ज्यम, मीठा जळमां मरे. प्रेमरस० २
सोमवेलि रसपान शुद्ध जे, ब्राह्मण होय ते करे;
वगळवंशिने वमन करावे, वेद वाणी उचरे. प्रेमरस० ३
उत्तम वस्तु अधिकार विना मळे, तदपि अर्थ ना सरे;
मत्स्यभोगि बगलो मुक्ताफळ, देखि चंचु ना भरे. प्रेमरस० ४

एम कोटि साधने प्रेम विना, पुरुषोत्तम पूठ न फरे;
दया प्रीतम श्रीगोवरधनवर, प्रेमभक्तिये वरे. प्रेमरस० ५

दयाराम

प्रश्न

१. प्रेमभक्ति एटले शुं ?
२. 'माछलडुं'–एमां कयो तद्धित प्रत्यय छे ?
३. ए प्रत्ययना शा शा अर्थ छे ? एवा बीजा प्रत्ययो कहो.

---

# પાઠ ૬ટ્ઠો

## હરણ, શિયાળ, અને કાગડો, ભાગ ૧લો

ભક્ષ્યભક્ષકની પ્રીતિ, વિપત્તિજ સદા કરે;
શિયાળે પાશમાં બાંધ્યો, મૃગ કાકે છુટો કર્યો.

મગધ દેશમાં ચંપકાવતી નામનું મોટું જંગલ હતું. તેમાં લાંબો વખત થયાં એક હરણ અને એક કાગડો ઘણા સ્નેહમાં રહેતાં હતાં. હરણનાં અંગ ખાઇપીને હૃષ્ટપુષ્ટ થયાં હતાં; તે સ્વચ્છંદે વનમાં ભટકતું હતું. એવામાં તેને કોઈ શિયાળે જોયું. તેને જોઈને શિયાળે વિચાર્યું, ઓહો ! એનું માંસ કેવી રીતે હું નિરાંતે ખાઉં ? ભલે, પ્રથમ તો એનામાં મારે વિષે વિશ્વાસ ઉત્પન્ન કરું.

એમ વિચારી હરણની પાસે જઈ શિયાળે કહ્યું, મિત્ર! તું કુશળ તો છે?

હરણે શિયાળને પૂછ્યું, તું કોણ છે?

શિયાળે કહ્યું, હું શિયાળ છું. મારું નામ ક્ષુદ્રબુદ્ધિ છે. આ જંગલમાં હું બંધુરહિત વસું છું, તેથી હું જીવતું મૂઉં ન હોઉં એવું મને લાગે છે.

આજ તને જોઈ મને મિત્ર મળ્યો એમ સમજી હું પૂર્ણ આનંદમાં આવી ગયું છું. હવે હું બંધુરહિત ટળી બંધુસહિત થયું છું એટલે જીવતું મૂઉં ટળી પુનઃ જીવલોકમાં દાખલ થયું છું. હું હમેશ તારા અનુચર તરીકે વર્તીશ.

હરણે કહ્યું, ભલે એમ થાઓ.

પછી સૂર્ય આથમ્યો એટલે તેઓ બંને હરણના નિવાસસ્થાનમાં ગયાં. ત્યાં એક ચાંપાના વૃક્ષની શાખા ઉપર સુબુદ્ધિ નામનો કાગડો રહેતો હતો, તે હરણનો લાંબા વખતનો મિત્ર હતો. તે બંનેને જોઈને કાગડો બોલ્યો, ભાઈ, આ બીજું કોણ છે?

હરણે કહ્યું, એ શિયાળ છે. બંધુ વગર એ દુઃખમાં જીવન વ્યતીત કરતું હતું. એ મારૂં મિત્ર થયું છે.



કાગડાએ હરણને કહ્યું, ભાઈ, એકાએક આવેલા જોડે એકદમ મૈત્રી બાંધવી યુક્ત નથી. તેના ગુણદોષ ને આચરણ જોયા પછીજ મૈત્રી કરવી ઉચિત છે.

શિયાળે કાગડાને કહ્યું, ભાઈ, હરણ જ્યારે તને પ્રથમ મળ્યું, ત્યારે તારાં કુલ અને શીલ એને જાણીતાં નહોતાં; તો તારી જોડે એનો સ્નેહ કેમ દિવસે દિવસે વધતો જાય છે? જેમ આ હરણ મારો મિત્ર છે, તેમ તું પણ છે.

હરણે કહ્યું, આપણે બધાં પરસ્પર વિશ્વાસ રાખી વાર્તાવિનોદ કરીશું અને એક સ્થળે સુખે રહીશું.

કાગડાએ કહ્યું, ભલે એમ થાઓ.

બીજે દિવસે પ્રાતઃકાળે બધાં સહુ સહુને રુચતે સ્થળે ગયાં.

એક દિવસ શિયાળે ધીમેથી હરણને કહ્યું, ભાઈ, આ વનના એક ભાગમાં એક ખેતર છે તે અન્ન ને ઘાસથી ભરેલું છે. ત્યાં હું તને તેડી જઈશ અને તે બતાવીશ.

એમ કહી શિયાળે હરણને એક સુંદર ખેતર બતાવ્યું. ત્યાં હરણે દરરોજ જવા માંડ્યું ને આનંદથી ઘાસ ચરવા માંડ્યું.

ખેતરના માલીકે ખેતરની આવી સ્થિતિ જોઈ તેમાં જાળ નાખી કે ખેતરને ઉજ્જડ કરનાર જાળમાં ફસાય.

હરણ ત્યાં ગયું એટલે જાળમાં સપડાયું. તેણે વિચાર્યું, આ યમના ઘરમાંથી મને છોડવવાને મારા મિત્ર સિવાય બીજું કોણ સમર્થ છે? મિત્ર આવશે એટલે તેને કહીશ કે મને આ જાળમાંથી મુક્ત કર.

શિયાળે ત્યાં આવી જોયું કે હરણ જાળમાં પકડાયું છે. તેણે વિચાર્યું, ચાલો, મારા કપટમાં હું ફાવ્યું છું. મારા મનોરથ સિદ્ધ થયા છે. આ હરણ કાપી નંખાશે એટલે એનાં માંસ અને લોહીથી ખરડાએલાં હાડકાં જરૂર મારે હાથ આવશે ને તે બધું મને ઘણા દિવસ સુધી પહોંચે એટલું ભોજન પૂરૂં પાડશે.

# પાઠ ૭મો

## હરણ, શિયાળ, અને કાગડો, ભાગ રજો

હરણ શિયાળને જોઈને આનંદ પામ્યું. તેણે ધાર્યું, હવે મારી મુક્તિ થશે. તેણે આનંદની ઊર્મિમાં તેને કહ્યું, મિત્ર, પ્રથમ તો મારૂં બંધન છેદી નાખ; મને સત્વર બચાવ.

શિયાળે જાળ જોઈ વિચાર્યું, ખરેખર, બંધ ઘણો સખ્ત છે. તેણે હરણને કહ્યું, મિત્ર, ફાંસો સ્નાયુનો બનેલો છે. આજ રવિવાર છે. એ પવિત્ર દિવસે હું એને દાંત વડે શી રીતે સ્પર્શ કરૂં? ભાઈ, તારા મનમાં કંઈ અંદેશો નહિ હોય તો કાલ સવારે તું જે કહે છે તે હું કરીશ.

સાંજે હરણ પોતાના નિવાસસ્થાનમાં ગયું નહિ, તેથી કાગડાએ તેને આમતેમ શોધ્યું. શોધતાં શોધતાં તેણે તેને એક ખેતરમાં જાળમાં પડેલું દીઠું. તેને જોઈ તેણે તેને પૂછ્યું, ભાઈ, આ શું ? આમ કેમ થયું ?

હરણે કહ્યું, મેં મારા મિત્રનું કહ્યું તિરસ્કાર્યું, તેનું આ ફળ મને પ્રાપ્ત થયું છે. એમ કહી તેણે બનેલી હકીકત કહી.

કાગડાએ પૂછ્યું, તે ધૂર્ત શિયાળ ક્યાં છે ?

હરણે કહ્યું, મારા માંસનું લોભી તે અહિંજ પડેલું છે.

કાગડાએ કહ્યું, મેં પહેલાંથીજ તને વાર્યું હતું. પછી લાંબો નીસાસો મૂકી તેણે તે શિયાળને ઉદ્દેશીને કહ્યું, અરે ધૂર્ત ! તેં પાપીએ આ શું કર્યું?

સવારે ખેતરના માલીકને હાથમાં લાકડી લઈ તે ઠેકાણે ફરતો કાગડાએ જોયો. તેને જોઈ કાગડાએ હરણને કહ્યું, ભાઈ! તું મરી ગયું હોય એવો દેખાવ કર. વાયુથી તારૂં પેટ ફુલાવ અને પગને નિશ્ચલ રાખીને બેસ. હું તારા નેત્ર પર ચંચુપ્રહાર કરીશ. પછી હું જ્યારે 'કા કા' કરૂં ત્યારે તારે ઊઠવું ને સત્વર પલાયન કરી જવું.

હરણ કાગડાના કહ્યા પ્રમાણે બેઠું.

ખેતરના માલીકે હરણને મુડદાલ જેવું પડેલું જોયું, એટલે તેનાં નેત્ર હર્ષથી પ્રફુલ્લ થયાં. ઓ! એ તો જાતેજ મરી ગયું, એમ કહી ક્ષેત્રપાળે તેને બંધનમાંથી મુક્ત કર્યું અને જાળ લઈ, પાછા ફરવાની તૈયારી કરવા માંડી.

એટલામાં કાગડાની 'કા કા' સાંભળી હરણ જલદી ઊઠ્યું ને પલાયન કરી ગયું. તેને મારવા ક્ષેત્રપાળે પોતાની લાકડી જોરથી ફેંકી. તે લાકડી હરણને બદલે પેલા શિયાળને વાગી ને તે તરત મરણ પામ્યું.

ખરેખર, મનુષ્યનાં પાપ, ત્રણ દહાડે, ત્રણ પખવાડીએ, ત્રણ મહીને, કે ત્રણ વર્ષે પણ ફળ્યાં વિના રહેતાં નથી. કર્મ કોઈને છોડતું નથી.

આથીજ ગયા પાઠને મથાળે પદ્ય આપેલું છે કે

ભક્ષ્યભક્ષકની પ્રીતિ, વિપત્તિજ સદા કરે;
શિયાળે પાશમાં બાંધ્યો, મૃગ કાકે છુટો કર્યો.

શિયાળ ને મૃગની વચ્ચે મૈત્રી કેવી! શિયાળ ભક્ષક છે ને મૃગ એનું ભક્ષ્ય છે. એ બેની મૈત્રી તો સાપ અને નોળીઆની મૈત્રી જેવી છે. ભક્ષ્ય ને ભક્ષકની વચ્ચેની પ્રીતિ સ્વાર્થીજ હોય છે; પરિણામે તેમાંથી હમેશ વિપત્તિ–વિનાશજ નીપજે છે. શિયાળે હરણને ફસાવી ખેતરમાં આણ્યું ને ક્ષેત્રપાળની જાળમાં ફસાવ્યું. તેનો વિચાર એનું ભક્ષ કરવાનો હતો; પરંતુ નિઃસ્વાર્થી મિત્ર કાગડાએ એને પાશમાંથી છોડવ્યું અને છેવટે જે હરણે મિત્રને માટે ખાડો ખોદ્યા તે જાતેજ તેમાં ડટાયું. 'કરે તેવું ભોગવે,' 'વાવે તેવું લણે,' એ કહેવતો સાચી છે, તે શિયાળના સમજવામાં આવ્યું.

---

# પાઠ ૮મો

## જ્વાળામુખી પર્વત આગળ

પૃથ્વીની અંદરનો ભાગ અત્યંત ઉષ્ણ હોય છે. તે એવો ઉષ્ણ હોય છે કે કઠણમાં કઠણ પત્થર પણ તેમાં ઓગળી જાય ને તેનો રસ થાય કે પ્રવાહી થાય. કોઈ સ્થળે એવું બને કે ખડકો કે પહાડોમાંની કરાડોમાંથી



પાણી પૃથ્વીના ગર્ભમાં ઊતરે ને ખૂબ વરાળ થવાથી તે પૃથ્વીની ઉપર જોસબંધ ફૂટી આવે તો ત્યાં જ્વાળામુખી છિદ્ર થએલાં જોવામાં આવે છે. પર્વત ઉપરજ જ્વાળામુખી છિદ્ર બને છે એમ નથી; પણ સાધારણ રીતે કેટલાક પર્વતોમાં આવું બને છે.

જ્યાં આગળથી જ્વાળામુખી પર્વતમાંથી રસ કે વરાળ નીકળે છે ત્યાં મોટી કરાડ હોય છે. ત્યાંથી વરાળના ગોટેગોટા નીકળે છે. તે એવા કાળા જણાય છે કે લોકો તેને ભૂલથી ધુમાડો માને છે. જેમ વરાળ કે રસ નીકળે છે તેમ કોઈ વાર જ્વાળામુખી પર્વતની કરાડમાંથી ફડાફડ પત્થર ફૂટે છે ને ઊડે છે.

પ્રખ્યાત જ્વાળામુખી પર્વત ઇટલિમાં વેસુવિયસ પર્વત આગળ છે. જિજ્ઞાસુ પ્રવાસી લોકો તેનું બરાબર નિરીક્ષણ કરી પોતાની જિજ્ઞાસા તૃપ્ત

કરી શકે તેથી હાલ તે પર્વતના લગભગ જ્વાળામુખી સ્થળ સુધી આગગાડીની સગવડ થઈ છે.

ઇ. સ. ૭૯ના વર્ષમાં વેસુવિયસનો જ્વાળામુખી પ્રચંડ રીતે ફાટયો હતો. તે સમયે ત્યાં અગ્નિ, રાખ, વરાળ, અને બળતા પદાર્થોના ભયંકર ગોટેગોટા ઉદ્ભવ્યા હતા. બળતા પદાર્થોની રાખ વેસુવિયસ પર્વતની એક બાજુએ પડી ને તેને પરિણામે પૉમ્પિ નામનું ગામ ડટાઈ ગયું. પિગળેલા પત્થર એ પર્વતની બીજી બાજુએ પડ્યા ને તેને પરિણામે હર્ક્યુલેનિઅમ નામનું ગામ નાશ પામ્યું. પૉમ્પિનાં ખંડિયેરો ખોદીને શોધી કાઢવામાં આવ્યાં છે; પણ હર્ક્યુલેનિઅમનાં ખંડિયેરો હજી શોધી કઢાયાં નથી. પૉમ્પિની શેરીઓ, તેનાં બજારો, દુકાનો, નાટકશાળાઓ, રહેવાનાં ઘરો રાખ નીચે દબાયાં હશે ત્યારે જેવાં હશે તેવાં ને તેવાં હાલ જોઈ શકાય તેમ છે. તે ખંડિયેરોમાં કેટલાક ખાવાના પદાર્થ રંધાતી હાલતમાં તોફાનને વખતે હશે તેમના તેમ અત્યારે જોઈ શકાય છે. ભીંતો પર ચૂંટણીની જાહેર ખબરો એમને એમ માલમ પડે છે. સ્ત્રીપુરુષો—આ બાલવૃદ્ધ બળતાંમાંથી બચવા જેમતેમ નાઠાં હશે તેની અવશિષ્ટ આકૃતિ પણ જોવામાં આવે છે. રથોનાં પૈડાંના ચીલાઓ સુદ્ધાં તે વખતે પડેલા તે હજી એવા ને એવા માલમ પડે છે.



પૉમ્પિનાં ખંડિયેર

છેલ્લામાં છેલ્લો ઇ. સ. ૧૯૦૬ના વર્ષમાં વેસુવિયસ ફરી ફાટી નીકળ્યો હતો. તે વખતે જે બળતી રાખ ઊડી હતી તેનાથી નેપલ્સ નગરના બજારનું છાપરૂં કચડાઈ ગયું હતું.

જાવા આગળ ક્રક્રોઆ નામનો બેટ હતો. તે મુખ્યત્વે જ્વાળામુખી ખડકનો બનેલો હતો. તે ખડક ઇ. સ. ૧૮૮૩માં ફાટયો ને બેટ હતો ન હતો થઈ ગયો.



પૉમ્પિનાં ખંડિયેર

એક જ્વાળામુખી પર્વતની સાથે એક વિચિત્ર બનાવ જોડાએલો વર્ણવામાં આવે છે. એક વખત એક મિથ્યાભિમાની માણસના મનમાં એવો વિચાર સ્ફુર્યો કે મારા શરીરનો કોઈ પણ ભાગ અવશિષ્ટ રહેલો જણાય નહિ તેમ હું એકદમ લુપ્ત થાઉં તો લોકો એમ માનશે કે કોઈ દૈવી બળથી હું સ્વર્ગમાં જઈ દેવ તરીકે વસ્યો હોઇશ. આમ વિચારી, એ ભાઈએ એકાદ જ્વાળામુખી પર્વતની ધગધગતી કરાડમાં છૂપી રીતે પડતું મૂક્યું. લોકોએ તેને ખૂબ શોધ્યો, પણ તેનો તેમને પત્તો લાગ્યે નહિ. એક દિવસ તે જ્વાળામુખીમાંથી તેનો એક જોડો ઊછળી આવ્યે

ને ભેદ પ્રગટ થઈ ગયો. લોકો સમજી ગયા કે એ મૂર્ખને દેવ તરીકે ખપવું હતું, તેથી એણે આત્મહત્યા કરી હતી.

કેટલાક જ્વાળામુખી પર્વતો વખત જતાં શાંત પડી જાય છે. શાંત થએલા જ્વાળામુખીની એક વખતની હયાતીનાં ચિહ્ન દુનિયાના ઘણા દેશોમાં જડી આવે છે.

---

# પાઠ ૯મો

## દયાનું દિવ્ય સ્વરૂપ, ભાગ ૧લો

શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં શ્રીકૃષ્ણે મનુષ્યના ગુણોને દૈવી સંપત્તિમાં મૂક્યા છે અને દુર્ગુણોને આસુરી સંપત્તિમાં મૂક્યા છે. એ ગુણોમાં અહિંસા એ મોટો ગુણ છે.

અહિંસા એટલે કોઈ પણ પ્રાણીને શરીરથી, મનથી, કે વાણીથી કોઈ પણ પ્રકારની ઇજા ન કરવી તે. આપણા શરીરને કોઈ ઇજા કરે, આપણી તરફ દ્વેષભાવ, ઇર્ષ્યા, કે અપકારની લાગણી ધરાવે કે આપણને કડવાં વચન કહે તો આપણા શરીરને અને મનને દુઃખ થાય છે. મનુષ્યમાત્રને સુખ પ્રિય છે; કોઈને દુઃખ વહાલું નથી; માટે જેવો આપણામાં જીવ છે તેવોજ અન્ય પ્રાણીમાં છે, આપણને જેવું દુઃખ થાય છે તેવું તેને પણ થશે, એ વિચાર મનમાં લાવી આપણે હમેશ વર્તવું જોઈએ અને કોઈને પણ ઇજા ન કરવી, એનું બુરૂં ન ઇચ્છવું, કે એને અપ્રિય લાગે તેવું વચન કહેવું નહિ.

વિદ્વાનોએ કહ્યું છે કે જે પુરુષો સર્વ પ્રાણીને પોતાના જેવાં ગણી તેમની તરફ નજર કરે છે તેઓજ દેખતા છે; બાકી બધા આંખ છતાં અંધ છે. અર્થાત્, આપણે સુખ જોઈએ છીએ ને બીજાને જોઈતું નથી, આપણામાં જીવ છે ને બીજામાં જીવ નથી, એવી દૃષ્ટિ એ રાક્ષસી દૃષ્ટિ છે. પ્રાણિમાત્રને આપણા જેવાંજ ગણવાં એ દૈવી દૃષ્ટિ છે.

અહિંસા એ હિંદુ ધર્મનો તેમજ જૈન ધર્મનો મુખ્ય સિદ્ધાંત છે. ગૌતમ બુદ્ધે દરિદ્ર અવસ્થાનું, ઘડપણનું, અને રોગીનું દુ:ખ જોઈ બાલ્યાવસ્થામાં રાજ્યનો ત્યાગ કરી વનવાસ સેવ્યો. કામનામાત્ર દુ:ખરૂપ છે, માટે કામનાનો ત્યાગ કરવો એ તેમણે બોધ કરેલા ધર્મનું રહસ્ય છે. આપણે કોઈ પણ કામના તૃપ્ત કરવા માટેજ અન્યને દુ:ખ દેવા લલચાઈએ છીએ. એ કામનાનો ત્યાગ કરી સાત્ત્વિક વૃત્તિ રાખવી, એવો ભગવાન્ બુદ્ધનો ઉપદેશ છે. કોઈને પણ ઈજા ન કરવી, આપણા શરીરને પણ નહિ, એવો એમના બોધનો સાર છે. ખ્રિસ્તિ ધર્મમાં પણ કહ્યું છે કે 'તમારી તરફ અન્ય પુરુષોનું જેવું વર્તન તમે ઇચ્છતા હો તેવુંજ વર્તન તમે તેમની તરફ રાખો.' પ્રાણીને ઈજા કરવાનું કોઈ પણ ધર્મ કહેતો નથી. જન્મના દુષ્ટ સંસ્કાર, ખરાબ કેળવણી, નઠારી સોબત અને પરિસ્થિતિ, એવાં કારણોથી ઉત્પન્ન થતી દુષ્ટ ભાવનાઓને તૃપ્ત કરવા મનુષ્ય મનુષ્ય ટળી પશુ બને છે. તમે સારી કેળવણી લો, સારા સોબતીઓ રાખો, ને સારી પરિસ્થિતિમાં રહો, એટલે તમને નઠારાં કામ કરવાની ઇચ્છા નહિ થાય.

લડાઈથી થતો નાશ જોઈ અશોકનું દયાળુ હૃદય પીગળ્યું. તે સમયથી તેણે પ્રતિજ્ઞા લીધી કે હવે પછી મારે કોઈ પણ દિવસ લડાઈ કરવી નહિ. યુદ્ધથી થતા નાશ માટેનો પશ્ચાત્તાપ તેણે એક શિલાલેખમાં કોતરાવ્યો.

અધિકારીઓને અધિકારની રૂએ શિક્ષા કરવાનો પ્રસંગ આવે ત્યારે તેમણે હમેશ દયા દર્શાવવી જોઈએ. દયા વિનાનો ન્યાય તે ન્યાય નથી. ન્યાયાધીશે ન્યાયની સખ્તાઈને હમેશ દયાથી નરમ કરવી જોઈએ.

સ્ત્રીનું હૃદય પુરુષના હૃદય કરતાં વિશેષ દયાળુ હોય છે. આજ કારણથી માંદાંની માવજત પુરુષો કરતાં સ્ત્રીઓ સારી રીતે કરી શકે છે. જે પુરુષોમાં દયા ન હોય કે ઓછી હોય તેમણે એ ગુણ સ્ત્રીઓ તરફથી મેળવવો જોઈએ.

દુનિયાના એક મહાન્ કવિ શેકસપીઅરે દયાના ગુણ ગાતા કહ્યું છે કે

"દયાનો ગુણ કંઈ તાણીતોસીને મેળવાતો નથી. એ તો દિવ્ય ગુણ છે. આકાશમાંથી જેમ મેઘવૃષ્ટિ પૃથ્વી પર પડે છે તેમ એ ગુણ ઈશ્વર તરફથી પ્રાપ્ત થએલો છે. એ બેનું કલ્યાણ કરે છેઃ દયા કરનારનું ને જેને દયા બતાવવામાં આવે છે તેનું. મસ્તક પર મુકુટ કરતાં એ ગુણ રાજાને વિશેષ શોભાવે છે. રાજદંડ એની ઐહિક સત્તાનું ચિહ્ન છે અને તે એ સત્તાની સાથે જોડાએલો આડંબર ને ભય સૂચવે છે. પરંતુ દયાનું સ્થાન એ રાજચિહ્નથી સૂચવાતા અધિકાર કરતાં ઘણું ઊંચું છે. દયા રાજાઓના હૃદયમાં અભિષિક્ત થએલી છે. તે સાક્ષાત્ ઐશ્વરી ગુણ છે. જ્યારે ન્યાયની સાથે દયા મળેલી હોય છે ત્યારે માનુષી શક્તિ ઐશ્વરી શક્તિ જેવી શોભે છે."

---

# પાઠ ૧૦મો

## દયાનું દિવ્ય સ્વરૂપ, ભાગ રજો

આગલા પાઠમાં આપણે આપણા જાતિભાઈઓને આપણા જેવા ગણી તેમના તરફ દયા દર્શાવવી એ આપણો ધર્મ છે, એ વિષે વાત કહી. આ પાઠમાં અન્ય પ્રાણીઓ પ્રતિ દયા દર્શાવવાનો બોધ કર્યો છે.

પ્રાણીઓ આપણી પેઠે વાચાથી પોતાનું દુઃખ દર્શાવી શકતાં નથી, માટે તેઓમાં દુઃખની લાગણીજ નથી એમ ધારી તેમને દુઃખ દેવું એ ઘણું ક્રૂર કર્મ છે અને મનુષ્યને છાજતું નથી.

મનુષ્ય પોતાના બુદ્ધિબળે જંગલી પ્રાણીઓને પણ વશ કરે છે. તે તેમની પાસે પોતાને જોઇતું કામ લે છે. પરંતુ બળદોને, ઘોડાને, અને ગધેડાંને મારતો તેને આપણે જોઈએ છીએ ત્યારે આપણા મનમાં સહજ એવો વિચાર આવ્યા વિના રહેતો નથી કે મનુષ્ય કેવો સ્વાર્થી છે! પોતાના મોજશોખને માટે તે પ્રાણીઓ પર જુલમ કરે છે. તેમનાંમાં પણ જીવ છે અને તેમને પણ ઈજા થશે એવો વિચાર સ્વાર્થદૃષ્ટિથી અંધ બનેલા આ નરપશુના હૃદયમાં ક્યાંથી પ્રવેશ કરે!

ઘણા માણસો પક્ષીઓનાં પીંછાં વસ્ત્ર બનાવવામાં વાપરે છે. પશુનાં ચામડાં ને હાડકાંના અનેક વાપરવાના પદાર્થો બનાવાય છે. પરંતુ આવા પોતાના કામને માટે તેમનો પ્રાણ લેવો એ આસુરી કર્મ છે.

જૈન લોકો પ્રાણી અને પશુ પ્રત્યે દયા બતાવવા માટે પ્રસિદ્ધ છે. કામ કરવા અશક્ત થએલાં પશુપ્રાણીઓને તેઓ પાંજરાપોળમાં રાખે છે ને પોષે છે. એવી પાંજરાપોળો નિભાવવા માટે તેમણે મોટી રકમો એકઠી કરેલી હોય છે. ધન્ય છે એ તેમના દયાભાવને !

પ્રાણીઓ આપણી કેટલી બધી સેવા બજાવે છે ! આ વિચારથી પણ માણસે તેમની તરફ દયા દર્શાવવી જોઈએ. પરંતુ પોતાનાજ સુખમાં લીન થએલા મનુષ્યોને દયા ક્યાંથી આવે ? પ્રાણીઓ કામ કરતાં હોય છતાં તેમની પાસે વધારે જલદી કામ કરાવવા અથવા તો તેમના ગજા ઉપરાંત કામ કરાવવા તેઓ તેમને અસહ્ય પ્રહાર કરતાં બીતા કે ખંચાતા નથી. કેટલાક તો એવા ક્રૂર હોય છે કે તેમના શરીરમાંથી વહેતા રુધિરપ્રવાહથી પણ તેમના વજ્રસમ પહાડી હૃદયમાં દયાનો અંશ પણ આવતો નથી. ધિક્કાર છે એવા અધમ નરપશુઓને !

પ્રાણીઓમાં, ગમે તેવાં ક્રૂર પ્રાણીઓમાં પણ, દયાભાવ કે ઉપકાર કરવાની લાગણી હોય છે. ઍંડ્રોકલીસ અને સિંહની વાત તમે સાંભળી હશે. સિંહને પગે કાંટો વાગ્યો હતો તે તેને બહુ દુઃખ દેતો હતો. ઍંડ્રોકલીસે તે કાંટો કાઢી તેને દુઃખમાંથી મુક્ત કીધો. થોડા વખત પછી ઍંડ્રોકલીસને સિંહથી નાશ કરાવવાની શિક્ષા થઈ અને સિંહને તે માટે તૈયાર કરવામાં આવ્યો. આ સિંહ તે ઍંડ્રોકલીસે કાંટામાંથી જેને મુક્ત કર્યો હતો તેજ હતો, તેથી જ્યારે તેને છૂટો કરવામાં આવ્યો ત્યારે ઍંડ્રોકલીસને મારવાને બદલે તેની સાથે તે ગેલ કરવા લાગ્યો, તે જોઈ બધા પ્રેક્ષકોને બહુ આશ્ચર્ય લાગ્યું. કેવી ઉપકારની વૃત્તિ ! પ્રાણીમાં આવી ઉપકારની લાગણી છે ત્યારે તેણે કરેલી આપણી સેવાના બદલામાં આપણે તેને પ્રહાર કરીએ છીએ, એ પશુથી પણ આપણે અધમ છીએ, એમ નહિ તો બીજું શું સૂચવે છે ?

પ્રાણીઓમાં જેમ ઉપકારની વૃત્તિ હોય છે, તેમ દયાની વૃત્તિ પણ હોય છે. એક મનુષ્યે જળકૂકડાને ગોળીઓ મારી તેના પ્રાણ લીધા. બે જળકૂકડા એ ગોળીના પ્રહારમાંથી બચી ગયા હતા. ઘાએલ થએલા કૂકડાને તે બે કૂકડા પોતાની પાંખ પર ઊંચે લઈ જઈ દરિયા તરફ જતા હતા, તે જોઈ પેલા માણસને આશ્ચર્ય લાગ્યું. જળકૂકડાને પણ પોતાના ભાઈઓની દયા આવી, પણ તે મનુષ્યને તેમના પ્રાણ લેતાં દયા આવી નહિ. તે પશુથી પણ અધમ થયો.

સર વૉલ્ટર સ્કૉટ નામનો અંગ્રેજ નવલકથાકાર એક સ્થળે એક કુતરાએ પોતાના શેઠના પ્રાણ કેવી રીતે બચાવ્યા તે અસરકારક રીતે વર્ણવે છે. આયર્લંડના ફૉર્બ્સ નામના ઉમરાવે એક મિત્રને પત્ર લખ્યો હતો, તેમાં લખ્યું હતું કે હું મારા ઘરમાં સૂતો હતો તેવામાં મને ગુંગળાટ થવા લાગ્યો, તેથી હું જાગી ઊઠયો. મારામાં અંગ હલાવવાની પણ શક્તિ નહોતી અને ઘર સળગ્યું છે એવી ચેતના મારામાંથી જતી રહી હતી. મારો ઓરડો પણ સળગ્યો હતો, એવામાં મારો કુતરો મારી પથારી પર કૂદ્યો અને મારૂં પહેરણ ખેંચી મને દાદર આગળ લઈ ગયો, તેથી તાજી હવાથી મારામાં ચેતના આવી ને હું મારો બચાવ કરી શકયો.

પ્રાણીઓ આવી દયા ને ઉપકારવૃત્તિ દર્શાવે છે, તો આપણે તેમને વગર કારણે મારવાં ને તેમના તરફ ક્રૂરતા દર્શાવવી, એ કેવું અધમ ને નીચું જોવડાવનારૂં કામ છે! માણસને એ લવમાત્ર પણ છાજે છે!

---

# पाठ ११मो

## नारीप्रशंसा

छप्पा

रामा रत्ननि खाण, जाण ए रंभा रूडी;
धरे सोळ शणगार, हार कंठे कर चूडी;

शोभे जळहळ गेह, देह कोमळ शुभ साजी;
शोभाकेरुं सदन, वदन हशी राखे राजी;
भड भोज, करण, विक्रम अने, हरीचंदनी हारना;
पंडित चतुर पुर पाटवी, नृपति नेट सुत नारना. १

जे घरमां घरनार, दाम उधारे देशे;
जे घरमां घरनार, पिंड पित्री पण लेशे;
जे घरमां घरनार, तोज मेणुं शिर टळशे;
जे घरमां घरनार, मान माणसमां मळशे;
घरनार जेहने घर हशे, शोभित शाह सरस जसो;
घरनार विना नर निर्बळो, शाह तोय तस्कर तसो. २

माननि मोटे मुल्य, महामाया ए मोटी;
जितवा इछे जेह, तेहनी खांतज खोटी;
स्वर्ग, मृत्यु, पाताळ, भेद भारत जे भणिया;
उंच, नीच, ने अमीर, सर्व जुवतीए जणिया;
स्त्री खरा रत्ननी खाण छे, मोटि पुरुषथी मीछजो;
सउ शास्त्र साक्षि शामळ कहे, अंतरमां सउ ईछजो. ३

निर्मळ मननी नार, स्वामिने स्वर्ग पमाडे;
जुवती जोबनमांहि, रीझथी रंग रमाडे;
ढांके कूळकलंक, सरस चलवे घरसूत्र;
वधे तेहथी वंश, परसवे पुत्र सपुत्र;

वळी होय सती शुभ साधवी, पुण्यवंती ते पारखी;
छे नीच कोइकज नारियो, स्वभावे सउ नहि सारखी. ४

सामळभट्ट

---

# પાઠ ૧૨મો

## વાદળી ભાગ, ૧લો

શિક્ષક—પ્રિય શિષ્યો, આ મારા હાથમાં શું છે તે તમે જાણો છો?

કુમુદકાંત—સાહેબ, એ વાદળી છે.

શિક્ષક—એ શા કામમાં આવે છે?

દોરાબજી—સાહેબ, ચામડીનો રોગ થયો હોય ને હાથ વડે તે સાફ કરતાં દુઃખ થતું હોય કે છણાઈ જતું હોય તો વાદળી વડે તે સાફ કરતાં ઈજા થતી નથી.

શિક્ષક—ખરી વાત છે. જુઓ, હું એ વાદળીમાં પાણી ભરૂં છું, એટલે એ કેવી ફૂલીને દડા જેવી થાય છે! દબાવીને પાણી કાઢી નાખું છું એટલે એ પાછી હતી તેવી થાય છે. ત્યારે એ કેવી કહેવાય?

શિષ્યો—સાહેબ, એ રબરના જેવી સ્થિતિસ્થાપક છે.

શિક્ષક—બરાબર. એ શું છે ને ક્યાં થાય છે તે તમે જાણો છો?

કુમુદકાંત—સાહેબ, મને તો એ કોઈ વનસ્પતિની છાલનો ભાગ હોય એવું લાગે છે.

શિક્ષક—ના, એમ નથી. પણ એ કંઈ માત્ર તમારીજ ભૂલ નથી. પ્રથમ એના આકાર ઉપરથી એને લોકો વનસ્પતિજ માનતા. પણ હવે સંશોધન કરતાં માલમ પડ્યું છે કે એ તો એક જાતના દરિયાઈ પ્રાણીનું હાડપિંજર છે.

ઇબ્રાહીમ—પણ સાહેબ, એવું પ્રાણી દરિયામાં ક્યાં રહેતું હશે? એ માછલું છે?

શિક્ષક—એ પ્રાણી છેક દરિયાને તળીએ રહે છે અને કોઈક ખડકને કે દરિયાના છોડને કે કોઈ બીજા જાનવરને વળગેલું રહે છે. કહે છે કે જે જગાએ એ જાનવર થાય છે તેને સાફ કરી નાખવામાં આવે તોપણ પાછાં એવાં પ્રાણીઓ ત્યાં થાય છે. એના કકડા કરી પાણીમાં નાખી દઈએ તો તે કકડામાંથી એ જાતનાં પ્રાણીઓ ઉત્પન્ન થાય છે.

શિષ્યો—સાહેબ, એ જાનવર છે તો એને કંઈ માંસ જેવું તો વળગેલું જણાતું નથી.

શિક્ષક—જીવતું હોય છે ત્યારે એને શરીરે ચીકણો પદાર્થ વળગેલો હોય છે. પાણીમાંથી કાઢ્યા પછી એ પદાર્થ, જે માંસનો ભાગ છે અને જે શરીરને ચોંટેલો હોય છે, તે બધો સાફ કરવામાં આવે છે, એટલે એનું હાડપિંજરજ રહે છે.

નવનીત—સાહેબ, બધી વાદળીઓ એકજ જાતની હોય છે?

શિક્ષક—વાદળી જુદા જુદા આકારની હોય છે ને કેટલીકના આકાર ઘણા સુંદર હોય છે. કેટલીક પ્યાલાના આકારની, કેટલીક દડાના આકારની, અને કેટલીક ભમરડાના આકારની હોય છે. વળી કેટલીક નાના ઝાડની ડાળીઓના આકારની હોય છે. તેથીજ, વાદળીને પહેલાં લોકો વનસ્પતિ માનતા.

શિષ્યો—પણ, સાહેબ, એ પ્રાણી છે તો એને મોં હોવું જોઈએ. એ શું ખાતું હશે?

શિક્ષક—એ પ્રાણી દરિયાને તળીએ રહે છે, એટલે એના શરીરનાં નાનાં છિદ્રોમાંથી દરિયાનું પાણી એના શરીરમાં પેસે છે અને તેમાંથીજ પાછું બહાર નીકળે છે. એમ પાણીના પેસનીકળ થવાથી એ છિદ્રો મોટાં થાય છે. દરિયાના પાણીમાં જંતુઓ હોય છે તે

પાણીની સાથે એનાં છિદ્રોમાં પેસે છે ને એનું પોષણ કરે છે. એ છિદ્રો એનાં મુખ છે.

---

# પાઠ ૧૩મો

## વાદળી, ભાગ ૨જો

શિક્ષક—કાલ તમને વાદળી વિષે થોડુંક કહ્યું હતું, તે તમને યાદ હશે.

કુમુદચંદ્ર—હા, સાહેબ, બધું યાદ છે. પણ મને એક શંકા છે. આપ સાહેબે કાલે કહ્યું હતું કે એનાં છિદ્રમાંથી દરિયાનું પાણી પેસ-નીકળ કરે છે ને તે પાણીમાંના જંતુ એના છિદ્રરૂપી મોંમાં આવે છે. દરિયાનું પાણી પેસે છે તે વખત છિદ્ર જેવડાં હોય છે તે કરતાં તે નીકળે છે તે વખત વધારે મોટાં થાય છે, તો એના શરીરમાં પાણી સાથે પેઠેલા જંતુ પાણી સાથે બહાર કેમ નીકળી જતા નથી ?

શિક્ષક—શાબાશ ? કુમુદ ! તારી શંકા ખરી છે. એ ઘણું વિચિત્ર પ્રાણી છે. દરિયાનાં પ્રાણી એના શરીરમાં પ્રવેશ કરે છે તેમાંના જંતુઓ એના ખોરાકને માટે એ લઈ લે છે, બહાર નીકળવા દેતું નથી.

શિષ્યો—સાહેબ, એને દરિયાથી બહાર શી રીતે કાઢે છે ?

શિક્ષક—સાંભળો. વાદળી છાછરાં પાણીમાં ઉત્પન્ન થએલી હોય છે તો લોકો મછવામાં બેસી લાંબા ભાલા વડે ખડકમાંથી તેને કાપી નાખી જુદી પાડે છે.

શિષ્યો—સાહેબ, ઊંડાં પાણીમાં વાદળી હોય તો તેને શી રીતે કાઢે છે ?

શિક્ષક—એ કામ કરવામાં કેટલાક પુરુષો અનુભવી અને કાબેલ થયા હોય છે. બાળક હોય છે ત્યારથી તેમને એ કામ શિખવવામાં

આવે છે. જે જગાએ વાદળી હોય છે તે જગાએ એવા માણસોને મછવામાં લઈ જાય છે. તેઓ પોતાને પગે એક મોટો પત્થર વળગાડે છે અને હાથમાં દોરડું પકડીને દરિયાને તળીએ જાય છે. વાદળીઓ ખડક સાથે વળગેલી હોય છે તેને તેઓ મોટા ચપ્પુ વડે કાપી નાખે છે અને ડોકમાંથી એક મોટી કોથળી લટકાવેલી હોય છે તેમાં એકઠી કરે છે. તેઓ આ કામ બહુ ત્વરાથી કરે છે; કેમકે તેઓ પાણીમાં બેત્રણ મિનિટથી વધારે રહી શકતા નથી. આવા માણસો પાણીમાં સાઠ ફૂટ ઊંડા સહેલાઇથી જઈ શકે છે. ઉત્તમમાં ઉત્તમ વાદળી જે હાથ લાગે છે તેને તેઓ કોથળીમાં એકઠી કરે છે. પછી તેઓ દોરડું ખેંચે છે, એટલે મછવામાંના માણસો તેમને જલદી ખેંચી લે છે.

દરિયામાંથી વાદળીઓ કાઢવાની બીજી પણ રીતો છે.

વાદળી પકડવામાં જાળનો ઉપયોગ કરવામાં આવે છે. એક કોથળીને મોઢે કડું રાખી તેને મોઢે એક મોટો લોઢાનો સળીઓ વળગાડવામાં આવે છે. એ સળીઓ વાદળીઓને કાપી નાખી ખડકથી જુદી પાડે છે અને મછવો હાલતો જાય છે તેમ તેની સાથે જાળ ફરતી જાય છે, તેમાં તે વાદળીઓ એકઠી થાય છે.

વળી વાદળી પકડવાને માટે એક યંત્રનો ઉપયોગ કરવામાં આવે છે. એક મોટા વાંસને છેડે ચારપાંચ ફળાં કે અણીવાળો, અંગ્રેજ લોકો જમતી વખત વાપરે છે એવો, એક કાંટો વળગાડેલો હોય છે. પાણીની અંદર એક નાનું દૂર્બીન રાખવામાં આવે છે, તેની મદદથી વાદળીઓ જોઈ શકાય છે અને આ યંત્ર વડે તે સહેલાઈથી કાઢી શકાય છે.

વાદળી એકઠી કરવા જેઓ દરિયામાં ડૂબકી મારે છે તેઓ ખાસ જાતનો પોશાક પહેરે છે. માથે ને મોં પર એક





લાંબી ટોપી ઘાલે છે, તેમાંથી જોવાનો માર્ગ રાખેલો હોય છે ને હવા આવજા કરે માટે જાળીઓ રાખેલી હોય છે. તેમનો પોશાક રબરનો હોય છે. આવાં સાધનોથી ડૂબકી મારનાર થોડો વખત દરિયામાં રહી શકે છે. જ્યારે તેનું કામ પૂરૂં થાય છે ત્યારે તે દોરડાથી બહારના માણસોને સૂચના આપે છે એટલે તેઓ તેને ખેંચી લે છે.

સોરાબજી—સાહેબ, વાદળી સાથે વળગેલું માંસ કે ચીકણો પદાર્થ શી રીતે સાફ કરાય છે?

શિક્ષક—જ્યાંસુધી એ માંસ કોહી જાય છે ત્યાંસુધી વાદળીઓને રેતીમાં ડાટે છે. પછી બહાર કાઢી તેને ધોઈને સાફ કરે છે.

નરહર—સાહેબ, વાદળી કયા દેશમાં થાય છે ?

શિક્ષક—દુનિયાના ઘણા ભાગમાં વાદળીઓ માલમ પડે છે. પણ ઉત્તમમાં ઉત્તમ વાદળી ભૂમધ્ય સમુદ્રના પૂર્વ ભાગમાં ગ્રીસ ને તુર્કસ્તાનના કિનારા પાસે માલમ પડે છે.

તમે વાદળીના ગુણ જાણો છો ?

શિષ્યો—હા, સાહેબ. તે પાણી ચૂસી લે છે ને સ્થિતિસ્થાપક છે.

શિક્ષક—ખરી વાત. વાદળી હલકી, પોચી, દબાય એવી હોય છે. તે સ્થિતિસ્થાપક છે અને પ્રવાહી પદાર્થને ચૂસી લે છે.

---

# પાઠ ૧૪મો

## ઋતુધ્વજ અને મદાલસાનું આખ્યાન, ભાગ ૧લો

શત્રુજિત્ નામે એક અયોધ્યાનો રાજા હતો, તેને ઋતુધ્વજ નામનો પુત્ર હતો. રાજકુમાર રૂપમાં તેમજ ગુણમાં અનુપમ હતો.

ગાલવ નામે ઋષિ તપ આચરતા હતા, તેમના તપમાં તાલકેતુ અને પાતાલકેતુ નામે બે રાક્ષસો વિઘ્ન કરતા હતા; તેથી તે ઋષિ કુવલય નામે એક અલૌકિક અશ્વ લઈ શત્રુજિત્ પાસે ગયા અને તેમને કહ્યું, મહારાજ ! તાલકેતુ ને પાતાલકેતુ મારા તપમાં વિઘ્ન કરે છે. તમે ઋતુધ્વજને મારી સાથે મોકલો. આ કુવલય અશ્વ ગમે ત્યાં જઈ શકે એવો છે. એ અશ્વ હું તમને આપું છું. એની મદદથી ઋતુધ્વજ રાક્ષસોને મારશે.

### રાગ રામગ્રી

"ગાલવ ચાલ્યો અયોધ્યા ગામજી, શીઘ્રે પહોંચ્યો રાયને ધામજી;
શત્રુજિતે દીધું માનજી, આપ્યું આસન પરમ નિધાનજી.



ઢાળ

આપી આસન પૂજા કીધી, પછે પૂછયો સમાચાર;
કહો સ્વામી કયમ પધાર્યા, સાથે શો તોખાર ?
મુનિ કહે હો મહીપતિ, છે તુજ સાથે કાજ;
માટે અશ્વ લઇને આવિયો, દેવે મોકલ્યો મહારાજ.

મેં ભિક્ષા માંગીને યજ્ઞ માંડયો, મુનિ સર્વે તેડ્યા મંદિર;
એવે તાલકેતુ ને પાતાલકેતુ, છે રાક્ષસ બંને વીર.
તે માયા કરીને આવિયા, મારો યજ્ઞ કીધો ભંગ.

× × × × ×

ત્યાં અમરે નારદ મોકલ્યા, લેઈને આ અશ્વ;
કહ્યું શત્રુજિત્‌ને આપજો, તેથી કામ થાય સર્વસ્વ.
જેહ તારો મહીપતિ, ઋતુધ્વજ નામ કુમાર;
તે આપ્ય મુજને લેઈ જાઉં, અશ્વે કરી અસવાર.
ક્ષેમકુશળી આણી આપીશ, પાછો તમારે ઘેર;
ના નવ કહેશો નરપતિ, થાય ચાલતી પુણ્યસેર."

શત્રુધ્વજે ઋતુધ્વજને ગાલવ ઋષિ સાથે મોકલ્યો. ઋષિએ યજ્ઞ આરંભ્યો, એટલે બંને દૈત્યોએ તેમાં વિઘ્ન કરવા માંડ્યાં. ઋતુધ્વજે એક તીક્ષ્ણ બાણ મારી તાલકેતુના પ્રાણ લીધા, એટલે પાતાલકેતુ પ્રાણ લઈને નાઠો.

" અર્ધચંદ્ર તે મૃત્યુ સરખું, મૂકિયું એક બાણ;
તે તાલકેતુને હૃદે વાગ્યું, તત્ક્ષણ નીસર્યા પ્રાણ.
તે પડયો પૃથ્વી પ્રાણવિહોણો બાણે કરી અકળાયો;
પાતાલકેતુ ત્રાસ પામી, યુદ્ધ મૂકી દૂર પળાયો. "

પાતાલકેતુ ભાઈના મરણથી વિલાપ કરતો કરતો નાઠો. એવામાં અશોકવનમાં તેણે કોઈ સ્ત્રીનો મધુર અવાજ સાંભળ્યો અને જોયું તો વિશ્વાવસુ ગાંધર્વ રાજાની કુંવરી મદાલસાને સખીઓ સાથે ક્રીડા કરતી અને ગાતી જોઈ. તેનું અલૌકિક રૂપ જોઈ તે રાક્ષસ ભાઈના મરણનો શોક કરવો ભૂલી ગયો અને તેના પર મોહિત થયો.

" ઊભી અંગ મોડે અલબેલી, તેને રાણી સોએક સાહેલી;
ગયો દાનવ પ્રેમદાની પાસે, પછે જોવા લાગ્યો ઉલ્લાસે

દીઠી મદાલસા ભરી મદની, અલૌકિક છે શશિવદની;
ઇંદુ આદિત્ય વસ્યા બે ગાલે, અડકી રહ્યાં છે ગોરે ગાલે. ”

આવી સુંદર કુંવરીને જોઈને રાક્ષસની બુદ્ધિ બગડી. તેણે તેનું હરણ કર્યું ને તેને પોતાના મહેલમાં લઈ ગયો. તેને ત્યાં મૂકી, કુંડળા નામની રાક્ષસીને સોંપી, પોતે પોતાના ભાઈના મરણનું વેર લેવાને ગાલવ ઋષિના યજ્ઞમાં ભંગ કરવા ગયો.

તેણે વરાહનું રૂપ લીધું અને યજ્ઞમાં ભંગ કરવા માંડયો. એવામાં ઋતુધ્વજે તેને બાણ મારી વીંધ્યો એટલે તે ત્યાંથી નાઠો. ઋતુધ્વજ તેની પાછળ પડયો. વરાહ અલોપ થઈ ગયો અને ઋતુધ્વજ પાતાળમાં જ્યાં મદાલસા હતી ત્યાં આવી ચઢયો.

ઋતુધ્વજ અને મદાલસા અન્યોન્યને જોઈ મોહિત થયાં. ત્યાં નારદ ઋષિ આવી ચઢયા, તે આચાર્ય થયા, ને કુંડળાએ કન્યાદાન દીધું. એ પ્રમાણે ઋતુધ્વજ રાજા મદાલસાને પરણીને અયોધ્યા ગયો (જુઓ સામા પાનાનું ચિત્ર).

---

# પાઠ ૧૫મો

## ઋતુધ્વજ અને મદાલસાનું આખ્યાન, ભાગ ૨જો

મદાલસા ને ઋતુધ્વજે સુખમાં દિવસો ગાળવા માંડ્યા. મદાલસાએ સ્વામીને હાથે એક મણિ બાંધ્યો અને તેને કહ્યું કે રાક્ષસ આવીને મને માયા કરી છેતરવા પ્રયાસ કરશે અને તમારા અનિષ્ટની વાતો કહેશે તો તે હું માનીશ નહિ; પરંતુ તમારા વિના આ મણિ મારી પાસે આવશે ત્યારે હું નક્કી મારા પ્રાણ તજીશ; માટે તમે એ મણિ કોઈને ધીરશો નહિ.

“ પ્રીત વાધી નવી, શ્યામાને સ્વામી સાથ;
મદાલસાએ મણિ હાથનો, તે બાંધ્યો પિયુને હાથ.
સતી વળતી ઉચરે, સાંભળો મારા સ્વામ;
મણિ આવશે તમથી એકલો, તો નિશ્ચે મરૂં આ ઠામ.

કોને ધીરશો નવ નાથજી, આપણે માથે દુશમન;
પાતાળકેતુ હશે ખોળતો, તે તો તજી ઉદક ને અન્ન."



એક દિવસ રાજા મૃગયા રમવા નીકળ્યો. તે એક તળાવ આગળ આવ્યો, ત્યાં તેને અશ્વતર નામના નાગના બે કુમારો સાથે ગાઢ મૈત્રી



બંધાઈ. સરખા ગુણોને લીધે તેઓ એક એકના જીવજાન દોસ્ત થયા.

પાતાલકેતુ ઘેર આવ્યો તો તેણે મદાલસા દીઠી નહિ. તેણે બહુ બહુ શોધ કરી, પણ તે બધી વ્યર્થ ગઈ. પછી તેને માર્ગમાં નારદ ઋષિ મળ્યા, તેમણે તેને ખબર કરી કે અયોધ્યાના રાજા શત્રુજિત્‌ને ઘેર તે ગંધર્વકન્યા છે.

પાતાલકેતુ ત્યાં ગયો. તેણે કપટ કરી ઋતુધ્વજ પાસેથી મણિ મેળવવાનો વિચાર કીધો. એક દહાડો તેણે એક દુખિયારા વૃદ્ધ બ્રાહ્મણનું રૂપ લીધું અને તે ઋતુધ્વજને મળ્યો. તેની આંખમાંથી આંસુની ધારા ચાલી જતી હતી, તે જોઈ ઋતુધ્વજે તેને દુઃખનું કારણ પૂછ્યું. તેણે કહ્યું, મારૂં નામ અતિતેજ છે. એક બ્રાહ્મણને ઘેર કન્યા છે, તેનાં માબાપ તેને મારી જોડે પરણાવવા ખુશ છે, પણ કન્યા કહે છે કે જે મદાલસાનો મણિ લઈને આવશે તેને હું પરણીશ. તે મદાલસા અયોધ્યામાં ઋતુધ્વજને પરણી છે, તે ગામનો મને રસ્તો બતાવો.

ઋતુધ્વજ રાજા સત્યવાદી શત્રુજિત્‌નો પુત્ર હતો ને કદી જૂઠું બોલતો નહિ, તેથી તેણે તેને જવાબ દીધો કે હુંજ ઋતુધ્વજ છું ને તે મણિ મારી પાસે છે; પણ તે મારાથી અપાય એમ નથી. મદાલસા એ વાત જાણે તો તે પોતાના પ્રાણ તજે.

તે બ્રાહ્મણે કહ્યું, મારે એકજ દિવસ મણિનું કામ છે, બીજે દિવસે હું તમને તે જરૂર પાછો આપીશ.

આ ઉપરથી ઋતુધ્વજે તેને મણિ છોડી આપ્યો.

પાતાલધ્વજ મણિ મેળવી બહુ રાજી થયો. તેણે બ્રાહ્મણનું રૂપ ધારણ કરી શત્રુજિત્‌ની સભામાં આવી પોકેપોક મૂકી રુદન કર્યું ને એવી ખબર આપી કે ઋતુધ્વજ રાજાને તળાવમાં મગર ગળી ગયો. તેણે મણિ બતાવી મદાલસાની એ વિષે ખાતરી કરી. મદાલસાએ મણિ જોઈ તત્કાળ પ્રાણ તજ્યા. આ જોઈ તે રાક્ષસ રાજી થતો ઘેર ગયો.

સર્વત્ર હાહાકાર થઈ રહ્યો. એટલામાં ઋતુધ્વજ ઘેર આવ્યો ને આ બધું જોઈ વિસ્મય પામ્યો. તે સમજ્યો કે આ બધું કપટ પાતાલધ્વજે કર્યું છે. તે અત્યંત ખિન્ન થયો અને તેનું ચિત્ત ભમવા લાગ્યું. તેણે બહુ બહુ વિલાપ કર્યો. માબાપે ઘણે પ્રકારે તેને સમજાવ્યો, પણ તેનું મન શાંત થયું નહિ.

> ' ચિત્ત ભ્રમણ કરે કુંવરનું, તેને અભ્યંતર જ્વાળા લાગી;
> હા હા નારી કરતો ઉઠયો, મૂર્છા થકી તે જાગી.
> તેનું મસ્તક મુકુટવિહોણું, રેણુએ ત્યાં ભરાયે,
> કામિની કામિની કરતો રાજા, મંદિર ભણી પળાયે,
> જઈ મેડી અટારી ખોળવા લાગ્યો, તેની સૂની દીઠી સેજ;
> શું નાશીને સંતાયાં નારી, તમો બોલો આણી હેજ. "

* * * * *

> " માતપિતા એમ ઊચરે, હો કાલારે;
> મૂકો તે મનનો શોક, મારા વા'લારે.
> પાછું કો કર્યું નથી, હો કાલા રે;
> જે ગયું જમલોક, મારા વા'લારે. "

ઋતુધ્વજ વિલાપ કરતો યમુનાકિનારે ગયો, અશ્વતરના બે કુમાર જેઓ તેના ગાઢ મિત્ર હતા, તેઓ ત્યાં આવી પહોંચ્યા ને બધી હકીકત જાણી બહુ ખિન્ન થયા. તેઓ અશ્વતર પાસે ગયા ને મિત્રની વિપત્તિ તેમને કહી સંભળાવી. તેમણે કહ્યું, અમારા મિત્ર વિના અમને બિલકુલ ચહેન પડતું નથી, માટે કોઈ પણ પ્રકારે મદાલસા જીવતી થાય એમ કરો.

અશ્વતરનું હૃદય પીગળ્યું. આખ્યાનમાં કહ્યું છે કે તેણે સરસ્વતીને આરાધી તેની પાસેથી ગાયનવિદ્યા મેળવી. પછી તે વિદ્યાના બળે શિવને આરાધ્યા અને તેમની પાસે વરદાન મેળવ્યું, તેથી મદાલસા જીવતી થઇ. ઋતુધ્વજ ને મદાલસાએ ત્યાર પછી સુખમાં દિવસો નિર્ગમન કર્યા.

---

# पाठ १६मो

## मेमानपणुं

### काफी

अमे तो आज तमारा, बे दिनना मेमान;
सफल करो आ सहज समागम, सुखनुं एज निदान. टेक०
आव्या जेम जशुं ते रीते, सर्व एम समान;
पाछा कोई दिने नहि मळीए, क्यां करशो सन्मान? अमे०
साचवजो संबंध परस्पर, धर्मे राखी ध्यान;
संपी सद्गुण लेजो देजो, दूर करी अभिमान. अमे०
लेश नथी अमने अंतरमां, मान अने अपमान;
होय कशी कडवाश अमारी, तो प्रिय करजो पान. अमे०
केशव हरिए करुणा कीधी, न भमो भूली भान;
तत्त्वे तान रहे छे तेने, थाय न जरीए जान. अमे०

केशव

# પાઠ ૧૭મો

## ભોજ રાજાની વાત, ભાગ ૧લો

માલવ દેશમાં ધારા નામની નગરી હતી તેમાં સિંધુલ નામનો રાજા રાજ્ય કરતો હતો. તેણે લાંબો વખત રાજ્ય કરી પ્રજાને સુખી કરી. ઘડપણમાં તેને ભોજ નામનો પુત્ર થયો.

ભોજ પાંચ વર્ષનો થયો ત્યારે રાજાએ પ્રધાનોનું મંડળ બોલાવી તેમની સાથે મસલત કરી. જુઓ, ભાઈ, મારો પુત્ર બાળક છે ને નાનો ભાઈ, મુંજ રાજ્ય ચલાવવાને યોગ્ય છે. એને મૂકીને હું મારા પુત્રને રાજગાદી આપું તો લોકમાં ખોટું દેખાય ને મારો ભાઈ કદાચ મારા પુત્રને ઝેર દઈ મારી નાખે. એમ થાય તો આપેલું રાજ્ય વૃથા જાય ને ઉલટા પુત્રના પ્રાણ જાય.

આમ વિચારી સિંધુલ રાજાએ મુંજને રાજ્ય આપ્યું અને પોતાના પુત્ર ભોજને કાકાને સોંપ્યો.

કાલક્રમે મુંજ રાજાએ બુદ્ધિસાગર નામના જૂના પ્રધાનને પ્રધાન-પદવીમાંથી ભ્રષ્ટ કર્યો ને તેને ઠેકાણે બીજાને નીમ્યો. ભોજને ભણાવવા ગુરુને સોંપ્યો.

એક વખત રાજસભામાં એક વિદ્વાન્ જોષી આવી ચઢ્યો. તેણે રાજાને કહ્યું, મહારાજ, મને લોકો સર્વજ્ઞ કહે છે. આપને કંઈ પ્રશ્ન પૂછવો હોય તો પૂછો.

તે બ્રાહ્મણનો અહંભાવ જોઈ રાજા ચકિત થયો. તેણે કહ્યું, મારા જન્મથી આજ દિન સુધી જે કંઈ મારા સંબંધમાં બન્યું હોય તે બધું કહી જાઓ, તો તો તમે સર્વજ્ઞ ખરા.

બ્રાહ્મણે તે બધું બરાબર કહ્યું; ઘણી છૂપી વાત જે રાજાજ જાણતો હતો તે પણ કહી. આથી રાજા ઘણો પ્રસન્ન થયો ને તેણે તેને સારૂં ઇનામ આપ્યું.

એટલામાં એક પ્રધાને રાજાને કહ્યું, મહારાજ, એને ભોજની જન્મ-પત્રિકા પૂછો. તે ઉપરથી રાજાએ જોષીને ભોજકુમારની જન્મપત્રિકા પૂછી. જોષીએ કહ્યું, વિદ્યામંદિરમાંથી ભોજને બોલાવો.

રાજાએ ભોજને બોલાવ્યો. ભોજ વિદ્યામંદિરમાંથી નીકળી રાજ-સભામાં આવ્યો અને રાજાને વિનયપુરઃસર નમન કરી ઉચિત સ્થળે બેઠો.

ભોજને જોઈને જોષીએ રાજાને કહ્યું, મહારાજ! ભોજનું ભાગ્ય હું શું કહું? ચતુર્મુખ બ્રહ્મા પણ તે કહેવા સમર્થ નથી, તો હું કોણમાત્ર? ભોજને વિદ્યામંદિરમાં પાછો મોકલો, એટલે હું મારે કહેવાનું કહું.

રાજાએ ભોજને વિદ્યામંદિરમાં પાછો મોકલ્યો, એટલે જોષીએ કહ્યું,

**અનુષ્ટુભ્**

વર્ષ પચ્ચાસ ને પાંચ, માસ સાત દિન ત્રણ;
ગૌડ દક્ષિણ દેશોનો, ભોજરાજ થશે પતિ.

આ સાંભળી રાજાએ બહારથી હસતું મુખ રાખ્યું; પણ તે મનમાં ખિન્ન થયો. તેને રાત્રે ઊંઘ આવી નહિ. તેણે વિચાર્યું, જો ભોજકુમાર રાજા થશે તો પછી મને મળેલું રાજ્ય શા કામનું?

એમ વિચારી, તેણે બંગ દેશનો રાજા વત્સરાજ, જે માંડલિક રાજા તરીકે પોતાની સભામાં હતો, તેને એકાન્તમાં બોલાવી હુકમ કર્યો કે આજ રાત્રે ભોજકુમારને ભુવનેશ્વરીના જંગલમાં લઈ જાઓ અને એનું મસ્તક છેદી નાખો.

વત્સરાજે કહ્યું, મહારાજ, આપની આજ્ઞા માથે ચઢાવું છું; પરંતુ આપની રજા હોય તો કંઈક બોલવા આતુર છું. ભોજે એવો શો અપરાધ કર્યો છે કે આપ એનો વધ કરવાની મને આજ્ઞા કરો છો?

રાજાએ જે બન્યું હતું તે બધું કહી સંભળાવ્યું. તે સાંભળી, હસતો હસતો વત્સરાજ બોલ્યો, મહારાજ, ક્ષમા કરજો. આપ વિચાર કરી કામ કરશો. એને મારશો તો સંધુલ રાજાના વિશ્વાસુ નોકરો, જે અત્યાર સુધી આપના કહ્યા પ્રમાણે કરે છે, તે સર્વ આપની સામા થઈ જશે. લાંબે

વખત થયાં આપ રાજ્ય પર સ્થાપિત થયા છો, તોપણ પ્રજા તો ભોજનેજ રાજા માને છે; માટે રાજકુમારના વધથી કોઈ પણ જાતનું હિત થવાનું નથી.

આ સાંભળી મુંજ ક્રોધના આવેશમાં બોલ્યો, તું રાજા છે કે મારો સેવક છે ? સ્વામીની આજ્ઞા માથે ચઢાવી અમલમાં મૂકવા સેવક બંધાએલો છે.

સમય વિચારી વત્સરાજ તાબે થયો.

---

# પાઠ ૧૮મો

## ભોજ રાજાની વાત, ભાગ ૨જો

સાંજ પડી એટલે વત્સરાજે રથમાં બેસી રથને ભુવનેશ્વરી જંગલ તરફ હાંકવા માંડ્યો. તેને કોપેલો જોઈ બધા સભાસદો જુદાં જુદાં બહાનાં કાઢી પોતપોતાને ઘેર ગયા. વત્સરાજે ભોજકુમારના ઉપાધ્યાયને બોલાવવાને એક માણસ મોકલ્યો.

પંડિતજીએ વત્સરાજ પાસે આવી કહ્યું, શી આજ્ઞા છે, મહારાજ ?

વત્સરાજે કહ્યું, પંડિતજી, પધારો. બેસો. રાજકુમાર જયંતને વિદ્યાભવનમાંથી બોલાવો.

પંડિતજીએ જયંતને બોલાવ્યો. પછી વત્સરાજે કહ્યું, પંડિતજી, ભોજકુમારને વિદ્યાભવનમાંથી બોલાવો.

પંડિતજીએ ભોજને બોલાવ્યો. ભોજને કંઈક બાતમી મળી હતી તેથી કુપિત થઈ, જાણે અંગારાથી બાળી નાખતો હોય તેમ લાલ ચોળ આંખે જોઈ, તેણે વત્સરાજને કહ્યું, અરે દુષ્ટ ! હું રાજાનો મુખ્ય કુમાર છું, મને રાજભવનમાંથી એકલો બહાર કાઢનાર તું કોણ ? એમ કહી ભોજે ડાબા પગની પાદુકા વડે વત્સરાજના મુખ પર પ્રહાર કર્યો.

વત્સરાજે કહ્યું, ભાઈ, અમે તો રાજાની આજ્ઞા પ્રમાણે વર્તીએ છીએ. એમ કહી, કુમારને રથમાં બેસાડી, તેણે રથને ભુવનેશ્વરી જંગલ તરફ દોડાવી મૂક્યો.

ભોજકુમારને પકડ્યો એવી નગરમાં વાત ચર્ચાઇ, એટલે સર્વત્ર ખળભળાટ થઈ રહ્યો. ભોજની માતા રુદન કરવા લાગી. રાજકુળમાં ને નગરમાં સર્વત્ર શોક વ્યાપી રહ્યો. લોકોમાં અનેક પ્રકારની વાતો ચાલવા માંડી.

રથ વનમાં આવ્યો એટલે વત્સરાજે ભોજને કહ્યું કે જ્યોતિઃશાસ્ત્રમાં પ્રવીણ એક જોષીએ તમારી જન્મપત્રિકા જોઈ તમે ૫૫ વર્ષ, ૭ મહીના, ને ૩ દિવસ રાજ્ય ભોગવશો એમ મુંજ રાજાને ભવિષ્ય ભાખ્યું એટલે તેમણે તમારો વધ કરવા મને આજ્ઞા કરી છે.

ભોજે છરી વડે જાંઘમાંથી લોહી કાઢી તેને એક વડના પડીઆમાં લઈ એક વટપત્ર પર શ્લોક લખી વત્સરાજને આપ્યો કે તમારે આ શ્લોક મુંજ રાજાને હવાલે કરવો. હવે તમે તમારે રાજાની આજ્ઞાનો અમલ કરો.

વત્સરાજને દયા આવી. તેણે કહ્યું, કુમાર ! મને ક્ષમા કરો. એમ કહી તેને રથમાં બેસાડી ઘેર લાવી એક ભોંયરામાં રાખી તેનું રક્ષણ કર્યું. મુંજ રાજાને મળીને વત્સરાજે કહ્યું, મહારાજ ! આપની આજ્ઞાને અનુસરી ભોજકુમારનો વધ કર્યો છે.

રાજાએ પૂછ્યું, વધસમયે ભોજે કંઈ કહ્યું હતું ?

ભોજે લખી આપેલો શ્લોક વત્સરાજે રાજાને આપ્યો. તે શ્લોક નીચે પ્રમાણે હતો:—

### શાર્દૂલવિક્રીડિત

માંધાતા પૃથિવીતણો પતિ ગયો, સત્કાળનું ભૂષણ,
જેણે સેતુ રચ્યો મહોદધિ વિષે, તે રામ છે ક્યાં હવે ?
બીજા ભૂપ યુધિષ્ઠિરાદિ સરવે, ચાલ્યા ગયા સ્વર્ગમાં,
એકેની સહ, મુંજ ! ભૂમિ ન ગઈ, જાશેજ તારી સહ.

મુંજ આ શ્લોકનું હાર્દ સમજી ગયો. એને લાગ્યું કે પૃથ્વી ભલા ભલા પૃથ્વીપતિ સાથે ગઈ નથી, તે તારી સાથે જશે, એવો જે ભોજે ટાણો માર્યો છે તે વાજબી છે. તેના મન પર પ્રબળ અસર થઈ અને તે

જમીન પર એકદમ પડી ગયો. તે થોડી વાર બેશુદ્ધ રહ્યો. તેને ભાન આવ્યું ત્યારે તેણે બ્રાહ્મણોને બોલાવી પુત્રવધનું પ્રાયશ્ચિત્ત પૂછ્યું. તે ખરેખરો ખિન્ન થયો. બ્રાહ્મણોએ કહ્યું કે મહારાજ, તમે ઘોર અપરાધ કર્યો છે, એને માટે બળી મરવા સિવાય અન્ય પ્રાયશ્ચિત્ત શાસ્ત્રમાં કહ્યું નથી.

એટલામાં ત્યાં બુદ્ધિસાગર આવી ચઢ્યો. તેણે રાજાને બહુ ઠપકો દઈ કહ્યું, તમે બહુ દુષ્ટ કર્મ કર્યું. જેવા તમે અધમ રાજા તેવો વત્સરાજ અધમ પ્રધાન. આ કામ કરતાં તમે શરમાયા નહિ ?

રાજાએ વહ્નિમાં પ્રવેશ કરવાનો નિશ્ચય કર્યો અને એ વાત નગરમાં બધે ફેલાઈ ગઈ.

ત્યારપછી બુદ્ધિસાગરે રાજાને અન્તઃપુરમાં રાખ્યા, દ્વારપાળને આજ્ઞા કરી કે કોઈને રાજભવનમાં આવવા દેવો નહિ, અને પોતે એકલા સભામાં બેઠા. એવામાં ત્યાં વત્સરાજ આવ્યો. તેણે બુદ્ધિસાગરના કાનમાં કહ્યું કે મેં ભોજકુમારનું રક્ષણ કર્યું છે ને એને ભાંયરામાં રાખ્યો છે. બુદ્ધિસાગરે વત્સરાજના કાનમાં કંઈક કહ્યું, તે સાંભળી તે સભામાંથી ગયો.

થોડી વારમાં સભામાં એક યોગી આવ્યો. બુદ્ધિસાગરે તેને નમીને પૂછ્યું, મહારાજ ! આપનો દેશ કયો ? આપની પાસ કોઈ ચમત્કારી કલા કે ઔષધ છે ? યોગી બોલ્યો, સમસ્ત પૃથ્વી અમારો યોગીઓનો દેશ છે. અમે સર્વકલાસંપન્ન છીએ; જેને ઝેર ચઢ્યું હોય તેનું ઝેર એકદમ ઉતારી નાખીએ છીએ; માથું કાપેલાને પણ તત્ક્ષણ જીવતો કરીએ છીએ.

રાજા આ બધું સાંભળી શકે એવી રીતે બુદ્ધિસાગરે તેમને અન્તઃ-પુરમાં રાખ્યા હતા. આ સાંભળી તેઓ તરત સભામાં આવ્યા ને યોગીને નમસ્કાર કરી તેમણે કહ્યું, મહારાજ ! હું મહાપાતકી છું. મેં પુત્રવધ કર્યો છે. ક્ષમા કરો, મહારાજ.

યોગીએ કહ્યું, મહારાજ ! બીશો મા. પુત્ર જીવશે. હોમનાં જોઈતાં સાધન શ્મશાનભૂમિમાં મોકલો.

રાજાએ યોગીના કહ્યા પ્રમાણે કર્યું. વત્સરાજ ભોજને ગુપ્ત રૂપમાં શ્મશાન લઈ ગયો ને થોડી વારમાં યોગિરાજે ભોજકુમારને જીવતો કર્યો, એવી બૂમ ઉરાડી.

હાથી પર બેસી ભોજકુમાર સભામાં આવ્યો. મુંજ રાજા અત્યંત પ્રસન્ન થઈ તેને ભેટ્યો ને રાજ્યાસન પર બેસાડ્યો.

ભોજને ગાદી આપી મુંજ વનમાં ગયો. ત્યાં તેણે બાકીનું જીવન પૂરૂં કર્યું.

---

# પાઠ ૧૯મો

## ભોજરાજાની વાત, ભાગ ૩જો

ભોજરાજાએ પોતાના રાજ્યમાં વિદ્યાનો બહુ પ્રસાર કર્યો. તેની સભા પંડિતો, કવિઓ, અને સાહિત્યપ્રિય વિદ્વાનોથી ભરેલી હતી. રાજા જાતે વિદ્વાન્ હતો, તેથી વિદ્યાની સારી કદર કરતો. ખરૂંજ કહ્યું છે કે

**અનુષ્ટુભ્**

વિદ્વાન એકલો જાણે, વિદ્વાનોનો પરિશ્રમ;
શું જાણે વાંઝણી નારી, ભારે પ્રસવવેદના.

ભોજના સંબંધમાં અનેક વાતો ચાલી આવે છે. કહે છે કે તેની નગરીમાં કોઈ પણ મૂર્ખ રહી શકતોજ નહોતો. જો કોઈ મૂર્ખ પુરુષ નગરીમાં વસતો માલમ પડે તો રાજાનો હુકમ હતો કે તેને પકડી રાજ-સભામાં રજુ કરવો. એક દિવસ, રાજપુરુષો એક વણકરને રાજાની પાસે લાવ્યા. તેમણે કહ્યું, મહારાજ ! આપના રાજ્યમાં આ વણકર અમને મૂર્ખ તરીકે જડ્યો છે. અમે બહુ બહુ શોધ કરી, પણ બીજો કોઈ મૂર્ખ જડ્યો નહિ.

રાજાએ વણકરને કહ્યું, ભાઈ ! તું જાણે છે કે મારા રાજ્યમાં મૂર્ખને રહેવાની રજા નથી. તું કેમ મૂર્ખ રહ્યો ને મૂર્ખ રહ્યો તેમ છતાં મારી આજ્ઞાનું ઉલ્લંઘન કરી મારા રાજ્યમાં તેં કેમ વાસ કીધો ?

વણકરે આના ઉત્તરમાં નીચે પ્રમાણે કહ્યું:—

**વસન્તતિલકા**

કાવ્યો રચૂં પણ ન સુંદિર તે રચાય,
યત્ને રચૂં, નૃવર ! સુંદિર તો રચાય;

રાજેન્દ્રશીર્ષમણિથી તુજ પાદ શોભે,
કહે, સાહસાંક ! કવવૂં, વણવૂં, જવૂં કે.

હે રાજન્, હું કાવ્યો બનાવું તો છું, પણ મારાથી તે સુંદર બનાવાતાં નથી; છતાં કોઈ વાર યત્નથી કાવ્ય રચું, તો, હે નરશ્રેષ્ઠ ! સુંદર કાવ્ય પણ રચી શકું છું. હે રાજન ! કેટલા બધા રાજાઓ તારાં ચરણકમળ પર પોતાનાં મસ્તકમણિ નમાવે છે ! તું, ખરેખર, રાજાધિરાજ છે, છતાં તું મને શિક્ષા કરવાનું સાહસ કરવા નીકળ્યો છે; માટે હું પૂછું છું કે હે સાહસાંક, સાહસથી અંકિત થએલા રાજા, હું શું કરૂં ? કહે તો કવિતા બનાવું, કહે તો વણકરનો ધંધો કરૂં, ને કહે તો તારી નગરી છોડી ચાલ્યો જાઉં.

રાજાએ જોયું કે આ શ્લોકમાં ખૂબી છે; કવિત્વ છે; ‘કવવૂં’; ‘વણવૂં’, ‘જવૂં’ એવો અનુપ્રાસ પણ આણ્યો છે. ‘સાહસાંક’ પદમાં અર્થની પુષ્ટિ પણ છે. આમ સમજી રાજાએ તેનો યોગ્ય સત્કાર કરી રજા આપી.

એક દિવસ રાજપુરુષોએ નગરીમાંથી એક ચોરને પકડી રાજા આગળ ખડો કર્યો. રાજાએ પૂછ્યું, તું કોણ છે ? તેં કેમ ચોરી કરી ? તારે કહેવું હોય તે કહે; પછી યોગ્ય શિક્ષા ફરમાવવામાં આવશે.

ચોર બોલ્યોઃ—

## શાલિની

ભટ્ટી ચાલ્યો, ભારવીયે ગયો ને
ભિક્ષૂ ચાલ્યો, ભીમસેનેય ચાલ્યો;
હું છું ભુકકુ, ભૂપતિ તે પછી તું,
બમ્ભાકોડે દૃષ્ટિ ઘાલી જમે છે.

મહારાજ, ભટ્ટ જેવો કવિ ગયો; મહાકવિ ભારવિ પણ ગયો; ભિક્ષુ ને ભીમસન જેવા કવિઓ પણ ગયા. હું ભુકકુ (ભુકકુંડ) છું; હવે મારો

વારો આવ્યો છે; કેમકે ભ, ભા, ભિ, ભી પછી ભુ આવે છે; પણ હે રાજન્! તું ભૂપતિ છે. હ્રસ્વ ભુ પછી દીર્ઘ ભૂ આવે છે; એટલે મારી પછી તારો વારો આવશે; કેમકે ભભ્ભાની બારાખડી પરજ યમરાજાની દાઢ હોય એવું ખુલ્લું જણાય છે.

વિદ્યાવિલાસી રાજા ચોરની વાણીથી પ્રસન્ન થયો ને તેણે તેને ઇનામ આપી છોડી મૂકયો.

રાજા જાતે પણ કવિ હતો. એક રાત્રે સૂતો સૂતો તે પોતાનું સુખ વિચારતો હતો. તે શ્લોક બનાવવા મંડયો. તેણે ત્રણ પાદ નીચે પ્રમાણે રચ્યાઃ—

### વસન્તતિલકા

સ્ત્રીઓ મનોહર અને અનુકૂળ મિત્રો,
સારાં સગાં, મધુર વેણ ભર્યા સુભૃત્યો;
ડોલે વળી ગજઘટા, હય તેજવાળા—

રાજા કહે છે કે મારે સુખની કંઈ મણા નથી. મન હરણ કરે એવી કાંતિવાળી ને ગુણવાળી રાણીઓ છે; મારે અનુકૂળ મિત્રો છે; તેઓ મારે માટે જીવ આપવા તૈયાર થાય એવા છે. મારાં સગાંવહાલાં પણ સારાં છે. ભર્તૃહરિએ કહ્યું છે કે બંધુ હોય તો વહ્નિનું શું કામ છે? અર્થાત્, સગાંવહાલાં વહ્નિની પેઠે બાળે છે; મારાં એવાં નથી. સેવકો પણ મીઠી વાણી વદી આજ્ઞા ઉઠાવી લે છે. વૈભવમાં કંઈ ખોટ નથી, હાથીઓનાં ઝુંડ મારે મહેલ ડોલે છે અને પવનવેગી અશ્વો જોઈએ તેટલા છે.

આમ રાજાએ ત્રણ ચરણ બનાવ્યાં. ચોથા ચરણનો વિચાર કરે છે, એટલામાં તેના મહેલમાં ચોર પેઠો હતો તેણે તે ચોથા ચરણની નીચે પ્રમાણે પૂર્તિ કરીઃ—

નેનો મિચાઈ ગઈ કે નથિ કાંઈ એમાં.

આ રીતે આખો શ્લોક નીચે પ્રમાણે થયોઃ—

સ્ત્રીઓ મનોહર અને અનુકૂળ મિત્રો,
સારાં સગાં, મધુર વેણભર્યા સુભૃત્યો;
ડોલે વળી ગજઘટા, હય તેજવાળા,
નેનો મિચાઈ ગઈ કે નથિ કાંઇ એમાં.

ચોરના કહેલા ચરણનો અર્થ એવો છે કે મહારાજ! આપને બધું સુખ છે એ વાત ખરી; પણ આંખ મિચાઈ એટલે એમાંનું કંઈ કામનું નથી.

રાજા પ્રસન્ન થયો ને તેણે ચોરનું યોગ્ય સન્માન કર્યું.

---

# પાઠ ૨૦મો

## હીરાની ખાણ આગળ

હીરાની વીંટી, હીરાના કંઠા, ને હીરાનાં અન્ય આભૂષણો અતિ-મૂલ્યવાન્ ગણાય છે. પહેલદાર હીરામાંથી ઝળક ઝળક થતા અંશુઓથી કોણ મોહિત થતું નથી! છતાં, આવી મૂલ્યવાન્ ગણાતી વસ્તુ સાધારણ માટીમાંથી, ઊંડી ખાણમાંથી નીકળે છે; એટલુંજ નહિ, પણ વસ્તુતઃ, તેનો ને કોયલાનો પદાર્થ એકજ છે. હીરા પર વીજળીનો પ્રવાહ નાખવામાં આવે તો તે તેનું તેજ ખોય છે ને કાળા કોયલા જેવો પદાર્થ થાય છે. હીરો મૂલ્યવાન્ ગણાય છે તેનું કારણ એ છે કે તેના પહેલ ને પ્રકાશથી તે લોકોને બહુજ ગમે છે ને માગણીના પ્રમાણમાં તેની છત ઘણી થોડી છે. વસ્તુની છત અને માગણી પર તેની કિંમતનો આધાર છે. આખી પૃથ્વી પર વધારેમાં વધારે નીકળતા હીરાની ખાણ દક્ષિણ આફ્રિકામાં કિંબર્લિ નામના શહેર આગળ છે.

હીરા સહુથી પહેલા ઑરેંજ નદી આગળ ઇ. સ. ૧૮૬૭માં મળી આવ્યા હતા. ઇ. સ. ૧૮૭૦ પહેલાં, હાલ જે સ્થળ કિંબર્લિ નગર તરીકે ઓળખાય છે ત્યાં તે મોટા પ્રમાણમાં શોધવામાં આવ્યા હતા.

ઇ. સ. ૧૮૬૭ના વર્ષમાં ઑરેંજ નદીને કિનારે બોર લોકોના એક ખેતર આગળ ઑરિલિ નામના એક શાહમૃગનાં શિકારીએ કેટલાંક છોકરાંને સુંદર કાંકરા વડે રમતાં જોયાં. તેને લાગ્યું કે આ કાંકરામાંથી એક કાંકરો હીરાને મળતો છે. તેણે તે કાંકરો તે પ્રાંતના મુખ્ય અધિકારીને મોકલી આપ્યો ને તેણે તે પત્થરને તપાસ માટે ગ્રેહામસ્ટાઉન નામના ઇંગ્લંડના એક હીરાના ઝવેરીને મોકલી આપ્યો. કસ કાઢતાં તે ઝવેરીને માલમ પડ્યું કે તે કાંકરો હીરો છે. તેનું વજન ૨૪$\frac{1}{2}$ કૅરેટ હતું ને મૂલ્ય ૫૦૦ પાઉંડ થયું.

આ વાત બધે જલદી પ્રસરી ગઈ ને નસીબની બલિહારી ચાહનારા યુરોપ ને આફ્રિકાના હજારો માણસો તે સ્થળે સંખ્યાબંધ ઊતરી પડ્યા.

ઇ. સ. ૧૮૬૯ના વર્ષમાં એક બીજા માણસને એક બીજો મોટો હીરો ત્યાં જડયો. તેનું વજન ૮૩$\frac{1}{2}$ કૅરેટ થયું. તેના પ્રથમ ૪૦૦ પાઉંડ ઊપજ્યા ને પાછળથી ૧૨,૦૦૦ પાઉંડ સુધી તેની કિંમત અંકાઈ ને ઊપજી.

વાલ નદીના કિનારા પર ત્રણચાર વર્ષમાં તો હજારો માણસો ચાલતાં, ગાડાંમાં બેસી, ઘોડે સવાર થઈ, એમ જુદી જુદી રીતે આવીને વસવા મંડ્યાં. શરૂઆતમાં તે સ્થળે અન્નની ને પાણીની ઘણી હાડમારી પડી ને લોકો ભયંકર તાવના સપાટામાં આવ્યા. પરંતુ, પૈસાની બલિહારી અજબ છે. દુનિયાનું સુખમાત્ર મોટે ભાગે પૈસા પર આધાર રાખે છે. આ પ્રમાણે, ટૂંક સમયમાં તે સ્થળે સુંદર રસ્તા ને સુંદર ઘર બંધાયાં. આ સુંદર નગરી તે કિંબર્લિ. દક્ષિણ આફ્રિકામાંથી જે બધા હીરાનો નિકાશ થાય છે તેમાંના સેંકડે ૯૦ ટકા કિંબર્લિની ખાણોમાંથી નીકળે છે. કિંબર્લિ એ હીરાનું નગર છે.

હીરાની ખાણ ઘણીજ ઊંડી હોય છે; કેટલીકમાં સૂર્યનો પ્રકાશ જઈ શકે છે ને કેટલીક કોલસાની ખાણની પેઠે જમીનની અંદર અંધારામાં છે. એમ મનાય છે કે આ ખાણો ઘણું કરીને એક વારના જ્વાળામુખી પર્વતની કરાડ હોવી જોઈએ. ઊંડાણમાંથી પીળી ને ભુરી એમ બે જાતની માટી નીકળે છે ને માટીના ઢગે ઢગની વચમાંથી ખોળતાં ખોળતાં આ અમૂલ્ય વસ્તુ જડી આવે છે.

ખાણુમાંથી નીકળેલો કચરો ધોવાય છે ત્યારે મહામુશીબતે તેમાંથી હીરા જડી આવે છે. તે હીરા અમુક પોટલીઓમાં વેચવામાં આવે છે; મતલબ કે તેમાંથી વીણી વીણીને ત્યાં સોદા કરવા દેવામાં આવતા નથી. ત્યાંથી હીરા ખરીદી વેપારી ઇંગ્લંડ, અમેરિકા, વગેરે સ્થળે મોકલે છે. ત્યાં તેને પહેલ પાડવામાં આવે છે; પછી તેને શોખીન, પૈસાદાર લોકો ખરીદે છે.

હીરાની ખાણુમાં કામ કરનારા મજૂર 'કાફિર' એ નામથી ઓળખાય છે. તેમને ત્રણુ ત્રણુ માસની બાંધણીએ નોકરીમાં રાખવામાં આવે છે અને ત્રણુ માસ હીરા શોધવાનું કામ ચાલે તે દર્મિયાન અમુક બંધિયાર જગા, જે 'વાડા'ના નામથી ઓળખાય છે, તેમાં તેમને રાખવામાં આવે છે. આમ ન કરવામાં આવે તો હીરાની ઘણી ચોરી થાય. સવારે કામે દાખલ થાય છે ત્યારે આ 'કાફિર' લોકોનાં કપડાંની બરાબર તપાસ કરવામાં આવે છે ને સાંજે કામથી ફારક થઈ પાછા ફરે ત્યારે પણુ તેમની જડતી લેવામાં આવે છે. હીરા ચાળીને જુદા પાડવાના કામમાં જે મજુરો રોકવામાં આવે છે તેમાંના ઘણાખરા તુરંગના કેદીઓ હોય છે. સાધારણુ મજુર કરતાં આ કેદી મજુરો વધારે સલામતીભરેલા ગણાય છે. એવા મજુરો નાસી જઈ શકે નહિ, નાસી જાય તો જલદી પકડાય, ને તેમની જડતી પણુ વધારે સુગમતાથી લેવાય. તેઓ હીરા છુપાવીને ચોરે તોએ તેમને તે નકામા હોય છે. તે તેમનાથી રાખી શકાતા નથી કે વેચાતા નથી.

કિંબર્લિ આગળથી નીકળતા હીરા કાઢવાનો ને વેચવાનો મોટો વેપાર મુખ્યત્વે એકહથ્થુ છે. તે એક કંપનિના હાથમાં છે.

---

# पाठ २१मो

## अविनाशी प्रभुने अरज

### भैरवी

**अरज सुणो अविनाशी, अमारी अरज सुणो अविनाशी;**
**आप दयाळ, अमे सौ बाळक, एक तमारी आश; अमारी०**

वांक करे बाळक तो बहुए, थशो न लेश उदास; अमारी०
भणतर भणवा भेळां थइए, करशो नहिज निराश; अमारी०
शुभ गुण लइए सहुए समजी, न रहे लेश कचाश; अमारी०
आप शुभ मति सद्गुण साथे, सहुमां थाय समास; अमारी०
निर्मल मनना निशदिन रहीए, पसरे जेम सुवास; अमारो०
मुखथी एवुं मागी लइए, अंतर थाय उजास; अमारी०
आपतणो आधार मळ्याथी, हैयामां छे हाश; अमारी०
न रहे लेश कुधारो कदी पण, सुखनो थाय न नाश; अमारी०

केशव

---

# પાઠ ૨૨મો

## જાપાની પ્રજા, ભાગ ૧લો

જાપાનના ટાપુ કામશ્ચાટકાના કિનારાથી ફૉર્મોસાના ટાપુ સુધી ફેલાએલા છે. સર્પનાં ગૂંછળાંના આકારના, નાનામોટા લગભગ ચાર હજાર ટાપુઓ જાપાનના રાજ્યમાં આવેલા છે. જાપાની પ્રજા એને 'ઊગતા સૂર્યની ભૂમિ' કહે છે.

જાપાની પ્રજા ઘણી બુદ્ધિશાલી, ઉદ્યોગી, અને ચપળ છે. પાશ્ચાત્ય કેળવણીમાં જે જે ઉત્તમ છે તે બધું તેમણે સ્વીકાર્યું છે. હાલ તેમની સાધનસંપત્તિ કોઈ પણ પાશ્ચાત્ય પ્રજાની સાધનસંપત્તિ કરતાં ઊતરતી નથી. તેમની પાસે ઉત્તમ નૌકાસૈન્ય અને જમીનનું લશ્કર છે. રેલ્વેઓ, તાર, સ્વરવાહક યંત્રો, વિશ્વવિદ્યાલયો, ઔદ્યોગિક કારખાનાં, રાજ્યતંત્ર ચલાવવા લોકસભાનાં મંડળો, જાહેર શાળાઓ, અન્ય સંસ્થાઓ, વગેરે બધાં પાશ્ચાત્ય સાધનો જાપાનમાં છે. આ બધી તેમની પ્રગતિ બહુ ટૂંકા વખતમાં અદ્દ્ભુત રીતે થઈ છે, તે જોઈ આખી દુનિયા હેરત પામી છે.

જાપાનીઓ દ્વીપવાસી છે. તેઓ ઉત્તમ નાવિક છે. તેમની પાસે ઉત્તમ, લડાયક વહાણો છે; તેમજ તેઓ ઉત્તમ યોદ્ધાઓ છે. થોડાં વર્ષ પર તેમણે રશિઆ જેવી અતિવિશાળ રાજ્યની મોટી પ્રજાને જમીનનાં તેમજ દરિયાનાં યુદ્ધોમાં મહાત કરી દુનિયાને વિસ્મય પમાડી હતી. આથી દુનિયાની મહાન્ પ્રજાઓમાં જાપાનીઓએ પોતાની ગણના કરાવી છે.

જાપાનીઓ કારીગરીનાં કામમાં ઘણા કુશળ છે. તમે ઇનેમલનાં વાસણો જોયાં હશે. ઇનેમલને પિગાળીને તેના પર તેઓ ઉત્તમ કળાનાં કામ કરે છે. તેઓ લાખમાંથી રોગાન બનાવે છે તેથી પણ તરેહવાર કારીગરીનાં કામ કરે છે. એ કારીગરી દુનિયામાં ઉત્તમ પ્રકારની છે. તેઓ લાકડાં ને હાથીદાંત પર ઘણા ઊંચા પ્રકારનું કોતરકામ કરે છે. તેઓ ઉદ્યોગી અને રસિક છે અને જેમ પોતાના કામમાં ખુબી આવે છે તેમ તેઓ વધારે રાજી થાય છે.

દુનિયામાં કામ કરનારા તો ઘણા મળી આવે છે; પણ તે ઉત્તમ રીતે કરનારા થોડા હોય છે. જાપાનીઓ સમજે છે કે ગમે તેમ કરેલું કામ તે કામ કહેવાય નહિ, ઉત્તમ રીતે કરેલું કામજ કામ કહેવાય છે. આથી તેઓ દરેક કામ ઉત્તમ કરે છે ત્યારેજ તૃપ્ત થાય છે.

જાપાનીઓ ઉત્તમ પંખા બનાવે છે. પંખાઓ પર ઉત્તમ આકર્ષક ચિત્રો હોય છે. કેટલાકના પર બરફથી ઢંકાએલા શિખરવાળા અતિરમણીય જાપાની પર્વતનું ચિત્ર હોય છે.

કલાકૌશલ્યમાં તેમની રસિકતા ઘણી ઊંચી પ્રતિની છે. તેઓ પુષ્પોને ઘણાજ ચહાય છે. કેટલાંક મનોહર પુષ્પોને ખીલતાં જોઈ તેઓ એટલો બધો આનંદ પામે છે કે તેના વિકાસસમયે તેઓ મોટો ઉત્સવ પાળે છે. તેના સુંદર આકાર, રંગ, અને ખુશબો જોઈ તેઓ હર્ષઘેલા થઈ જાય છે. કેટલાંક ફૂલ તેમને એટલાં બધાં વહાલાં છે કે તેનો આકાર તેઓ ટપાલની ટિકિટો પર પણ ચિત્રે છે.

માળીનું કામ કરવામાં પણ જાપાનીઓ ઘણા કાબેલ છે. તેમના ટાપુઓમાં કુદરત બહોળે હાથે સૌંદર્ય ફેલાવે છે અને તેને તેઓ ઉદ્યોગ

અને કળાથી વધારે દિપાવે છે. ઊંચાંમાં ઊંચાં જંગલનાં ઝાડોને કાપી તેઓ તેના અતિરમણીય નાના નમુનાઓ બનાવે છે. છોડોમાં કલમ કરી તેઓ તેમાં જુદા જુદા રંગ અને સૌંદર્યની ડાળીઓ દાખલ કરે છે.

જાપાની રાજ્યમાં ચોખાનો પાક પુષ્કળ થાય છે અને તેમાંથી જાપાનીઓ 'સાકે' નામનું પાન તૈયાર કરે છે. ઘઉં, બાજરી, જુવાર, અને ચાહ પુષ્કળ પાકે છે ને પરદેશ ચઢે છે. તંબાકુ, કપાસ, ને મીણ પણ થાય છે. મીણની તેઓ મીણબત્તી બનાવે છે. રેશમ પુષ્કળ થાય છે અને તેનાં તેઓ ઉત્તમ કારીગરીવાળાં વસ્ત્રો બનાવે છે.

જાપાની પ્રજા ઘણી ખંતીલી છે. કહે છે કે પુસ્તકોમાં આપેલી સૂચનાઓ પરથી તેમણે સહુથી પહેલી આગબોટ બાંધી અને તેમાં બધાં સાહિત્યો પૂરેપૂરાં બનાવ્યાં.

---

# પાઠ ૨૩મો

## જાપાની પ્રજા, ભાગ ૨જો

આપણા દેશની પેઠે જાપાનમાં પુત્રજન્મપ્રસંગે કુટુંબમાં મોટો ઉત્સવ પ્રવર્તે છે. સ્નેહીઓ અને મિત્રો તરફથી અનેક જાતનાં નજરાણાં આવે છે.

નાના બાળકને તેની મોટી બેન કે માતા વાંસા પર બાંધી ફરતી ફરે છે ને કામકાજ કરે છે. ટાઢના દહાડામાં તે પોતાનું ઓઢવાનું બાળકને ઓરાડે છે અને તાપમાં પોતાના છત્ર વડે તેનું ગરમીથી રક્ષણ કરે છે. તે રમે છે ને કૂદે છે ત્યારે પણ બાળક તેની પીઠે બાંધેલુંજ રહે છે. તેનું માથું વાંસે અથડાય છે, પણ તે ટેવાઈ ગએલું હોવાથી રોતું નથી.

જાપાની બાળકો રમતના ઘણા શોખીન હોય છે. તેઓ પોતાની સાથે એક વાંસ રાખે છે તે પર કૂદવાની ને બીજી રમતો રમે છે. મોટા



થાય છે ત્યારે નાવિકો અને યોદ્ધાઓ થવાનું તેમને બહુ મન હોય છે. આથી બાળપણથીજ તેઓ પડઘમ, વાવટા, અને બંદૂકોથી રમે છે. તેમનાં અંગ કેળવવામાં આવે છે અને તેમને શુરાતન દર્શાવવાની અને સ્વદેશના હિતને અર્થે જીવન અર્પણ કરવાની કેળવણી આપવામાં આવે છે.

તેમનાં ઘર નાનાં ને હલકાં હોય છે. બહારની દિવાલના ખંડ કરેલા હોય છે અને તેને એક બીજાની ખોભણમાં ખસેડી શકાય છે. આથી ઘરમાં જે થતું હોય તે રસ્તે ચાલનારાં જોઈ શકે છે. ઘરમાં હવાની આવજા માટે પૂરતી જોગવાઈ કરેલી હોય છે. ઘરો પુષ્કળ સામાનથી ખિચોખીચ ભરેલાં હોતાં નથી. તેમાં ટેબલ, ખુરશી, કે કોચો જેવો

સામાન હોતો નથી. તેની જમીન પર સુંદર સાદડી પાથરેલી હોય છે અને તેને સ્વચ્છ રાખવામાં આવે છે. તેઓ પગની પાવડી કાઢી નાખી ઘરમાં પેસે છે.

જાપાની સ્ત્રીઓને પોતાના કેશ શણગારવા ઘણા ગમે છે. તેઓ તેને પુષ્પો ને ભૂષણોથી શણગારે છે.

જાપાની દુકાનો પર ચીનની દુકાનોની પેઠે અતિસુંદર ચિત્રોવાળાં વ્યાપારસૂચક પાટીઆં હોય છે અને તરેહવાર, નાનાંમોટાં ફાનસો લટકતાં હોય છે.

જાપાનમાં શિંટો ને બુદ્ધ એવા બે ધર્મ ચાલે છે. શિંટો ધર્મનું મૂળ તત્ત્વ પ્રાચીન વીર પુરુષોની પૂજા છે. તેમનો રાજા, જે મિકાડો કહેવાય છે, તે દેવોથી ઊતરી આવેલો મનાય છે અને તેની આજ્ઞાને દેવની આજ્ઞા જેવી ગણવામાં આવે છે. હાલ જાપાનમાં પાશ્ચાત્ય દેશના જેવું રાજ્યતંત્ર થયું છે. લોકસભાના મંડળોની સત્તા સ્થપાઈ છે.

પ્રાચીન વીર પુરુષોનાં તેમજ બુદ્ધનાં મંદિરો સ્થળે સ્થળે જોવામાં આવે છે. કેટલાંક બુદ્ધનાં મંદિર ઘણાં મોટાં, ઉત્તમ કોતરણીવાળાં અને સુશોભિત છે.

ટોકીઓ એ રાજધાનીનું શહેર છે. એમાં ૧૫ લાખથી વધારે વસ્તી છે. એની વચ્ચે એક પ્રાચીન કિલ્લો છે અને તેની આસપાસ છ માઇલના વિસ્તારવાળી ખાડી છે. શહેરની આસપાસ ફરતી રેલ્વે છે. તેનાં દહેરાંમાં જાપાનનું કલાકૌશલ્ય ખુલ્લું જણાય છે. તેના દરવાજા સુશોભિત છે અને મંદિરો પર પક્ષી અને પુષ્પોનાં રમણીય ચિત્રો જોવામાં આવે છે.

ધરતીકંપ, સમુદ્રનું ફરી વળવું, અને આગ, એ ત્રણ દૈવી વિપત્તિ જાપાન પર ઝઝુમે છે.

જાપાનમાં જ્વાળામુખી પર્વતો છે. એમાંનો એક અરાઢમા સૈકામાં ફાટયો, તેની રાખ ત્યાંથી ૬૦ માઇલ દૂર ઊડી, તેથી ટોકીઓ શહેર ૬ ઇંચ ઊંડી રાખથી દટાઈ ગયું હતું. ધરતીકંપ વારંવાર થાય છે ને તેથી

ઘણું નુકસાન થાય છે. સમુદ્રનાં પાણી ક્વચિત્ ફરી વળે છે. આગ ઘણી વાર લાગે છે; કેમકે ઘર લાકડાંનાં બાંધેલાં હોય છે.

કિયોટો એ પ્રાચીન રાજધાનીનું શહેર છે. રોમ સાત ટેકરી પર બાંધેલું હતું. કાયોટો ૩૬ શિખરો પર બાંધ્યું છે. તેના ઢોળાવો પર ઘણાં મંદિર છે. તેનો પ્રાચીન વૈભવ નષ્ટ થયો છે; પણ હજી પણ તેની દુકાનો જાપાનમાં ઉત્તમ છે. રાત્રે તે શહેરનો દેખાવ ઘણો રમણીય લાગે છે. નદીને કિનારે ચાહ પીવાની ઊંચી બેઠકો છે અને રાત્રે ફાનસોનાં પ્રતિબિંબ નદીમાં પડે છે, ત્યારે તે દેખાવ ઘણો આકર્ષક થાય છે.

ટોકીઓથી બીજા દરજ્જાનું શહેર ઓસાકા છે. તેમાં સંખ્યાબંધ નહેરો ને પૂલો છે. આથી તે વેનિસ જેવું રમણીય દેખાય છે. તેમાં વેપારરોજગાર પુષ્કળ ધીકે છે. રૂનાં કારખાનાંનું તે મુખ્ય મથક છે. તેની નદી વહાણોથી ભરપૂર છે. તેમાં એક પ્રાચીન કિલ્લો છે, તેના પત્થર ઘણાજ મોટા છે. હાલ ત્યાં લશ્કરને રહેવાનાં મકાન છે.

જાપાનના લોકો ઘણા વિવેકી છે. વડીલોને માન આપવાની અને દીન અને નિરાધાર પ્રાણી પ્રતિ દયા દર્શાવવાની કેળવણી બાળકોને આપવામાં આવે છે.

---

# પાઠ ૨૪મો

## જડભરત, ભાગ ૧લો

ઋષભદેવના પુત્ર ભરત રાજાએ ભરતખંડમાં ઘણાં વર્ષ રાજ્ય કરી રાજ્ય પોતાના પુત્રોમાં વહેંચી દીધું અને પોતે સંસારથી વિરક્ત થઈ તપ કરવા હરિક્ષેત્રમાં ગયા. ત્યાં નિરંતર ભગવદ્ભક્તિથી તેમનું મન સંસાર વિષે શિથિલ થઈ ગયું. એક દિવસ ગંડકી નદીમાં સ્નાન કરી, સંધ્યાવંદન કરી, ભરત નદીકાંઠે જપ કરતા હતા, ત્યાં અત્યંત તૃષાર્ત એક મૃગલી આવી.

તરસ છિપાવવાને મૃગલી નદીમાં પાણી પીતી હતી, એવામાં નજીકજ એક સિંહે ગર્જના કરી. મૃગલી સિંહગર્જના સાંભળી વિહ્વળ બની તરસ છિપાવ્યા વિના મોતમાંથી બચવા ત્યાંથી નાઠી. કૂદકો મારી નદીને સામે પાર નાસતાં એ મૃગલી, જે ગર્ભિણી હતી, તેનો ગર્ભ ચલાયમાન થઈ છૂટો પડયો. મૃગલી તો પોતાનો જીવ ઉગારવા આઘુંપાછું જોયા વિના, પોતાના આ બાળકની પણ દરકાર રાખ્યા વિના, નાઠી તે નાઠી.

ભરતને એ અનાથ હરણના બચ્ચાની દયા આવી અને તેને તેણે પોતાના આશ્રમમાં આણ્યું. ખડ વગેરે ખવરાવી ભરતે તેને ઉછેર્યું ને તેને પંપાળવા, ભેટવા, રમાડવા, વગેરે અનેક તરેહનાં લાડ લડાવવા માંડ્યાં. સંસારથી જે વિરક્ત થયા હતા તેવા ભરતજીને મૃગના બચ્ચામાં આસક્તિ થવાથી વનમાં પણ જાણે સંસારી બન્યા જેવા થયા.

જેમણે દુનિયાની માયા છોડી હતી તેવા ઋષિને આ હરણની માયા વળગી. ભરત ઋષિ આથી યોગભ્રષ્ટ થયા. વખત જતાં ઋષિનો મરણસમય આવ્યો.

### શિખરિણી

"વહ્યા કૈં દ્હાડા ને મૃગ પ્રિય હજૂ છે ઋષિદિલે,
વહેશે કૈં દ્હાડા મૃગ પ્રિય રહેશે ઋષિદિલે;
અહાહા ! બંધાયો જગત તજનારો મૃગમહીં,
અરે ! છૂટયો ફાંસો, સમજણ છતાં એ કદિ નહીં !

### મંદાક્રાંતા

ધીમે ધીમે શરિર પર એ મૃત્યુના હસ્ત લાગ્યા,
કિંતૂ ઓછી નવ થઇ અરે ! બંધની કાંઇ પીડા;
પંપાળે છે શિથિલ કરથી યોગિ તેનૂં કુરંગ,
નિત્યે નિત્યે વધુ વધુ હજૂ યોગમાં થાય ભંગ.

### અનુષ્ટુભ્

જટાથી ટેકવી માથું, સૂતો છે ઋષિ એક દી;
મૃત્યુથી તૂટતી નાડી, જોરથી ધબકી રહી.

### ઇંદ્રવજ્રા

પાસે ઉભું છે દુખિયું કુરંગ, શું થાય છે તે સમજ્યું હતું તે;
ચાટે ઋષિના કર ને કપાલ, ને નેત્ર નેત્રે મળી દર્દ રોતાં.
ભીના હતા ગાલ ઋષિતણા એ, અશ્રૂ હતું એક તહીં રહેલું;
બોલ્યો ઋષિ 'રે મુજ બાલ બાપુ! આ આશ્રમે હા કયમ જીવશે તું ?
તું એકલાની સ્થિતિ શું ? અરેરે ! ટોળું હવે શોધિશ ક્યાં નવું તું ?
રે ! શું થશે મૃત્યુ અકાળ તારૂં ?' પંચત્વ પામ્યો વદિ એમ યોગી.

### અનુષ્ટુભ્

કથા એવું કહે છે કે, જન્મશે મૃગ એ ઋષિ;
વાંછના જે રહી તે તે, પૂરી સૌ કરવી પડે."

ભરતના મરણસમયે આ પ્રમાણે હરણનું બચ્ચું તેની પાસે બેસી જાણે તેનું અપત્યજ ન હોય તેમ દિલગીર થતું હતું. તેને જોતાં જોતાં ભરતનું મન તેમાંજ રહ્યું. આ આસક્તિને લીધે પામર પુરુષની પેઠે ભરતનો પછીનો જન્મ મૃગ તરીકે થયો એવું આખ્યાન છે.

ભરતનો ત્રીજો અવતાર એક બ્રાહ્મણને ઘેર થયો એમ આખ્યાન આગળ ચાલે છે. ભગવાનના અનુગ્રહથી પોતાના પૂર્વ જન્મનું સ્મરણ થતાં સંસારમાં લપટાતાં તે બહુજ બીતા હતા. રખેને સગાંસંબંધીના સ્નેહનું બંધન મારે વિષે થાય ને હું સંસારમાં ખરડાઉં એવી ભીતિથી તેઓ દુનિયાને પોતાનું સ્વરૂપ ઉન્મત્ત ને જડ દેખાડતા. કોઈ કંઈ ખવડાવે તો તે ખાય ને મારે તોપણ બોલે નહિ, એવી રીતનું તેઓ વર્તન રાખતા; તેથી તેમને સહુ જડભરત કહેતા.

જડભરત અંદરથી બ્રહ્મજ્ઞાની હતા, પણ દુનિયાથી વિરક્ત રહેવા માટે જડ વૃત્તિ રાખતા હતા. તેમને મન સારૂંનરસું કંઈ હતુંજ નહિ. જડ હતા તેથી તેમને ગૃહસ્થાશ્રમમાં તો નંખાય એવું હતુંજ નહિ; છતાં બ્રાહ્મણના પુત્ર હતા એટલે તેમના પિતાએ તેમનો યજ્ઞોપવીત સંસ્કાર કર્યો.

તોપણ બ્રાહ્મણના નિત્યકર્મમાંનાં કોઈજ કર્મ તેમને આવડ્યાં નહિ ને તેમણે કર્યાં પણ નહિ. તેમને કર્મ પર તિરસ્કાર હતો. તેમને પંડિત બનાવવા બ્રાહ્મણ તરીકેની ફરજ અદા કરવા તેમના પિતાએ ઘણાએ પ્રયત્ન કર્યા, પણ તે બધા નિષ્ફળ થયા. નિરાશામાં તેમનો પિતા મરણ પામ્યો.

---

# પાઠ ૨૫મો

## જડભરત, ભાગ ૨જો

પિતાના મરણ પછી જડભરતને તેમના ભાઈઓએ પાળ્યા. તેમણે ખેતરની રખેવાળી કરવાનું કામ એમને સોંપ્યું. જડભરત ખરેખરા જડ થઈ ખેતરમાં એક ઠેકાણે બેસી રહી કામ કરતા.

એક દિવસ એવું બન્યું કે ચોર લોકોના કોઈ રાજાએ પુત્રપ્રાપ્તિની ઇચ્છાથી ભદ્રકાળી માતાને પુરુષનું બલિદાન આપવાની માનતા માની હતી; તેનાં માણસો બલિદાન માટે માણસની શોધ કરવા નીકળ્યાં હતાં, તેમની નજર જડભરત પર પડી. તેમને હૃષ્ટપુષ્ટ જોઈ તેઓ બલિદાન માટે લઈ ગયા. રીત પ્રમાણે બલિદાન આપતાં પહેલાં તે લોકોએ જડભરતને નવરાવ્યા, નવાં વસ્ત્ર પહેરાવ્યાં, તિલક, ચંદન, ને માળાથી અલંકૃત કર્યા, અને ગાયન, સ્તુતિ, મૃદંગ, ને ઢોલના અવાજની વચ્ચે ચોરોનો રાજા જડભરતનું ડોકું ઉરાડવા જેવો જાય છે કે તેવોજ ત્યાં એક ચમત્કાર થયો. બ્રાહ્મણના વધ કરવાનું દારુણ કૃત્ય કરવા બદલ ભદ્રકાળીએ ક્રોધાયમાન થઈ ચોરોના રાજા ને મારાઓનાં માથાં ઉડાવી દીધાં ને જડભરત બચી ગયા, એ પ્રમાણે આખ્યાન છે.

એક વખત રહૂગણ નામનો રાજા પાલખીમાં બેસી કપિલ મુનિ પાસે જ્ઞાન લેવા જતો હતો. રસ્તામાં પાલખી ઉપાડનારા ભોઈ લોકોના જમાદાર બીજા ભોઈ લોકોને વેઠે લઈ જવાની તજવીજ કરતો હતો,

તેવામાં જડભરત તેના હાથમાં આવ્યા. આ માણસ પુષ્ટ, જુવાન, અને મજબૂત હોવાથી ભાર ઉપાડવામાં બળદ ને ગધેડા જેટલું જોર દાખવશે ને ઠીક કામ લાગશે એમ ધારી તેને પાલખી ઉપાડવાનું કામ સોંપવામાં આવ્યું.

રખેને માર્ગમાં કંઈ જીવજંતુ ચગદાઈ જશે એ વિચારથી રસ્તો જોતા જોતા જડભરત સાચવીને પગલાં ભરતા હતા, તેથી પાલખી વારંવાર હાલતી ને ઊંચીનીચી થતી. આથી રહૂગણ રાજાએ ભોઈઓને બરાબર ચાલવા કહ્યું. ભોઈઓને લાગ્યું કે કદાચ રાજા શિક્ષા કરશે તેથી તેમણે કહ્યું, રાજાજી, અમે ચાલવામાં ગાફલ નથી, પણ આ નવો પકડેલો માણસ તરત ચાલતો નથી તેથી આચકા આવે છે. રાજાને એ વાત ખરી લાગી અને અધિકારના મદને લીધે જડભરતનું ખરૂં તેજ તે પારખી શક્યો નહિ.



રાજાને લાગ્યું કે જડભરત હષ્ટ છે, છતાં પાલખી ઉપાડવામાં ગફલત કરે છે, માટે ઠપકાને પાત્ર છે. આમ વિચારી પ્રથમ તો તેણે

હાસ્યમાં કહ્યું, અરેરે ! જડ ! તું ખરેખર થાકી ગયો હોઇશ. તું બહુ જાડો નથી ને શરીરે મજબૂત નથી, વળી તું વૃદ્ધ છે, તેથી એકલો પાલખી ઉપાડતાં થાકયો હોઇશ. જડભરતને મન સારૂંનરસું, માન–અપમાન કશુંજ નહોતું, તેથી આ શબ્દોની તેના મન પર કંઈ અસર થઈ નહિ. આગળ ચાલતાં પાછી પાલખી હાલી. રહૂગણ બહુ ચિઢાયો. તેણે કહ્યું, અરે આ શું? તું જીવતો મુએલો છે; હું તને શિક્ષા કરીશ.

હવે જડભરતે ઉત્તર આપ્યો કે હે રાજન્, તેં જે કહ્યું તે યોગ્યજ છે. પણ મારે કહેવું જોઈએ કે હું જાડો નથી; મારૂં શરીર જાડું છે. હું પુષ્ટ નથી; મારૂં શરીર પુષ્ટ છે. હું એકલોજ જીવતો મુએલો નથી; આખું જગત્ જીવતું મુએલું છે; કારણ કે ક્ષણે ક્ષણે તેમાં ફેરફાર થયોજ જાય છે. આથી ક્ષણે ક્ષણે જગત્ મરે છે ને ઉત્પન્ન પણ થાય છે.

રહૂગણને શક પડયો કે આ હૃષ્ટપુષ્ટ માણસ જેવો રાભા જેવો, જડ ને મૂર્ખ જણાય છે તેવો નથી. તેણે પૂછયું, હે ભાઈ, તમે કોણ છો? તમે જનોઈ પહેર્યું છે તો તમે કયા મુનિવર છો? બ્રાહ્મણકુળનું અપમાન કરવાથી હું બીઉં છું, ગુપ્ત પ્રભાવવાળા આપ, જડની પેઠે ફરો છો તે કોણ છો તે કૃપા કરી મને કહો.

આ પ્રમાણે સંભાષણમાં ને પ્રશ્નોત્તરમાં જડભરતે રહૂગણને બોધ કર્યો કે સંસાર ખોટો છે, તેમાં માન-અપમાન રાખવું મિથ્યા છે, પદવીનું અભિમાન ખોટું છે. રહૂગણ રાજાએ જડભરતને સાષ્ટાંગ પ્રણામ કર્યા. જડભરત, જેના અંતઃકરણની સર્વ વૃત્તિ સ્થિર હતી, તેની પાસે રાજાએ આત્મસ્વરૂપનું ખરૂં જ્ઞાન પ્રાપ્ત કરી શરીર અને સંસારને વિષે અભિમાન તજી દીધું.

---

# पाठ २६मो

## लक्ष्मीस्वरूप

काफी

कमळकेरुं पुष्पज रे, प्रभात तो थाय ज्यारे;
खीलवा कंइक मांडे रे, सुगंध अति दे त्यारे. टेक० १

जेम जेम दिवस चढतो जाय,तेम तेम आपे सुगंध अपार;
खाते थकी ते खीली रह्युं पछे, करमाये निरधार;
सारूं नव लागे रे, तजी देउं कहे क्यारे. कमळ० २

लक्ष्मीबाईनां लक्षण एवां, जो जो जणावुं हुं य;
थोडे थोडे घरमांही पेसे, पछे हाल हवाल करे शुं य?
डाही डाही वातो रे, करी ध्यान तो धारे. कमळ० ३

सगांने सगाइ जणावे अतिशे, स्वजनने पमाडे सुख;
पूर्ण खीले त्यारे दुःखकर थाये, कोइनुं न जुए मुख;
पैसो मळ्यो पूरज रे, वहालांने जोई वारे. कमळ० ४

जे खील्युं तेह तो करमाये, पछे खमे विध विध कष्ट;
विचार थाय प्रथमकेरा सहु, मति करी नाखी जे नष्ट;
स्पष्ट धीरो कहे छे रे, लक्ष्मी कदा नव तारे. कमळ० ५

धीराभक्त

# પાઠ ૨૭મો

## દાદરને અડકયો માટે દાદર લે, ભાગ ૧લો

પૂર્વ પ્રદેશમાં એક વિવાદપુરી નામની વિશાળ નગરી હતી, ત્યાંના લોકો વિવાદ કરવામાં ઘણા કુશળ હતા. પરગામથી ઘણા વિદ્વાનો ત્યાં આવતા, તે બધાને વાદમાં તેઓ જીતતા. તેમનું ન્યાયશાસ્ત્રનું જ્ઞાન એવું તો ઊંચી કોટિનું હતું, અને અભ્યાસથી તેમની બુદ્ધિ એવી સૂક્ષ્મ અને તીવ્ર થઈ હતી કે ઝીણવટની નજરથી તેઓ ઝીણા ને બારીક મુદ્દાઓ કાઢી પ્રતિપક્ષીને હરાવતા હતા અને હારેલા માણસોને ગામની બહાર જવા દેતા નહોતા. આથી પાસેના દેશોમાં તરેહવાર અફવાઓ ઊડતી હતી. કેટલાક કહેતા હતા કે વિવાદપુરીના લોકો ઘણા તરકટી છે. તેઓ જાદુ-વિદ્યામાં પ્રવીણ છે અને ગામમાં જેઓ આવે છે તેમને જાદુબળથી બકરાં બનાવી દે છે.

ખરી વાત એ હતી કે વિવાદપુરીના લોકો વિવાદકુશળ હતા, પણ તેઓ સરળ હૃદયના અને બિન-અનુભવી હતા.

એક દિવસ એ નગરીમાં વેપારને અર્થે એક બુદ્ધિશૂન્ય નામનો વેપારી આવી ચઢ્યો. તે બજારમાં ફરતો હતો એવામાં તેણે એક માણસને બજારની વચ્ચે ઊભો રહી મોટે સાદે બૂમ પાડતો સાંભળ્યો—'મારૂં નામ ચતુરસિંહ; ત્રણ વચનના ત્રણ હજાર રૂપીઆ.' બુદ્ધિશૂન્યને આ સાંભળી બહુ આશ્ચર્ય લાગ્યું. તેના મનમાં એવો વિચાર આવ્યો કે એવું તે એ વચનમાં શું હશે ? એક વચનના એક હજાર રૂપીઆ ! જોઉં તો ખરો. એવાં શાં વચન હશે એમ પ્રબળ કૌતુક થવાથી તેણે ત્રણ હજાર રૂપીઆ આપી તે ત્રણ વચન ચતુરસિંહ પાસેથી વેચાતાં લીધાં.

કૌતુક તૃપ્ત કરવા તેણે ત્યાંનો ત્યાંજ તે કાગળ ઉઘાડી વાંચ્યો તો તેમાં નીચેનાં ત્રણ વચન નીકળ્યાં:—૧. રસોઇઆ પર ભરોસો ન રાખવો; ૨. મિત્ર પર ભરોસો ન રાખવો; ૩. ઈશ્વર પર ભરોસો રાખવો. આ

વાંચી બુદ્ધિશૂન્ય ઘણો નારાજ થયો. તેની મુખમુદ્રા ગ્લાનિ પામી. તેને લાગ્યું, હું ઠગાયો. ચતુરસિંહ તેના ચહેરા પરથી આ વાત કળી ગયો. તેણે તેને કહ્યું, ભાઈ! તમને એમ લાગે છે કે મેં તમને છેતર્યા છે; પરંતુ અનુભવથી મારાં વચનોનું સત્ય તમારા સમજવામાં આવશે. છતાં, તમને ખાતરી કરી આપવા, આ સાત બીઆં હું તમને આપું છું, તે તમે લો. એને વાવશો એટલે તરતજ એનાં ઝાડ થશે અને તે પર પરિપક્વ ફળ લટકશે. તે ફળ ખાજો અને પછી તે ઝાડને 'ગૂમ થા' એમ કહેશો એટલે તે તરત અદૃષ્ટ થશે અને તમને તમારાં બીઆં પાછાં મળશે.

ઘેર જઈ બુદ્ધિશૂન્યે લાગલાંજ તે બી પોતાના રસોઇઆને બતાવ્યાં. તે બંને જણે બી વાવ્યાં, એટલે તરતજ તેનાં સુંદર વૃક્ષ થયાં અને તેને પરિપક્વ ફળ લચી પડતાં તેમણે દીઠાં. એ સ્વાદિષ્ટ ફળો તેમણે તૃપ્તિપર્યંત ખાધાં અને મિત્રોને પણ આપ્યાં. પછી બુદ્ધિશૂન્યે વૃક્ષોને કહ્યું, 'અદૃષ્ટ થાઓ', એટલે વૃક્ષો જતાં રહ્યાં અને બી પાછાં મળ્યાં. તે બી તેણે રસોઈઆને પોતાની પાસે રહેવા દેવા આપ્યાં.

હવે રસોઈઓ લુચ્ચો હતો. તે ચોરી કરતો અને ચોરેલો માલ બુદ્ધિશૂન્યનો શઠપતિ નામનો લુચ્ચો મિત્ર હતો તેને આપતો. એક દિવસ બુદ્ધિશૂન્ય ઘરમાંથી બહાર ગયો હતો તે વખતે શઠપતિ તેને ઘેર ગયો. રસોઇઆએ તેને કહ્યું, ભાઈ, બુદ્ધિશૂન્ય તો કંઈ બહારગામ જતા નથી. તે દિવસે મેં બહુ બહુ સમજાવી તેમને વિવાદપુરી મોકલ્યા. મેં ધાર્યું કે તેઓ બકરા બની જશે ને પાછા આવશેજ નહિ, એટલે આપણે તેનું બધું દ્રવ્ય લઈ લઈ આનંદ કરીશું. પણ તે તો પાછા આવ્યા અને આવ્યા પછી વહેમીલા થયા છે. હવે તમારે કંઈ તદબીર રચવી જોઈએ. એમ રસોઈઆએ કહ્યા પછી તે બંને જણાએ મસલત કરી અને એક ગુપ્ત યોજના ઘડી કાઢી.

બુદ્ધિશૂન્ય ઘેર આવ્યો એટલે તેણે શઠપતિને પોતાના ઘરમાં દીઠો. તે ભોળા હૃદયનો હતો. તેણે મિત્રના આવવાથી બહુ ખુશી બતાવી અને

કહ્યું, ભાઈ, તું ઘણે દિવસે મળ્યો. શઠપતિએ કહ્યું, ભાઈ, તેં દિવસે તેં મને મીઠાં ફળ ખાવા મોકલ્યાં હતાં, એ વિષે લોકો વાત કરે છે કે બી વાવે છે કે તરતજ વૃક્ષ થાય છે. એ વાત ખરી છે? મારા હૃદયમાં તો એ વાત ઊતરતી નથી. એ તો કુદરતના નિયમથી ઉલટું. એવું બનેજ કેમ?

બુદ્ધિશૂન્યે કહ્યું, ભાઈ, તને મારા બોલવામાં વિશ્વાસ નથી? હું કદી અસત્ય બોલું છું?

શઠપતિએ કહ્યું, મને ખાતરી થતી નથી. આપણે એક શરત બકીએ. તારૂં કહેવું ખરૂં પડે તો મારા ઘરમાંની જે વસ્તુ પર તું પહેલો હાથ મૂકે તે તારે લઈ લેવી અને તારૂં કહેવું ખોટું ઠરે તો તારા ઘરમાં જે વસ્તુ પર હું પહેલો હાથ મૂકું તે મારે લઈ લેવી.

---

# પાઠ ૨૮મો

## દાદરને અડક્યો માટે દાદર લે, ભાગ રજો

બુદ્ધિશૂન્યે પોતાના મિત્ર શઠપતિની શરત કબૂલ કરી. તેણે રસોઇઆને બોલાવીને કહ્યું, લાવ પેલાં વિચિત્ર બી. મારે એના અદ્ભુત ગુણ મારા મિત્રને દર્શાવવા છે.

રસોઇઆએ તે બી શેઠને આપ્યાં, એટલે શેઠે મિત્રના દેખતાં તે વાવ્યાં. પરંતુ તેમાંથી ઝાડ ઊગ્યાં નહિ. તે જોઈ તે ઘણો વિસ્મય પામ્યો. તેણે બી હાથમાં લઈ તપાસ્યાં તો તેને સેકેલાં જોયાં. તે રસોઇઆ પર ખૂબ ગુસ્સે થયો અને બોલ્યો, અરે દુષ્ટ! તેં મને પાયમાલ કર્યો છે. ચતુરસિંહ પાસે મેં ત્રણ વચન ખરીદ્યાં છે, તે ખરેખર, બહુ કીમતી છે. એમાંનું પહેલું વચન રસોઇઆનો વિશ્વાસ ન કરવો એ છે, તે આજ ખરૂં પડ્યું.

બુદ્ધિશૂન્યે મિત્રને કહ્યું, ભાઈ! જો. આ બી સેકેલાં છે, તેથી

આવું પરિણામ આવ્યું છે. મારો દોષ નથી; રસોઇઆનો દોષ છે. મને આશા છે કે આવી સ્થિતિમાં તું આપણી શરત રદ કરશે.

શઠપતિ બોલ્યો, હું તો જાણતોજ હતો કે એવાં બી હોઈ શકેજ નહિ. હું એમ છેતરાઉં એવો નથી. તું શરતમાંથી છટકી જવા માગે છે તે કદી બનનાર નથી. તારે શરત પાળવીજ પડશે. નહિ પાળે તો મારે તને ન્યાયની કચેરીમાં ઘસેડવો પડશે. મારી સાથે આવો બકવાદ નહિ ચાલે.

હવે બુદ્ધિશૂન્યને સમજણ પડી કે આ તો રસોઇઆનું ને મિત્રનું, બંનેનું કાવતરૂં છે. ચતુરસિંહ પાસે વેચાતું લીધેલું બીજું વચન પણ ખરૂંજ છે કે મિત્રનો ભરોસો કરવો નહિ. શઠપતિએ મને છેતર્યો.

તેણે શઠપતિના બહુ બહુ કાલાવાલા કર્યા, પણ તેણે તેને ગણકાર્યો નહિ. આખરે, મહામુશીબતે તેણે તેની પાસે પંદર દિવસની અવધિ માગી લીધી. શઠપતિએ બહુ નાખુશી બતાવી; છેવટે તે કબૂલ કરી.

તેણે દહેરામાં જઈ પ્રભુની પ્રાર્થના કરી. બે હાથ જોડી તેણે પ્રભુને શુદ્ધ હૃદયથી કહ્યું, હે પ્રભો ! મેં રસોઇઆ પર ભરોસો રાખ્યો, તેણે મને છેતર્યો. મેં મિત્ર પર ભરોસો રાખ્યો, તેણે પણ મને દગો દીધો. હવે મારે તારા પર વિશ્વાસ રાખવાનો રહ્યો છે. તું મને સંકટમાંથી મુક્ત કર. તેણે સાત દહાડા ને સાત રાત દહેરામાં બેસી એક ચિત્તે પ્રભુની પ્રાર્થના કરી. આઠમે દહાડે તેણે દહેરામાંથી અવાજ થતો સાંભળ્યો કે જા, વિવાદપુરીમાં ચતુરસિંહ પાસે જા. એની સહાયતાથી તું સંકટમાંથી મુક્ત થઈશ.

તે તરતજ ઊઠ્યો ને ઘેર ગયો. તે ઘોડા પર સવાર થયો અને પાસે થોડુંક દ્રવ્ય રાખી ઘોડા પર તે બાંધી વિવાદપુરી જવા નીકળ્યો.

બપોરે તે વિવાદપુરી પહોંચ્યો. તે ઘોડા પરથી ઊતરી પડ્યો અને લગામ પકડી તેને દોરવતો શહેરમાં ફરવા લાગ્યો. બજારમાં તેને એક કસાઈ મળ્યો. કસાઈએ પૂછ્યું, ભાઈ, આ ઘોડાની શી કિંમત છે ? બુદ્ધિશૂન્યે કહ્યું, પાંચસેં રૂપીઆ. તેના મનમાં એમ હતું કે આવા મુડદાલ જેવા ઘોડાના કોણ પાંચસેં રૂપીઆ આપવાનું છે ? પરંતુ કસાઈએ તરત પાંચસેં રૂપીઆ ગણી આપ્યા ને ઘોડો લઈ ચાલવા માંડ્યું.

બુદ્ધિશૂન્યે કહ્યું, ભાઈ, ઊભો રહે. ઘોડા પર મારૂં પોટલું છે મને લઈ લેવા દે. કસાઈ બોલ્યો, એ શું બોલે છે? એ કદી બનના નથી. તેં ઘોડો વેચ્યો તે વખતે પોટલી લઈ લેવાનું કહ્યું હતું? વેચ્યા પછ આવી નવી વાત કેમ બોલે છે? એ વાત કદી થનાર નથી.

બંને રગજગ પર ચઢ્યા અને તેમની આસપાસ લોકોનું મોટું ટો ભેગું થયું. લોકોએ બંનેની વાત સાંભળી કહ્યું, ભાઈ ઘોડો વેચતી વખ તેં તારી પોટલી લઈ લેવાની વાત કરી નહોતી. હવે એ નવી વાત ક છે, એ ઠીક નહિ. આ પ્રમાણે બધાએ કસાઈનો પક્ષ લીધો, એટલે કસા ઘોડો લઈ ચાલતો થયો.

બુદ્ધિશૂન્ય બહુ નાઉમેદ થયો. પરદેશમાં તેની પાસે વાપરવાનું બ ઓછું થઈ ગયું. તેણે ચતુરસિંહનું ઘર શોધવા માંડયું. તેણે તે મહ મુશીબતે શોધી કાઢ્યું.

---

# પાઠ ૨૯મો

## દાદરને અડકયો માટે દાદર લે, ભાગ ૩જો

ચતુરસિંહે બુદ્ધિશૂન્યને પૂછ્યું, ભાઈ, અહિં આવવાનું કેમ થયું છે બુદ્ધિશૂન્યે બધી બનેલી વાત કહી બતાવી અને વિવાદપુરીમાં તેને વીત્યું હતું તે પણ કહ્યું.

ચતુરસિંહે કહ્યું, ભાઈ! તું અહિં ત્રણ દિવસ રહે. પછી હું તા સાથે તારે ગામ આવીશ અને તને સંકટમાંથી મુક્ત કરીશ. પણ, ભા તું સંભાળીને રહેજે. આ ગામના લોકો જાદુગર છે ને બધાંને બક બનાવી દે છે, એવી તેમની ખ્યાતિ પડેલી છે, તે ખોટી છે; પરંતુ તે શબ્દને વળગી રહી યુક્તિથી સામા માણસને થકવે છે; માટે તેમ સાથે કોઈ પણ પ્રકારનો વાદ કરી શબ્દજાળમાં ફસાતો મા. બુદ્ધિશૂ તેનો ઉપકાર માન્યો અને તેના કહ્યા પ્રમાણે વર્તવાનું વચન આપ્યું.

બીજે દહાડે બુદ્ધિશૂન્યને જોડા ખરીદવાની જરૂર પડી. તેણે મોચીની પાસે જઈ પગે બેસતા જોડા વેચાતા માગ્યા. તે બોલ્યો, જો, કિંમતને માટે રગજગ કરવાની જરૂર નથી; હું તને ખુશ કરીશ. મોચીએ તેને તરત, સારા, ટકાઉ જોડા કાઢી આપ્યા; એટલે બુદ્ધિશૂન્યે વિચાર્યું કે સાધારણ રીતે આ બૂટની કિંમત ચાર રૂપીઆ છે, તો હું એને આઠ રૂપીઆ આપીશ, એટલે એ રાજી થશે. એમ ધારી તેણે મોચીને આઠ રૂપીઆ આપવા માંડ્યા. પણ મોચીએ તે હાથમાં પણ લીધા નહિ. તેણે કહ્યું, તમે મને ખુશ કરવાનું કહ્યું છે; હું એથી ખુશ થતો નથી. બુદ્ધિશૂન્યે તેને આઠને બદલે દસ, બાર, એમ વધતાં વધતાં છેવટે પચાસ રૂપીઆ આપવા માંડ્યા, પણ તેણે તે લીધા નહિ. તે તો શબ્દનેજ વળગી રહ્યો કે તમે મને ખુશ કરવાનું કહ્યું છે; હું ખુશ થતો નથી.

બુદ્ધિશૂન્ય બહુ ગભરાયો. આખરે, તેણે તે મોચીને કહ્યું, ભાઈ, આજની રાત સબૂર ખમ. હું મારા મિત્રની સલાહ લઈ કાલ મારૂં વચન પાળીશ. મોચીએ એ વાત કબૂલ કરી.

રાત્રે બુદ્ધિશૂન્યે ચતુરસિંહને બધું કહ્યું. તેણે કહ્યું, ભાઈ, તું સ્પષ્ટ બોલવાને બદલે અનિશ્ચિત વચન બોલે છે, તેથી તેમના હાથમાં સહેલાઇથી સપડાઈ જાય છે. ફીકર નહિ. હવે જોજે, આપણે એને આજ રાત્રે ખુશ કરીશું.

મધ્યરાત્રે તેમણે અમલદારનો વેશ ધારણ કર્યો અને હાથમાં મોટા દંડ લઈ તેને ઘેર ગયા. તેમણે ખૂબ જોરથી બારણું ઠોક્યું અને તેને ઊંઘમાંથી જગાડ્યો. મોચીએ પૂછ્યું, તમે કોણ છો? તમે મને શા માટે જગાડ્યો? તેમણે કહ્યું, અમે રાજપુરુષો છીએ અને રાજાને ઘેર પુત્ર-જન્મ થયો છે એ ખુશ ખબર કરવા આવ્યા છીએ. કેમ, તમે ખુશ તો થયા કેની? તેણે કહ્યું, હા, ભાઈ, હું બહુ ખુશ થયો. રાજાને ત્યાં પુત્ર પ્રસવે તે સાંભળી કોને હર્ષ ન થાય? હું, ખરેખર, અત્યંત ખુશ થયો છું. બંને જણે તે મોચીને બે વાર પૂછ્યું, કેમ, તું ખુશ થયો છે? હું ખુશ થયો છું એમ તેણે કહ્યું એટલે તેમણે પોતાનું ખરૂં સ્વરૂપ પ્રગટ કર્યું.

ચતુરસિંહે મોચીને કહ્યું, જો, ભાઈ, તું બે વાર ખુશ થયો છે. એક વાર ખુશ થયો એટલે તને તારા જોડાની કિંમત મળી રહી. બીજી વાર ખુશ થયો તેનું મૂલ્ય તારે અમને આપવું જોઈએ; નહિ કર અમે રાજાને કહી દઈશું. ખુશ કંઈ અમથા થવાય? એમ કહી તેણે મોચી પાસે બીજી વાર ખુશ થયાના બસેં રૂપીઆ લીધા.

બીજે દિવસે બુદ્ધિશૂન્યે નિશ્ચય કર્યો કે આજ તો બહાર નીકળવુંજ નહિ; જો નીકળીશ તો વળી પાછો સપડાઈ પડીશ. એ નિશ્ચય તેણે બરાબર પાળ્યો.

ત્રીજે દિવસે તેને હજામત કરાવવી હતી; તેથી તેણે હજામને બોલાવ્યો. તેણે કહ્યું, સારી હજામત કરજે. હું તને કંઈક આપીશ. હજામે પોતાનું કામ પૂરૂં કર્યું એટલે બુદ્ધિશૂન્યે તેને બે રૂપીઆ આપ્યા. હજામે તે લીધા નહિ. મારે તો કંઈક જોઈએ છે. તમે મને કંઈક આપવાનું કહ્યું છે, માટે તેજ જોઈએ છે. બુદ્ધિશૂન્યે બે રૂપીઆને બદલે ચાર આપવા માંડ્યા, ચારના આઠ કર્યા. એમ પચાસ રૂપીઆ લગણ તે વધ્યો; પણ હજામે તે સ્વીકાર્યા નહિ. તેણે કહ્યું, શું મને લાંચીઓ માનો છો? મારે તો તમે કહેલું કંઈક જોઈએ છે; વધારે જોઈતું નથી.

એટલામાં ચતુરસિંહ આવી પહોંચ્યો. તેણે આ પ્રકરણ જોયું. તેણે હજામને કહ્યું, કાલ વહાણે આવજે. તને તારૂં કંઈક આપીશ.

તેણે એક યુક્તિ રચી. રાત્રે એક પ્યાલામાં તેણે દૂધ ભર્યું ને તેમાં કંઈક સમજણ ન પડે એવો તરતો પદાર્થ નાખ્યો. સવારે તે ફૂલીને મોટો થયો. હજામ આવ્યો, એટલે તેણે તેને કહ્યું, ભાઈ! પેલો પ્યાલો આપ. તે પ્યાલો લાવ્યો અને તેણે ઉઘાડ્યો એટલે તેમાં કંઈક પડેલું દીઠું. તે તરતજ બોલી ઊઠ્યો, ભાઈ, આમાં કંઈક પડેલું જણાય છે. ચતુરસિંહે કહ્યું, ભાઈ, એ કંઈક તારે માટે છે, તે તું લે અને મને પ્યાલો આપ. હજામ કંઈક લઈ ચાલતો થયો.

રસ્તામાં તેણે લોકોને એ કંઈક બતાવ્યું. લોકોએ તેનાં વખાણ કર્યાં અને કહ્યું, ધન્ય છે તને! તું સાચો ને વચનનો સંધો છે. વિવાદપુરીનું તું ખરૂં ભૂષણ છે.

# પાઠ ૩૦મો

## દાદરને અડકયો માટે દાદર લે, ભાગ ૪થો

ત્રણ દહાડા પૂરા થયા એટલે ચોથે દહાડે ચતુરસિંહે બુદ્ધિશૂન્યને પૂછ્યું, કેમ ભાઈ! હવે તને મારાં વચનોની કિંમત સમજાઈ?

બુદ્ધિશૂન્ય બોલ્યો, હા ભાઈ, મને તમારાં વચનોની કિંમત બરાબર સમજાઈ છે. મારા રસોઇઆનો મેં વિશ્વાસ કર્યો, તેણે બી સેકી નાખી મને ગુરદાસ બનાવ્યો. મારા મિત્રને હું જીવજાન દોસ્ત સમજતો હતો. એ મને ઠગશે એવું મને સ્વપ્નમાં પણ આવતું નહોતું. એ મારા રસોઇઆ સાથે મળી ગયો અને બંનેએ એકઠા થઈ મને પાયમાલ કરવાનું તરકટ રચ્યું. જે પહેલી વસ્તુ પર એ હાથ અરકાડે તે આપી દેવાને હું બંધાયો છું. એ મારાં રત્નોની પેટીનેજ હાથ અરકાડશે. મારી શી દશા થશે? એમ કહી તે મુક્તકંઠે રોઈ પડયો. થોડી વારે તે બોલ્યો, ભાઈ, આ પ્રમાણે તમારાં બે વચન ખરાં પડયાં. ત્રીજું વચન પણ ખરૂં પડયું છે. છેવટે, પ્રભુના મંદિરમાં જઈ મેં સાત દિવસ પ્રભુપ્રાર્થનામાં ગાળ્યા ત્યારે પ્રભુએ મારા પર દયા આણી. એવી આકાશવાણી થઈ કે તું ચતુરસિંહ પાસે જા, તે તને દુ:ખમાંથી છોડવશે. આ ઉપરથી હું તમારી પાસે આવ્યો. આ રીતે તમારાં ત્રણે વચન પૂરેપૂરાં સાચાં નીવડયાં છે.

ચતુરસિંહે કહ્યું, ઠીક, ત્યારે તમને તમારા ત્રણ હજાર રૂપીઆનું મૂલ્ય તો મળી ચૂક્યું છે. મેં તમને છેતર્યા નથી એની તો તમને ખાતરી થઇ હશે. પરંતુ, મેં આપેલાં બીઆંજ પરોક્ષ રીતે તમારા સંકટના કારણરૂપ થઈ પડયાં છે, માટે તમારી સાથે આવી તમને એ સંકટમાંથી મુક્ત કરવા એ મારી ફરજ છે એમ હું સમજું છું. ચાલો, આપણે તમારે ગામ જઈએ.

એમ વાત કરી ચતુરસિંહ અને બુદ્ધિશૂન્ય, બંને બુદ્ધિશૂન્યને ગામ ગયા. ચતુરસિંહે બુદ્ધિશૂન્યને કહ્યું, તમારા ઘરનો તમામ સામાન ગોઠવવા માટે એક પાલખ બંધાવો. એ પાલખ પંદરેક ફૂટ ઊંચી ને પહોળાં

પાટીઆંની બંધાવો. પછી એ પર તમારા ઘરનો તમામ સામાન ગોઠવાવો. તમારાં રત્નની પેટી સહુથી ઊંચી રખાવો.



ચતુરસિંહના કહ્યા પ્રમાણે બધી ગોઠવણ થઈ, એટલે તેણે એક દાદર મંગાવ્યો અને તેને તેના છેડા પર ઊભો ગોઠવ્યો. પછી શઠ મિત્રને બોલાવી ચતુરસિંહે કહ્યું, તમામ પદાર્થ પાલખ પર ગોઠવ્યા છે. જેને તમે પ્રથમ હાથ અરકાડશો તે તમારી શરત પ્રમાણે તમારી માલકીનું થશે.

શઠ મિત્રે જોયું કે દાદર છાતીસમાન ઊભો છે ને ચઢવું ઘણું કઠણુ છે. તેણે રત્નની પેટી ઉપર જોઈ એટલે તે લેવાના લોભથી આકર્ષાઈ તે તૈયાર થયો, તેણે દાદર પર પગ મૂકયો એટલે તે દાદર હાલવા લાગ્યો. પરંતુ તેને પકડી તે બીજું પગથીઉં ચઢવા જતો હતો, એટલામાં ચતુર-

સિંહે તેનું કાંડું પકડી કહ્યું, લુચ્ચા ને શઠ મિત્ર ! થોભ; તું દાદરને પ્રથમ અડક્યો છે; માટે તારી શરત પ્રમાણે દાદરપર તારી માલકી થઈ છે. એ દાદરને તું તારે ઘેર લઈ જા.

શઠ મિત્ર શરમાઈ ગયો. તે દાદર લઈ ચાલતો થયો અને ગામના બધા લોકોમાં તેની ફજેતી થઈ.

---

# पाठ ३१मो

## मननी शुद्धिनी जरुर

### पद—राग जंगलो

कपटी पाप आपतो, हींडे ठारो ठार;
चपटी चोखा लइ फरे, सर्व देवनां द्वार;
कर जोडीने विनवे, मारां पाप निवार. कपटी० १
एकांते पूजा करे, गंध पुष्प बहु पेर;
कालो थईने करगरे, जाणे आणे महेर; कपटी० २
नीचो थइ पाये नमे, बहु नाचे बहु गाय;
आंखो मींचे प्रेमथी, मन मागे न धराय. कपटी० ३
काम क्रोध उरमां अमित, धन माटे बहु धाय;
चोरी,चाडी,कपट,छळ,ज्यम त्यम करीने कमाय.कपटी० ४
मन जाणे कहेवा थकी, पाप थाय छे नाश;
पाप मूळ पसरी पड्यां, रूंध्युं हृदयाकाश. कपटी० ५
पापतणां तो मूळ छे, कामादिक मनमेल;
त्यांसुधी नहि सांभळे, देव भणे छे फेल. कपटी० ६
पाप टाळवा चाहे तो, कामादिकने टाळ;
सत्य, दया, संतोषनी, आडी करने पाळ. कपटी० ७

निर्मळ थै हरि भजन कर, राखी दृढ विश्वास;
मनोहर सत्र मुकावशे, कापी पातकपाश. कपटी० ८
मनोहरदास

---

# પાઠ ૩૨મો

## બરફ, ભાગ ૧લો

પાણી અને બરફ, એ એકજ પદાર્થનાં બે સ્વરૂપ છે: પાણી એ પ્રવાહી રૂપ છે ને બરફ એ નક્કર રૂપ છે. ખાંડ, મીણ, માખણ, ગંધક, સીસું, વગેરે પદાર્થોનાં પણ એવાં બે રૂપ છે બરફને હાથમાં લઈએ છીએ કે તેનું પાણી થઈ જાય છે. એ નક્કર પદાર્થને પ્રવાહી કરવાને આપણા હાથની ગરમી બસ છે. બીજા નક્કર પદાર્થોને પ્રવાહી થતાં વધારે ગરમીની જરૂર છે.

પાણીથી ભરેલા પવાલામાં તમે બરફ નાખશો તો તે તરશે. એનું કારણ તમે તરત સમજશો. બરફ પાણી કરતાં હલકો છે, તેથી તે પાણીની ઉપર તરે છે. જો તે પાણીથી ભારે હોય તો તે પવાલાને તળીએ બેસે. શિયાળામાં ઠંડા પ્રદેશોમાં તળાવો ને નદીની ઉપલી સપાટી પર બરફ જોવામાં આવે છે. એ બરફ છેક તળીએ સુધી હોતો નથી. એને હથોડેથી ભાંગી નાખીએ તો તળીએ પાણી માલમ પડશે. બરફ પાણીથી ભારે હોય તો તે તળાવ ને નદીને તળીએ જઈને બેસે અને બધું પાણી ઠરીને બરફ થઈ જાય. એમ થાય તો માછલાં ને બીજાં જળચર પ્રાણીઓ તેમજ વનસ્પતિ નાશ પામે. પરંતુ બરફ ઉપલી સપાટી પર હોવાથી નીચે પાણીમાં જળચર પ્રાણીઓને અને વનસ્પતિને ઈજા થતી નથી. કુદરતની કેવી બલિહારી છે!

તમે બરફ ખાઓ છો તે કૃત્રિમ છે; પાણીને ઠારીને બનાવેલો છે. નદી ને સરોવરના ઉપલા ભાગમાં બરફ થાય છે તે કુદરતી છે. ઠંડા પ્રદેશમાં ટાઢને લીધે પાણી ઠરીને બરફ થાય છે.

તમે જાણો છો કે સૂર્યની ગરમીથી તળાવ, નદી, અને મહાસાગરના પાણીની વરાળ થયા કરે છે. એ વરાળ પૃથ્વીની પાસેની હવાથી હલકી હોવાને લીધે ઉપર જાય છે અને તેનાં વાદળાં બને છે. આ પ્રમાણે આપણે આકાશમાં વાદળાં જોઈએ છીએ તે વરાળનો સમૂહ છે.

એ વરાળનો સમૂહ હવાની ઠંડકથી એકદમ ઠંડો થઈ જાય છે ત્યારે તેના નાના નાના કણો ઠરી જાય છે. એ ઠરી ગએલી હવા ભારે હોવાને લીધે વાદળાંની પેઠે હવામાં તરી શકતી નથી. તે પૃથ્વી ઉપર બરફના રૂપમાં પડે છે.

પાણીના રજકણો એકઠા થઈ તેનાં ટીપાં બંધાય તે પહેલાં તે ઠરી જાય છે અને તેના ઝીણા ઝીણા, પાસાંવાળા, રમણીય આકાર બંધાય છે. ઠંડા દેશોમાં બરફ પડે છે. રસ્તા ઉપર, ઘરનાં છાપરાં પર, અને માણસનાં લુગડાં પર બરફ પડે છે. પર્વતનાં ઊંચાં શિખરો પર બરફ પડે છે. હિમાલય પર્વત ઘણો ઊંચો છે. એનાં શિખર પર હમેશ બરફ રહે છે. એનું નામજ એ વાત બતાવે છે: ‘હિમ’ એટલે બરફ અને ‘આલય’ એટલે સ્થાન.

વિલાયતમાં શિયાળામાં બરફ પડે છે. ઘણા દિવસ સુધી જમીન બરફથી ઢંકાએલી રહે છે. ઘર, વાડી, ખેતર, ઝાડ, જ્યાં જુઓ ત્યાં બરફ જોવામાં આવે છે. ત્યાંના બાળકોને બરફમાં રમવાની મઝા પડે છે. તેઓ બરફના દડા બનાવી તે વડે રમે છે ને કૃત્રિમ લડાઈઓ લડે છે. તેઓ બરફના કિલ્લા બનાવે છે. તેઓ બરફનાં પૂતળાં તૈયાર કરે છે. તેમનાં કપડાં પર બરફ ઠરી જાય છે. એ બરફના કકડાને સૂક્ષ્મદર્શક યંત્ર વડે તપાસતાં તેમાં છ પાસાંવાળા, ઘણા મનોહર દેખાવ માલમ પડે છે. નીચેના ચિત્રમાં એવા થોડાક આકાર દર્શાવ્યા છે. બધા કણોના આકાર જુદા જુદા હોય છે; પણ બધાને ૬ પાસાં હોય છે.

બરફ એટલો બધો હલકો છે કે એક ફૂટ ઊંડો બરફ ઓગળે તો તેનું આશરે એક ઇંચ ઊંડું પાણી થાય છે. એક કિટલી ભરીને બરફ હોય તો તે પીગળે એટલે તેના પાણીથી માત્ર કિટલીનો ચોથો ભાગજ ભરાશે.

કેટલીક વખત એટલો બધો બરફ પડે છે કે જમીન પર થોડા ફૂટ ઊંડો તે બરફ રહે છે. જેવી ઠંડકથી વરાળનું બરફ થાય છે તેવી ઠંડક



જ્યાંસુધી રહે છે ત્યાંસુધી બરફ કાયમ રહે છે. પરંતુ ઠંડક ઓછી થાય છે કે તે પીગળવા માંડે છે. યુરોપમાં રશિઆમાં ને અમેરિકામાં કૅનેડામાં શિયાળામાં ઘણો બરફ પડે છે અને તે પર અમુક જાતની 'સ્લેજ' નામની ગાડી ચાલે છે. જુઓ નીચેનું ચિત્રઃ—



છાપરાં પર બરફ પડેલો હોય છે, તે પીગળી જાય ત્યાંસુધી હમેશ તે ત્યાં રહેતો નથી. ઘણી વાર તેનાં ચોસલાં ધસી પડી રસ્તે ચાલતા માણુસો પર પડે છે. ડુંગરોની ઊભી બાજુઓ પરથી એ રીતે બરફ ધસી પડી ખીણોમાં પડે છે. એવી બરફની ભેખડો પડે છે ત્યારે માર્ગમાં આવેલાં ઝાડ અને ઘરોને બરફમાં દાટી દે છે.

---

# પાઠ ૩૩મો

## બરફ, ભાગ ૨જો

ગયા પાઠમાં બરફ વિષે તમે થોડીક હકીકત શીખી ગયા. આ પાઠમાં બરફની નદી અને બરફના પહાડ વિષે તમે શીખશો.

મૂઠીમાં બરફ લઈ તેને દાબવાથી તેનો દડો બને છે. એ દડાને વધારે જોરથી દબાવવાથી કુદરતી બરફ કૃત્રિમ બરફ જેવું કઠણ થાય છે.

ઊંચા પર્વતો ઉપર અને ધ્રુવની પાસેના પ્રદેશોમાં, જ્યાં સૂર્ય ઘણા દિવસ સુધી નજરે પડતો નથી ત્યાં ખૂબ ઊંડો બરફ પડે છે. નીચેનાં બરફનાં પડ ઉપલાં બરફનાં પડના ભારથી કૃત્રિમ બરફ જેવાં કઠણ થાય છે. ઘણા ઊંચા પર્વતોની ખીણમાં આવાં હિમક્ષેત્ર હોય છે.

હિમક્ષેત્ર એ હિમની નદી છે. બીજી નદીની પેઠે એ નદી ખીણમાં થઈને વહે છે; પણ તે બહુ ધીમી વહે છે. દહાડામાં તે બે ફૂટથી વધારે આગળ વહેતી નથી; કેટલીક વાર તો તે થોડા ઇંચજ વહે છે.

હિમક્ષેત્રો કેટલેક સ્થળે ઘણાં ઊંડાં હોય છે. આલ્પ પર્વતમાં ૩૦૦ વાર ઊંડાં હિમક્ષેત્રો થાય છે, તેમાંનું એક પંદર માઇલ લાંબું છે. તળાવ પરના બરફની સપાટી જેવી હિમક્ષેત્રની સપાટી સરખી હોતી નથી. તેમાં મોટી ફાટો હોય છે અને કૃત્રિમ બરફ જેવા કઠણ બરફની દિવાલો જેવી દેખાય છે.

બારીક નજરે હિમક્ષેત્રને જોતાં જણાશે કે તેની બાજુઓ પર પત્થરો ને કચરો જોવામાં આવે છે.

હિમક્ષેત્રો માર્ગમાં જમીનને ખોદી નાખે છે અને ખડકો ને જમીનને ઘસડી લઈ જાય છે. ખીણના નીચલા ભાગમાં જતાં, કેટલાંક હિમક્ષેત્રોની પીગળી જળની નદી બને છે.

બરફની નદીઓ છેવટે દરિયાને મળે છે; ત્યાં બરફના મોટા ઢગલા, એક માઈલ લાંબા ને તેટલાજ પહોળા, પાણીના જુસ્સાથી છૂટા પડે છે અને દરિયાનાં મોજાં તેને ઘસડી જાય છે.



બરફનો પહાડ

આવા કેટલાક ઢગલા ખૂબ ઊંચા હોય છે અને દરિયામાં તરતા પહાડો જેવા દેખાય છે. તે જેટલા પાણીની ઉપર દેખાય છે તેના કરતાં આઠ ગણા પાણીમાં ડૂબેલા હોય છે.

આવા બરફના તરતા પહાડો આગબોટોને ઘણા ભયંકર થઈ પડે છે. થોડાં વર્ષ પર એવા એક પર્વત સાથે 'ટાઇટૅનિઆ' નામની મોટી આગબોટ અથડાઈને ભાંગી ગઈ હતી.

એવા બરફના પહાડોમાંથી ઘર જેવડા મોટા કકડા છૂટા પડી ભયંકર ગર્જના જેવા અવાજ સાથે દરિયામાં પડે છે. એવા કકડાઓ પણ વહાણોના ચૂરેચૂરા કરી નાખે છે.

કેટલીક વખત બરફના પર્વતો તરતા તરતા જ્યાં દરિયાનું પાણી છાછરૂં હોય છે ત્યાં જાય છે. એવે ઠેકાણે ખરાબા પર વહાણ અટકે છે તેમ તે અટકે છે અને તે બધા પહાડને પીગળતાં ઘણાં વર્ષ લાગે છે.

કેટલીક વાર બરફના પર્વત ઘસડાઈ દરિયાના એવા ભાગમાં આવે છે કે ત્યાં હવા કરતાં પાણી વધારે ગરમ હોય છે. આમ થાય છે ત્યારે બરફના પર્વતના બહારના ભાગ કરતાં અંદરનો ભાગ વધારે જલદી પીગળે છે. તેમ થવાથી બાકીનો ભાગ દરિયામાં ઊંધો વળી પાસે આવેલી આગબોટોનો નાશ કરે છે.

બરફના ડુંગરો કેટલીક વાર હજારો માઇલ સુધી તરતા જાય છે, પણ પીગળતા નથી.

બરફ ઘણો ઉપયોગી છે. પૃથ્વી પર ધાબળીની પેઠે છવાઈ વળી તે પૃથ્વીની ગરમી ટકાવી રાખે છે અને તેને બિનાશ આપે છે. બરફ ન પડે તો ઠંડકને લીધે ઝાડનાં મૂળ ને બીજનો નાશ થાય. બરફ પૃથ્વીની ગરમી સાચવી મૂળીઆંને જીવતાં રાખે છે અને પીગળે છે ત્યારે પોતાના પાણીથી મૂળને સીંચે છે.

પર્વત પરનો બરફ એ પાણીનો મોટો સંગ્રહ છે. ઉનાળામાં એ પીગળી મોટી નદીઓ વહે છે તે પ્રાણીને ને વનસ્પતિને ઉપકારક થાય છે.

---

# પાઠ ૩૪મો

## મરઘો ને શિયાળ



એક ઊંચા વૃક્ષની ડાળી પર એક મરઘો બેઠો બેઠો કૂક રે કૂક કૂક રે કૂક, એમ શબ્દો કાઢતો હતો, તેનો અવાજ આકાશને ભેદી દૂર દૂર, સુદૂર સંભળાતો હતો. તેના શ્રવણથી એક શિયાળ લોભાયમાન થયું. તેના મનમાં આવ્યું કે આ કૂકડાને આપણું ભક્ષ્ય બનાવી આજે મિજબાની ઉડાવી હોય તો ઠીક. એ પ્રકારના આકર્ષણથી, મરઘો હતો તે દિશાએ

શિયાળ ગયું. પણ તે પાસે પહોંચ્યું ત્યારે તેને માલમ પડ્યું કે કૂકડો પોતાની તરાપ ન પહોંચે એટલો ઊંચે છે. તેણે જોયું કે કોઈ રીતે યુક્તિ કર્યા વિના કૂકડાને મારી શકાય એમ નથી.

યુક્તિ કંઈ શિયાળને શોધવી પડે એમ નથી હોતું. છળકપટથી પરિપૂર્ણ તો એ હમેશજ હોય છે. એ યુક્તિબાજ પ્રાણી તરીકેજ પ્રખ્યાત છે.

શિયાળ વૃક્ષની સમીપ જઈ બોલ્યું, રે ભાઈ, તારા દર્શનથી હું અત્યંત પ્રસન્ન થયું છું, પણ તેનીજ સાથે મને એક જાતની બેચહેની થાય છે, તે તને વિદિત કર્યા વિના મને જંપ વળતો નથી. તું મને એવી અગવડ-ભરેલી જગાએ બેઠો છે કે તને છાજે એવી રીતે મારાથી તને નજીક પ્રણામ કરી શકાતા નથી ને માન ને સ્નેહ સાથે આલિંગન કરી શકાતું નથી. મને આશા છે કે તું નીચે આવીશ ને નજીક પ્રણામ ને આલિંગન કરી શકવાની મને તક આપીશ, એટલે આ મુંઝવણનો તો અંત આવશેજ એવી મને ખાત્રી છે.

મરઘો બોલ્યો, ખરે, ભાઈ, જમીન પર ઊતરતાં મારી હિંમત ચાલતી નથી. તું તો મારો સાચો મિત્ર છે તે વિષે હું નિઃશંક છું, પણ કદાચ હું બીજા કોઈ ફાડી ખાનાર પશુના પંજામાં સપડાઈ જાઉં તો પછી મારી શી દશા થાય ?

શિયાળે ઉત્તર આપ્યો, રે ભાઈ, તને ખબર નથી કે સર્વે પશુ અને પક્ષીઓની વચ્ચે થોડાજ વખત પહેલાં એવા કોલકરાર થયા છે કે કોઈ પણ પક્ષે કોઈ પણ પક્ષની સાથે શત્રુવટ ન રાખવી, પ્રાણિમાત્રે અન્યોન્ય પ્રતિ અહિંસાનો મંત્ર સ્વીકારવો, ને ગાઢ સ્નેહ ને ઐક્યના સામ્રાજ્યમાં સર્વેએ આનંદની ઊર્મિમાં રહેવું, ને આ કરારનો જે કોઈ પ્રાણી ભંગ કરે તેને સખ્તમાં સખ્ત શિક્ષા કરવી ?

શિયાળ આમ બોલતું હતું તે દર્મિયાન કૂકડો જાણે દૂર કંઈક જોતો હોય એમ ડોકી લંબાવ્યા કરતો હતો ને શિયાળના બોલવા તરફ જાણે દુર્લક્ષ રહ્યો હોય એમ લાગતો હતો. તેથી શિયાળે પૂછ્યું, ભાઈ, આટલી બધી આતુરતાથી તું દૂર શું જોઈ રહ્યો છે ?

કૂકડાએ કહ્યું, શું જોઈ રહ્યો છું? હું ધારૂં છું કે પણે જરાક દૂર શિકારી કુતરાઓનું ટોળું જણાય છે. એ ટોળું હું જોઈ રહ્યો છું.

શિયાળ બોલ્યું, ત્યારે તો આપના સેવકે હવે અહિંથી પલાયમાન થવું જોઈએ.

કૂકડો બોલ્યો, ભાઈ, હું તને વીનવું છું કે તું ન જા, હું હમણાંજ નીચે આવું છું; ખચીત આવા સ્નેહના સમયમાં કુતરાઓની તો તને બીક નહિજ લાગતી હોય.

શિયાળે કહ્યું, ના, ના; બીક તો મને નથીજ લાગતી; પણ કુતરાઓએ કોલકરાર વિષેની દાંડી પિટાએલી સાંભળી હશે કે કેમ તેનો મને સોએ નવ્વાણુ વસા શક છે. આમ ઉત્તર આપી શિયાળ જીવ લઈ ત્યાંથી નાસી ગયું.

---

# पाठ ३५मो

## सत्य पाळवुं: हरिश्चंद्र–आख्यान

### राग गोडी

आकुळ दीन अति नृपने जोई रे, तेनी स्त्री साधवी दुःखी होई रे;
दुमो भरायो हैयामांय रे, पछी गद्गद वाणीवती बोली त्यांय रे.१
अहो राजराजेश्वर महाराज रे, परि चिन्ता करो तमे आज रे;
गमे तेम करी पाळो व्रत रे, प्रभु सत्य व्रत मानो महत रे.२
श्मशानभूमि तजवा योग्य जेवी रे, मानो व्रतभंग आ देह तेवी रे;
अहो पुरुषशार्दूल स्वामिन रे, सत्यथी नहि मोटुं अन्य रे.३
सर्व शास्त्र के' मोटुं सत्य रे, तेह पाळो गर्वी करी गत्य रे;
मिथ्याभाषी करे भले होम रे, कान्तिमान होय जेवो सोम रे.४

वेदवेदांगादिक मुखपाठ रे, हारे जेनाथी वसु आठ रे;
होय दानेश्वरी बलि जेवो रे, पुण्यवंत जोई प्रह्लाद के'वो रे.५

पण ते सर्व मिथ्या मारा नाथ रे, जो सत्य नव पाळे साक्षात रे;
धर्मशास्त्रमां भाख्युं एम रे, सत्य पाखे न कोई नेम रे.६

तेवुं दुर्बुद्धिने छे असत्य रे, नाखे नरके मानो महामत्य रे;
पूर्वे कृति नामे नृप महा मोटो रे, जेनो जुगमां नहि कोई जोटो रे.७

जेणे सात कर्या अश्वमेध रे, एक राजसूय विण वेध रे;
एटलुं पुण्य कीधुं जाते रे, पड्यो स्वर्गथी ते एक वाते रे.८

असत्य उच्चार थई गयो मुखे रे, पड्यो पृथ्वी ते महादुःखे रे;
अहो राजन उपाय छे एक रे, सत्य राखणहारो विवेक रे.९

जुओ प्रभु संतति थई छे मुने रे, हवे आगल्युं वेण रोधे हुंने रे;
एम वदी शैब्या रही छानी रे, धन्य धन्य हे तारा राणी रे. १०

प्रेमानंद

---

# પાઠ ૩૬મો

## દેશપરદેશનાં પ્રાણી, ભાગ ૧લો

જાતજાતનાં પ્રાણીઓ વિષે આ વાચનમાળાનાં જુદાં જુદાં પુસ્તકોમાં તમે જાણવા લાયક ઘણું જાણી ગયા છો. તે ઉપરાંત પૃથ્વીના જુદા જુદા ખંડોમાં તમે નથી જાણતા એવાં, તમારે જાણવા લાયક, અનેક પ્રાણી છે, તે વિષે તમે હવે જાણશો.

એશિઆ ખંડનાં પ્રાણી તો તમને ઘણે ભાગે પરિચિત છે. તેમાં પાળી શકાય એવાં પ્રાણીમાં ગાય, ઘોડો, ઊંટ, હાથી, કુતરો, બિલાડી, ડુક્કર, ઘેટું, એ મુખ્ય છે. જંગલી પ્રાણીમાં વાઘ અને અને સિંહ વિષે તમે જાણો છો. સિંહ ને વાઘ જેવાં પ્રાણી બિલાડીની જાતનાં છે. આપણામાં 'બિલ્લી વાઘતણી માસી' એમ કહેવાય છે, તે આ કુદરતી વર્ગીકરણનું સૂચન કરે છે. દીપડો ને ચિત્તો, બંને વાઘના કરતાં નાનાં છે. તે પણ માંસાહારી ને ભયંકર છે. તે ઝાડ પર ચઢી શકે છે ને ઘણી વાર ઝાડની ડાળી પરથી કૂદકો મારી ભોંય પર દોડતા હરણ પર તલાપ મારી તેનો શિકાર કરી શકે છે. શિકારના કામમાં મદદ માટે એક જાતના શિકારી દીપડાને શિકારીઓ ખાસ પાળે છે. હરણનો શિકાર કરવો હોય ત્યારે એ દીપડાને શિકારની જગાએ લઈ જાય છે ને દૂરથી તેને હરણ બતાવે છે, એટલે તે હરણ પર કૂદી પડે છે ને તેને મારી નાખે છે.


શિકારી દીપડો


ચિત્તા

એશિઆ ખંડમાં જાતજાતનાં હરણ હોય છે. હરણ એ બકરાંની જાતનાં જાનવર છે. એશિઆનું મોટાંમાં મોટું હરણ 'સંભર' નામનું છે. એ ગીચ જંગલમાં વસે છે. હિંદુસ્તાનમાં પણ એ જોવામાં આવે છે. એનો દેખાવ ભવ્ય હોય છે એની ગરદન પર વાળનો પુષ્કળ ભરાવો હોય છે; એનાં શીંગડાં મોટાં હોય છે.


સંભર

એક બીજા પ્રકારનું હરણ ચિત્રિત હરણ છે. એને ચિત્તા વાઘની

પેઠે ચાઠાં ચાઠાં હોય છે. એ મેદાનોમાં વસે છે ને એને પાળી શકાય છે. તમે એને બાગમાં કે કેટલાંક ઘરમાં જોઈ શકશો. આ જાતનું હરણ જ્યાં કુદરતના દેખાવ સુંદર હોય છે ત્યાં માલમ પડે છે ને સાધારણ રીતે પાણીથી બહુ દૂર હોતું નથી. બીજું એક હરણ છે તે કૃષ્ણ હરણ કહેવાય છે. એ પણ મેદાનમાં વસે છે. દોડે છે ત્યારે એ મોટા કૂદકા ભરે છે. સુમારે વીસ ફૂટ સુધી લાંબા કૂદકા એ ભરી શકે છે. આર્યોના મૂળ વસતિસ્થાનમાં કૃષ્ણ મૃગ સ્વચ્છંદે ચરતાં હતાં એમ ધર્મશાસ્ત્રના ગ્રંથો પરથી જણાય છે.


ચિત્રિત હરણ


કૃષ્ણ હરણ

કાશ્મીરમાં ને હિમાલયની ઊંચી ટોચ પર બકરાની જાતનું ઇબેક્સ નામનું જાનવર જોવામાં આવે છે. એ હમેશ ટોળામાં ચરવા જાય છે ને ચરે છે ત્યાં એમાંનું એક જાનવર ચોકી કરે છે. જો કોઈ દુશ્મન પાસે આવે તો પેલું ચોકીદાર જાનવર મોટા ભયસૂચક અવાજે બધાંને ચેતવે છે. આ જાનવરનાં શીંગડાં પાછળથી વળેલાં હોય છે. એના નર ને માદા સાધારણ રીતે જુદાં ટોળાબંધ રહે છે.


ઇબેક્સ

કસ્તૂરીમૃગ એ એક જાતનું હરણ

છે. એ હિમાલયમાં ૮,૦૦૦ ફૂટ ઊંચે તથા મધ્ય અને ઉત્તર એશિઆમાં માલમ પડે છે એને શીંગડાં હોતાં નથી. એની નાભિમાં કસ્તૂરી હોય છે. એ કસ્તૂરી નરમૃગમાંજ હોય છે. કસ્તૂરીની કોથળી નાભિમાં નાની નારંગી જેવડી હોય છે. ઘણે ભાગે શિયાળામાં એ કસ્તૂરી માલમ પડે છે. કસ્તૂરીમૃગના કાન લાંબા હોય છે ને પૂંછડી નહિ જેવી હોય છે. એ મજબૂત તે એકાંતમાં રહેનારૂં પ્રાણી છે. એને રાત્રે ફરવાની વિશેષ ટેવ હોય છે. એ ઘણું ચંચળ છે ને ત્વરાથી કૂદે છે.

ઊંટ વિષે તમારે આ વાચનમાળામાં પાઠ આવી ગયો છે. ઊંટ બે





જાતનાં હોય છે; એક ખૂંધવાળાં ને બે ખૂંધવાળાં. એક ખૂંધવાળાં ઊંટ અરબસ્તાનનાં ઊંટ છે; બે ખૂંધવાળાં એશિઆ ને તુર્કસ્તાનનાં ઊંટ છે.

ગેંડી વિષે પણ તમારે પાઠ આવી ગયો છે. એ પણ બે જાતની હોય છે: હિંદની ને આફ્રિકાની. હિંદુસ્તાનની ગેંડીને એક શીંગડું હોય છે ને આફ્રિકાની ગેંડીને બે હોય છે. હિંદુસ્તાનની ગેંડી તેના કદના પ્રમાણમાં હાથીથી પણ વધારે ભારે છે. આફ્રિકાની ગેંડી કાફ્રેરિઆ, હોટેન્ટોટ દેશમાં, ને ઘણુંખરૂં દક્ષિણ આફ્રિકામાં માલમ પડે છે.



ગેંડી

જંગલી બળદમાં મુખ્ય હિંદુસ્તાનના પશ્ચિમ ઘાટ પરના બળદ ને ટિબેટમાં જણાતા બળદ છે. ટિબેટના જંગલી બળદને ત્યાંના લોકો ભાર ઉપાડવાના કામમાં લે છે. ઘોડાને બદલે તેના પર તેઓ સવારી પણ કરે છે. પશ્ચિમ ઘાટના જંગલી બળદ એજ જાતના છે. એવા બળદ યુરોપમાં પણ જોવામાં આવે છે. ત્યાં તે 'બીસન' એ નામથી ઓળખાય છે. તેને મોટાં શીંગડાં ને ઘણુંજ કઠણ ચામડું હોય છે. તે પ્રાણી જબરૂં ને વિકરાળ હોય છે.



જંગલી બળદ

જંગલી કુતરાના કુદરતી વર્ગમાં એશિઆમાં મુખ્યત્વે શિયાળ, જંગલી કુકર, ને વરૂ છે.

---

# પાઠ ૩૭મો

## દેશપરદેશનાં પ્રાણી, ભાગ રજો

આફ્રિકાનાં મુખ્ય જંગલી પ્રાણી સિંહ, હાથી, જિરાફ, શાહમૃગ, ગેંડી, ઝિબ્રા, હિપોપોટેમસ, મગર, ચિત્રિત જંગલી કુતરો, હાર્ટ–બીસ્ટ, અને બબૂન ને ગોરિલા નામનાં વાંદરાં છે. તેમાંનાં પણ કેટલાંક પ્રાણી વિષે તમને વાચનમાળામાં પાઠ આવી ગયા છે.

ઝિબ્રા એક જાતનું જંગલી, ચટાપટાવાળું ગધેડાને મળતું પ્રાણી છે. તે દેખાવમાં અત્યંત સુંદર હોય છે. તે જંગલી ગધેડાના કરતાં કદમાં મોટું હોય છે. કેટલીક વાર તે પુખ્ત આરબ ઘોડાના કદ જેટલું હોય છે. એ પ્રાણી કોઈને ઈજા કરતું નથી. સ્વભાવે એ બહુ બીકણ હોય છે. કુદરતે એની આંખ ઘણી ચપળ



ઝિબ્રા

બનાવી છે, તેથી એ શિકારીને દૂરથી જોઈ શકે છે. આ કારણથી એ જીવતું પકડવું અઘરૂં પડે છે. એ ઘાસ ખાઈને જીવે છે ને મેદાન કરતાં ટેકરી પર રહેવું એને વધારે ગમે છે. ઘોડા કે ગધેડાની માફક એને કેળવી શકાતું નથી. કુદરતે એને નિરંકુશ જીવન માટે સર્જ્યું જણાય છે.

'હિપોપોટેમસ' એ શબ્દનો અર્થ નદીનો અશ્વ, જલ-અશ્વ એવો થાય છે. એ એક રાક્ષસી કદનું, પાણીમાં વસતું, ડુક્કરની જાતનું જાનવર છે. જેમ વ્હેલ ખારા જળનું પ્રાણી છે, તેમ હિપોપોટેમસ મીઠા જળનું પ્રાણી છે. એના વિકરાળ દંતથી એ ઘાસ ને છોડવા ઉખેડી નાખે છે. આફ્રિકાની નદીઓના ને તળાવોના કિનારા પર એ પોતાનો વાસ જથામાં કરે છે. જમીન પર એની ગતિ કઢંગી ને મંદ હોય છે; કેમકે એનું શરીર ઘણું ભારે છે. પાણીમાં એ બહુ ત્વરાથી તરી શકે છે ને તરે છે ત્યારે એના કાનથી તે નસકોરા સુધીનોજ ભાગ પાણીની સપાટી પર દેખાય છે. એના મોટા કદના પ્રમાણમાં એ જલદી તરી શકે છે. એ નિશાચર પ્રાણી છે. એને બીવડાવી દૂર રાખવા માટે લોકો એની ધાસ્તી હોય ત્યાં મોટા કાકડા બાળે છે.



હિપોપોટેમસ



હાર્ટ-બીસ્ટ

હાર્ટ-બીસ્ટ નામે એક જાતનું દક્ષિણ આફ્રિકાનું હરણ છે. તે રંગે રાતું હોય છે. તેનું મોં લાંબું હોય છે ને તેનાં શીંગડાં તીણાં ને વાંકાં હોય છે.

**સિંહ આફ્રિકાના પૂર્વ પ્રદેશમાં ને સોમાલિલૅંડમાં મોટી સંખ્યામાં હોય છે.**

ઉચ્છિષ્ટ થએલો શિકાર ખાનારૂં કુતરાની જાતનું, એક ગંદું પ્રાણી ત્યાં ખૂબ જોવામાં આવે છે. એને શરીરે પટા હોય છે. એનું નામ હાઇના ( તરસ ) છે. પક્ષીઓમાં જે કામ ગીધ કરે છે, તે કામ પશુઓમાં હાઇના કરે છે. તે શબના ગંદામાં ગંદા ભાગનું સંપૂર્ણ ભક્ષ કરે છે, ને હાડકાં પણ છોડતું નથી.



તરસ

આફ્રિકાનાં પ્રાણીમાં સહુથી વધારે ચિત્તાકર્ષક પ્રાણી ગોરિલા ને બબૂન નામનાં વાંદરાં છે.

ગોરિલા નામનું વાંદરૂં માણસને બહુ મળતું દેખાય છે. એ કદમાં સુમારે છ ફૂટ સુધી ઊંચું હોય છે ને ઠેઠ ઘુંટણે પહોંચે એવા લાંબા એના હાથ હોય છે. બીજાં વાંદરાં કરતાં એ માણસને વધારે મળતી આવે એવી સીધી રીતે ઊભું રહી શકે છે. એના પગને સપાટ તળીઉં હોતું નથી, તેથી એ ચાલી શકતું નથી. એના દાંત કુતરાના દાંત જેવા મજબૂત હોય છે; છતાં એ માત્ર વનસ્પતિનો આહાર કરે છે. એ ગીચ ને એકાંત જંગલમાં વસે છે ને પોતાનો નિવાસ બદલ્યા કરે છે. એ વિષુવવૃત્તના પ્રદેશમાં જોવામાં આવે છે.

બબૂન નામનું વાંદરૂં દક્ષિણ આફ્રિકામાં વસે છે. એ ચાર પગાળું પ્રાણી છે ને ચાર પગ પર જલદીથી દોડી શકે છે. એનો ચહેરો કુતરાના ચહેરાને મળતો આવે છે. એ ઘણું ચંચળ ને નરમ પ્રાણી છે. પોતાનાં બચ્ચાં તરફ એ ઘણું પ્રેમાળ છે. એ ભાગ્યેજ આરામ લેતું માલમ પડે છે. એ એટલું બધું કસરતબાજ હોય છે કે એને ગોંધી મૂકવામાં આવે તો એની તબીઅત બગડે છે.



બબૂન

આફ્રિકાની સામે માડાગાસ્કરનો દ્વીપ છે; તેમાં અર્ધ વાનર ને અર્ધ ખિસ્કોલીના રૂપનાં લેમર એ નામનાં પ્રાણી જોવામાં આવે છે. એ નિશાચર પ્રાણી છે: દિવસે ઊંઘી રાત્રે જાગનાર છે. એ જાતમાંનું એક પ્રાણી આય-આય એ નામથી ઓળખાય છે. તેનું કારણ એ છે કે 'આય-આય' એવી રીતનો એ શબ્દ ઉચ્ચારે છે. એને ઉંદર જેવા દાંત હોય છે. એનું ત્રીજું આંગળું, દરેક હાથે, સંધિવાથી રહી ગયું હોય એવું અક્કડ જણાય છે.


આય-આય

---

# પાઠ ૩૮મો

## દેશપરદેશનાં પ્રાણી, ભાગ ૩જો

દુનિયામાં કોઈ પણ ઠેકાણે જોવામાં આવતાં નથી એવાં વિચિત્ર પ્રાણી ઑસ્ટ્રેલિઆમાં મળી આવે છે. કાંગારૂ નામના કોથળીવાળાં પ્રાણીને વિષે તમે આગળ શીખી ગયા છો. કોથળીવાળાં પ્રાણીમાંનું એક બીજું મુખ્ય પ્રાણી ઓપોસમ નામનું કેટલેક અંશે વાંદરાંને મળતું ને કેટલેક અંશે બિલાડાને મળતું આવે છે. એ પ્રાણી અમેરિકામાં પણ માલમ પડે છે. એની પૂંછડી વાંદરાંની પૂંછડી જેવી હોય છે ને સામાન્ય દેખાવ બિલાડીના દેખાવને મળતો હોય છે. એની માદા એકી વખત દસથી પંદર બચ્ચાંને જન્મ આપે છે. કેટલીક વાર આ પ્રાણી ખેતરમાં મરઘાં હોય છે તેના પર હુમલો કરે છે અને ખેડુતથી સપડાઈ જાય છે


ઓપોસમ

ત્યારે એ મરી ગયા જેવો દેખાવ કરે છે. એને ગમે તેટલું મારે છે તોપણ એ હાલતુંચાલતું નથી અને એને મરી ગએલું ધારી ખેડુત જતો રહે છે કે એ સટકી જાય છે. એનું ચામડું રેશમ જેવું સુંવાળું ને સફાઈદાર હોય છે. એ ચામડાનાં એક જાતનાં ઓઢવાનાં બંનુસ યુરોપના લોકો બનાવે છે.



ડિંગો

ડિંગો એ નામનો ઑસ્ટ્રેલિઆમાં એક જાતનો જંગલી કુતરો હોય છે. તે દુનિયાના બીજા કોઈ ભાગમાં જણાતો નથી. તે ભયંકર હોય છે ને ટોળામાં રહે છે.

આફ્રિકાના શાહમૃગથી કદમાં નાનું એક જાતનું શાહમૃગ ઑસ્ટ્રેલિઆમાં જોવામાં આવે છે. એને ઇમુ પક્ષી કહે છે. એ આફ્રિકાના શાહમૃગના જેટલુંજ જલદી દોડી શકે છે, પણ એનાં પીછાં જેવાં સુંદર હોય છે તેવાં આફ્રિકાના શાહમૃગનાં હોતાં નથી.



ઇમુ

ઑસ્ટ્રેલિઆમાં કૃષ્ણ હંસ જોવામાં આવે છે. સફેદ રંગના હંસ તો સર્વત્ર જોવામાં આવે છે; પણ કાળા હંસ જવલ્લેજ જોવામાં આવે છે. લોકોએ જ્યાંસુધી કાળા હંસ જોયા નહોતા, ત્યાંસુધી હંસ માત્ર રંગે સફેદજ હોય છે એમ સર્વનું માનવું હતું. લાંબા સમયથી ચાલતો અનુભવ પણ અપવાદરૂપ અનુ-



કૃષ્ણહંસ

ભવથી ખોટા પડી શકે છે, એ આ વાત પરથી આબાદ સમજી શકાય છે.

જાતજાતનાં બતક, કબુતર, પોપટ, ને કાકાકૌઆ ઑસ્ટ્રેલિઆની અરણ્યક ઝાડીમાં ઘણા જોવામાં આવે છે.

ઑસ્ટ્રેલિઆથી આપણે યુરોપ તરફ દૃષ્ટિ દોડાવીએ. યુરોપનાં પ્રાણીમાં આપણને અપરિચિત એવાં મુખ્ય પ્રાણી સફેદ શિયાળ, સફેદ રીંછ, સફેદ નોળીઓ, સીલ, શૅમાય, પાળેલું હરણ ( રેન-ડીઅર ), ને રશિઆનાં વરૂ છે

જે પ્રદેશોમાં બરફ પડે છે તેમાં કેટલાંક પ્રાણી બરફ જેવાં સફેદ રંગનાં હોય છે. સફેદ રંગ એ પ્રદેશોમાં હિંસક પ્રાણીને હિંસા માટે તેમજ હિંસ્ય પ્રાણીને સ્વરક્ષણ માટે છુપાઈ રહેવાના કાર્યમાં મદદગાર બને છે. કુદરતની કેવી બલિહારી છે! જ્યાં જેને જેવું જોઈએ ત્યાં તેને તેવું કુદરત સાધારણ રીતે આપે છે. ઠંડા પ્રદેશમાં સફેદ શિયાળ જોવામાં આવે છે. એનું ચામડું ઘણુંજ સુંવાળું હોય છે; તેને લીધે ઘણા શિકારીઓ એનો મોટી સંખ્યામા શિકાર કરે છે.

ઠંડા પ્રદેશમાં રીંછ પણ સફેદ હોય છે. સફેદ રીંછ ઘણું મોટું હોય છે. એનું શરીર ઘણુંજ ભારે હોય છે; છતાં એ જલદી દોડી શકે છે. માણસની પાછળ પડે તો દોડવામાં એ માણસને જલદી હરાવી પકડી પાડી શકે છે. એ જે પ્રદેશમાં વસે છે તેમાં માણસને એનો મોટો ત્રાસ રહે છે. એ તરી શકે



સફેદ રીંછ

છે. પોતાના રહેવાના આવાસ તરીકે એ પોતાને માટે બરફમાં ગુફા કોતરી શકે છે. એનાથી તાપ બિલકુલ સહન થતો નથી; એને બરફમાં આળોટવું ઘણું ગમે છે. એના શરીરમાં ચરબી પુષ્કળ હોય છે. તે ચરબીથી તેમજ પોતાના વાળથી એ ઠંડીમાં સુરક્ષિત રહી શકે છે. સીલ પ્રાણીને તેમજ માછલાંને એ પોતાનુ મુખ્ય ભક્ષ્ય બનાવે છે.

હિંદુસ્તાનમાં જણાતા નોળના જેવું સેબલ નામનું નોળ પ્રાણી પણ ઠંડા પ્રદેશમાંજ જોવામાં આવે છે. છેક ધ્રુવની નજીકના ઉત્તરના પ્રદેશમાં સાઇબીરિઆ ને યુરોપી રશિઆમાં એ વસે છે. એના વાળ માટે લોકો એનો શિકાર કરે છે. શિયાળામાં એના વાળ ઉનાળામાં હોય છે તેના કરતાં વધારે ભરાઉ હોય છે.


સેબલ

---

# પાઠ ૩૯મો

## દેશપરદેશનાં પ્રાણી, ભાગ ૪થો

આ પાઠમાં આપણે યુરોપનાં બાકીનાં કેટલાંક જાણવા જેવાં પ્રાણીઓ વિષે વર્ણન કરીશું.

સીલ એ નામનું જળચર પ્રાણી છે. એ જળમાં વસે છે, છતાં માછલું નથી. એનું લોહી ગરમ હોય છે; માછલાંનું તો ઠંડું હોય છે. એ પોતાનાં બચ્ચાંને ધવરાવીને ઉછેરે છે; માછલાં તેમ કરતાં નથી. એનો દેખાવ બહુજ કઢંગો લાગે છે. એનું શરીર માછલાંના શરીર જેવું, મોં કુતરાના મોં જેવું, ને મૂછ બિલાડીની મૂછ જેવી હોય છે. એને ચાર પગ જેવાં અંગ છે, છતાં તે ભાગ્યેજ અંગ ગણી શકાય. એ બહુજ વિચિત્ર રીતે ચાલે છે, પણ તરી સારૂં શકે છે. લોકો એનો સંહાર કરી એના શરીરના એકે એક ભાગ ખપમાં લે છે. એનું ચામડું યુરોપના લોક બંડી ને ઝભ્ભા બનાવવામાં વાપરે છે. એસ્કિમો લોકો એનું તેલ દીવો બાળવામાં વાપરે છે, એ વાત તમે ‘ એસ્કિમો ’ના પાઠમાં શીખી ગયા છો.


સીલ

સીલ બીકણુ છે. એને પાળી શકાય છે. પાળનારનો અવાજ એ પારખી શકે છે. સંગીત એને ઘણું પ્રિય છે.

માત્ર એકજ જાતના હરણને માણસ પાળેલા જાનવર તરીકે પાળી શકે છે; તે રેન–ડીઅર છે. યુરોપ, એશિઆ, ને અમેરિકામાં એ ઉત્તરમાં જોવામાં આવે છે. ઉત્તર પ્રદેશમાં માણસ એની મદદ વિના જીવી શકે એમ નથી; તેથી એને મોટી સંખ્યામાં લોકો પાળે છે. એના દૂધનો તેઓ દૂધ તરીકે ઉપયોગ કરે છે. સપાટ જમીન પર એ સાધારણ રીતે કલાકના ૧૨થી ૧૫ માઇલ ચાલી શકે છે. સ્વીડનના રાજાના મહેલમાં એક રેન–ડીઅરનું ચિત્ર છે. તે રેન–ડીઅર એક અમલદારને બહુ ઉતાવળા કામસર ૪૮ કલાકમાં ૩૨૦ લીગ લઇ ગયું. પણ મુસાફરીને અંતે તે બિચારૂં પ્રાણી મૃત્યુને વશ થયું એમ કહેવાય છે.


રેન–ડીઅર

એનાં શીંગડાં પ્રતિવર્ષ ખરી જાય છે ને નવાં ફૂટે છે. એને બરફવાળી જમીન પર ચાલતી સ્લેજ નામની ગાડીમાં જોડે છે. સ્લેજ ગાડી ઘણી હલકી હોવાથી રેન–ડીઅર તેને જલદી ખેંચી શકે છે; પણ તેમાં બેસનાર ઘણો કુશળ જોઇએ; નહિ તો તેનાં હાડકાં ભાંગી જાય. લૅપ લોકો એ ગાડી વાપરવામાં હોશિયાર હોય છે.

લૅપ લોકો એને ઘોડો, ગાય, ને બકરી, એમ ત્રણ જાનવરના ઉપયોગમાં લે છે. સીલની પેઠે એના શરીરના બધા ભાગને ત્યાંના લોકો કામમાં લે છે; ચામડીના ચામડાં, શીંગડાંના ચમચા, ચપ્પુના હાથા, અને સ્નાયુના તાર બનાવે છે.

શૅમૉય એ એક જાતનું પહાડી હરણ છે. એ ઘણુંજ ચંચળ હોય


શૅમૉય

છે. પહાડ પર એક ટેકરી પરથી બીજી ટેકરી પર એ એવો આબાદ કૂદકો ભરી શકે છે કે બીજું કોઈ પ્રાણી એવો કૂદકો ભરી શકતું નથી. એ આલ્પ પર્વત પર વસે છે. એનું ચામડું સોનારૂપાના દાગીના તેમજ ઘોડાગાડી કે મૉટરને સાફ કરવાના ને તેનો ઝંખવાઈ ગએલો ચળકાટ ફરી તેજસ્વી કરવાના કામમાં વપરાય છે.

સ્વિટ્ઝર્લૅંડના શોખીન શિકારીઓ શૅમૉયનો ખાસ શિકાર કરે છે. એનો શિકાર ઘણો વિકટ છે ને તેમાં જાનનું જોખમ રહેલું છે; કારણ કે શૅમૉય ઊંચી ઊંચી ઊભી ટેકરી પર એકાંતમાં રહે છે.

શૅમૉયને પોતાનાં બચ્ચાં માટે અજબ પ્રેમ હોય છે ને સંકટ-સમયે તેને બચાવવા માટે તે અદ્ભુત ડહાપણ વાપરે છે. એક વખત એક શિકારીએ શૅમૉય માદા ને તેનાં બે બચ્ચાં તેની પાસે ગેલ કરતાં જોયાં. તેનો વિચાર એ બેમાંનું એક બચ્ચું જીવતું પકડવાનો થયો. તેને જોતાંજ શૅમૉય માદાએ તેને ટેકરી પરથી ગબડાવવા પ્રયત્ન કર્યો. બંદુકથી તે શિકારી તેને એકદમ મારી શકત; પણ તેમ કરવા જતાં અવાજ થાય ને બચ્ચાં દૂર નાસી જાય; માટે તે માર્ગ તેને લેવો નહોતો. અજબ પમાડે એવી રીતે શૅમૉય માદાએ બચ્ચાંને બચાવ્યાં. કેવી રીતે? એણે તે ટેકરીની ધાર પરથી સામી ટેકરીની ધાર પર પોતાના આગલા પગ લંબાવ્યા ને એવી રીતે પોતાના શરીરનો પૂલ બનાવ્યો. પછી બચ્ચાંને તેણે સૂચવ્યું તે પ્રમાણે તેઓ એક પછી એક તેના શરીર પરથી સામી ટેકરી પર કૂદી ગયાં, ને છેવટે તે પોતે કૂદી. આ રીતે તરતજ ત્રણે પ્રાણી તે શિકારીથી બહુજ દૂર નાસી ગયાં.


રશિઆનું વરૂ

રશિઆમાં વરૂ બહુ ભયંકર થાય છે. તેઓ ખૂબ ધૃષ્ટ હોય છે. ભૂખ્યાળાં થતાં તેઓ માણસો પર પણ તૂટી પડે છે. રશિઆના ગામડીઆઓ તેમનાથી બહુ ત્રાસે છે.

# પાઠ ૪૦મો

## દેશપરદેશનાં પ્રાણી, ભાગ ૫મો

હવે આપણે અમેરિકાનાં મુખ્ય પ્રાણીનું સિંહાવલોકન કરીએ.

ઉત્તર અમેરિકામાં મુખ્યત્વે કરીને રીંછ, પ્યૂમા નામનો એક જાતનો સિંહ, બીવર, ઓપોસમ નામનું કોથળીવાળું પ્રાણી, બીસન, જબરજસ્ત હરણ, ને ચામડીના રંગ બદલતું એક જાતનું વરૂ જોવામાં આવે છે.

રીંછ, સિંહ, બીવર, અને ઓપોસમ વિષે અગત્યની હકીકત તમને આવી ગઈ છે.

બીસન એ ઉત્તર અમેરિકાની જબરજસ્ત ભેંસ છે. એનું ચામડું ઘણું કઠણ હોય છે. એના ચામડા માટે એને મોટી સંખ્યામાં મારવામાં આવે છે.

ઉત્તર અમેરિકાનું હરણ હિંદુસ્તાનના સંભરને મળતું આવે છે. હરણમાત્રમાં એ કદમાં સહુથી વધારે મોટું છે. એને વાંકવાળાં મોટાં શીંગડાં હોય છે. એ તરવામાં કુશળ છે ને માઇલો સુધી તરી શકે છે.



ઉત્તર અમેરિકાનું હરણ

વળી ઉત્તર અમેરિકામાં એક વરૂની જાત એવી વિચિત્ર થાય છે કે તે વર્ષના જુદા જુદા ભાગમાં પોતાની ચામડીનો રંગ બદલે છે. સામાન્ય વરૂના શરીરના કરતાં તેના શરીરનું કદ નાનું હોય છે. તેને રૂંવાટાં હોય છે.



ઉત્તર અમેરિકાનું વરૂ

દક્ષિણ અમેરિકાના પ્રાણીમાં મુખ્યત્વે ધ્યાન ખેંચનારાં ત્યાંનું શાહમૃગ, જગ્વાર નામનો ત્યાંનો ચિત્તો વાઘ,

વાંદરા, લામા ને આલ્પાકા, ટાપિર નામનું ડુક્કર, કીડી ખાનાર પ્રાણી, ને ઊંધે માથે લટકનાર એક પ્રાણી છે.

જગ્વાર દીપડાને મળતું આવે છે. તે વાઘ જેવું વિકરાળ હોય છે. તે ઝાડ પર ચઢી શકે છે ને નદીમાં તરી શકે છે. તે ભયંકર છે; છતાં કહે છે કે અમેરિકાના મૂળ વતનીઓ માત્ર ભાલાથી, ખુલ્લા ઊભા, તેનો શિકાર કરી શકે છે. શિકારી ડાબે હાથે બકરાંનું ચામડું વિંટાળે છે ને જમણા હાથમાં ભાલો લઈ જગ્વારની સામો જાય છે. જગ્વાર ડાબા હાથ પર પંજો મારે ને ત્યાંથી તે પાછો ખેંચી શકે તે દર્મિયાન જમણે હાથે શિકારી તેને મારી નાખે છે. જગ્વાર ઝાડ પર ચઢી એક ડાળથી બીજી ડાળ પર કૂદી વાંદરાંને ખૂબ મારે છે. રાતની શરૂઆતમાં ને અંતે તે બે ગર્જના કરે છે. પહેલી ગર્જના પછી તેની આહારની પ્રવૃત્તિ શરૂ થાય છે ને બીજી ગર્જના પછી તે પ્રવૃત્તિનો અંત આવે છે. ત્યાંના રહે-વાસીઓને આ બે ગર્જના પરિચિત છે અને તે અનુક્રમે શોક ને હર્ષ ઉત્પન્ન કરે છે.



જગ્વાર

ત્યાંનાં વાંદરાં નાનાં હોય છે. તેમના ગાલમાં બીજાં વાંદરાંના જેવી, ખોરાક ભરી રાખવાની કોથળી હોતી નથી. તેઓ આખી જિંદગી ઝાડ પરજ કાઢે છે. માત્ર તેમને પાણી પીવું હોય ત્યારેજ તેઓ જમીન પર આવે છે.

લામા ઊંટને મળતું પ્રાણી છે. તેની ડોકની મરોડ ઊંટની ડોકની મરોડના જેવી હોય છે. તેને ખૂંધ હોતી નથી, તેમજ ખરી પહોળી, પથરાએલી હોતી નથી. તેને લોકો ભાર ખેંચવાના કામમાં વાપરે છે; કારણ કે ડુંગર પર ને વિકટ માર્ગ પર ચઢવામાં તેનો પગ બરા-બર ઠરે છે. તે ચાલતાં થાકી જાય છે ત્યારે ભોંય પર એવું બેસી જાય છે કે



લામા

મારથી કે કલાવીને, કોઈ રીતે તેને ઉઠાડી શકાતું નથી. તે ગળીઓ બળદ થાય છે ને મરવું પસંદ કરે છે, પણ ઊઠતું નથી.

આલ્પાકા એ એક જાતનું લામાજ છે. તે મુખ્યત્વે ચિલિ ને પેરૂમાં જોવામાં આવે છે. લોકો તેને તેના ઊન જેવા વાળ માટે પાળે છે. એ વાળ કપડાં, શાલ, છત્રીના કાપડ, ને અસ્તર માટે વપરાય છે. જે સુંદર, સફાઈદાર કાપડના આલ્પાકાના કોટ બને છે તે આ આલ્પાકા નામના જાનવરના વાળમાંથી બનાવવામાં આવે છે. એને વસાવવા ને એની વૃદ્ધિ કરવા ઇંગ્લંડમાં પ્રયત્નો કરવામાં આવ્યા, તે નિષ્ફળ ગયા છે.


આલ્પાકા

તાપિર નામનું ડુક્કર મોટી નદીઓની પાસેનાં, મધ્ય ને દક્ષિણ અમેરિકાનાં ઘાડાં જંગલમાં વસે છે. એ જંગલમાં એકાંત રહે છે. એને એકજ માર્ગે જવાની ટેવ હોય છે તેથી શિકારી એનાં પગલાંથી એનો કેડો જલદી લઈ શકે છે. એ રાત્રે ફરે છે. એના ઉપલા ઓઠ સૂંઢની પેઠે મોંની આગળ ખેંચાએલા હોય છે.


તાપિર

દક્ષિણ અમેરિકામાં એક પ્રાણી કીડીઓ ખાઈ જીવે છે. એ દાંત વિનાનું પ્રાણી છે; પણ એના પંજા ઘણા મજબૂત હોય છે. એની જીભ પાતળી ને વળી શકે એવી હોય છે. તે પર લાળ આવે છે તેમાં જંતુઓ ચોંટી જાય છે, તેથી એનું ભક્ષ્ય સહેલું થાય છે.


કીડીભક્ષક પ્રાણી

એક પ્રાણી ઊંધે માથે લટકતું જોવામાં આવે છે. તે ધીમે ધીમે ચાલી શકે છે. તેનું નામજ સ્લોથ એટલે ધીમું ચાલનાર પ્રાણી છે. આ મંદગતિ પ્રાણી ઝાડમાંજ રહે છે ને તેની ડાળે ઊંધે માથેજ હમેશ લટકે છે. જમીન તરફ એની હમેશ પીઠ હોય છે ને આકાશ તરફ આંખ હોય છે.



મંદગતિ પ્રાણી

---

# पाठ ४१मो

## स्वजीवननी परीक्षा

नव करशो कोइ शोक-रसिकडां, नव करशो कोइ शोक. टेक०<br>
यथाशक्ति रसपान कराव्युं, सेवा कीधी बनती. रसिक० १<br>
प्रेमि अंशने रुदन आवशे, शठ हरखाशे मनथी. रसिक० २<br>
मर्म न समजे बके शंखशठ, वांकुं भणे बहु पणथी. रसिक० ३<br>
एक पीडमां बीजी च्हीडथी, जळशे जीव अगनथी. रसिक० ४<br>
हतो दूखियो थयो सूखियो, समज्यो छूट्यो रणथी. रसिक० ५<br>
मुओ हूं तमे पण वळि मरशो, मुक्त थशो जगतमथी. रसिक० ६<br>
हरिकृपाथि मम लेखचित्रथी, जीवतो छउं हुं दमथी. रसिक० ७<br>
वीर, सत्य, ने रसिक टेकिपणुं, अरि पण गाशे दिलथी. रसिक० ८<br>
जुदाइ दुःख ते नथिज जवानूं, जाये मात्र मरणथी. रसिक० ९

मरण प्रेमिने खचित मोडुं छे, दुःख वधेज रूदनथी. रसिक०१०
जगतनीम छे जनममरणनो, दृढ रहेजो हींमतथी. रसिक०११
मने विसारी राम समरजो, सुखि थाशो ते कृतथी. रसिक०१२

नर्मद

---

# પાઠ ૪૨મો

## દેવશર્મા અને આષાઢભૂતિ, ભાગ ૧લો

કોઇક એકાન્ત પ્રદેશમાં એક મઠ હતો, ત્યાં દેવશર્મા નામે સાધુ રહેતો હતો. તેને અનેક સજ્જનો તરફથી સૂક્ષ્મ વસ્ત્રો મળ્યાં હતાં, તે વેચી નાખી તેણે સારી રકમ ભેગી કરી હતી. તે કોઇનો વિશ્વાસ કરતો નહોતો. દહાડો ને રાત તે પૈસાની પોટલી કાખમાંથી કાઢતો નહોતો. ખરૂં કહ્યું છે કે

### અનુષ્ટુભ્

પૈસાની પ્રાપ્તિમાં દુ:ખ, દુ:ખ સાચવણી વિષે;
પ્રાપ્તિમાં, વ્યયમાં દુ:ખ, ધિક્ પૈસા દુ:ખમૂળને.

પૈસા મેળવવામાં દુ:ખ પડે છે; તે મેળવ્યા પછી તેનું સંરક્ષણ કરવામાં પણ દુ:ખ પડે છે; જેને પ્રાપ્ત કરવામાંએ દુ:ખ ને જેનો વ્યય કરવામાંએ દુ:ખ, એવા દુ:ખના કારણરૂપ પૈસાને ધિક્કાર છે!

હવે આષાઢભૂતિ નામે એક શઠ હતો, તે પારકાનું વિત્ત હરણ કરવાનો ધંધો કરતો હતો. તેણે દેવશર્માની કાખમાં પૈસાની પોટલી જોઇ વિચાર કર્યો કે મારે એની આ પોટલી શી રીતે ચોરવી? આ મઠની દિવાલ મજબૂત પથ્થરની બાંધેલી છે, એટલે એમાં ખાતર પાડવું સહેલું નથી. વળી, તે બહુ ઊંચી છે એટલે ઉપર ચઢીને અંદર ઊતરવું, એ પણ સહેલું નથી; માટે

મારે કપટવચન વદી એના મનમાં મારે વિષે વિશ્વાસ ઉત્પન્ન કરાવી, એના શિષ્ય થવું. એમ કરવાથી એને કોઈ વખત મારા પર વિશ્વાસ બેસશે.

એમ નિશ્ચય કરી આષાઢભૂતિ દેવશર્મા પાસે ગયો. ત્યાં જઈ "શિવ', 'શિવ', 'શિવ', એમ શિવના નામનો ઉચ્ચાર કરતો તેને દંડવત્ પ્રણામ કરી તેણે વિનયપૂર્વક કહ્યું, 'ભગવન્! ખરેખર, સંસાર અસાર છે; તે દુ:ખની ખાણ છે. જુવાની તો પલકવારમાં ચાલી જાય છે, એવી ક્ષણિક છે. પર્વતમાંથી નદી નીકળે છે, તેનો વેગ જેવો ત્વરિત છે, તેવોજ વેગ જુવાનીનો છે. સંસારનાં સુખ શરદ્ ઋતુનાં વાદળાં જેવાં નિસ્તેજ છે. પુત્ર, પત્ની, મિત્ર, સેવક, એ બધાં સાથેનો સંબંધ સ્વપ્નતુલ્ય છે. ભગવન્! આ બધું હું બરાબર સમજ્યો છું; તો મારે શું કરવું કે તેથી હું સંસારસાગર તરી જાઉં?

આ સાંભળી દેવશર્મા બોલ્યો, ભાઈ! તને ધન્ય છે કે જુવાનીમાંજ તું સંસારથી વિરક્ત થયો છે. વિદ્વાનોએ ખરૂં કહ્યું છે કે

પૂર્વાવસ્થા વિષે શાંત, શાંત તે નર તો ખરે;<br>
ધાતુ ક્ષીણ થયે કોને, શાંતિ આતી નથી, અરે!<br>
પ્હેલાં ચિત્તે, પછી દીસે, આવે છે સંતને જરા;<br>
અસંતોને જરા દીસે, ચિત્તમાં ન કદા જરા.

ચઢતી વયમાં જે ઇંદ્રિયોને જીતે છે ને મન મારે છે તેજ ખરો શાંત છે; ઘડપણ આવે ને ગાત્રના બંધ શિથિલ થાય, અર્થાત્, શક્તિ જતી રહે, ત્યારે તો કોની કામના શાંત થતી નથી? સાધુ પુરુષને પહેલાં ચિત્તમાં ને પછી કાયામાં ઘડપણ આવે છે; અર્થાત્, ઘડપણ આવતાં પહેલાં તેની વાસનાઓ શાંત થાય છે. પણ અસાધુ પુરુષની કાયાને ઘડપણ આવે છે, ચિત્તને કદી આવતું નથી; ઘડપણમાં પણ તે અશાંત રહે છે; તેની કામના જુવાનીમાં જેવી પ્રબળ હોય છે તેવીજ ઘડપણમાં કાયમ રહે છે.

ભાઈ! હવે તું મને સંસારસાગર તરવાનો ઉપાય પૂછે છે, તે સાંભળ. ચિત્ત એકાગ્ર રાખી ભગવાનનું પૂજન કરવાથી ગમે તેવા પાપીને પણ મુક્તિ મળે છે.

આ સાંભળી આષાઢભૂતિ તેને પગે પડ્યો અને સવિનય યાચના કરી, ભગવન્! મને દીક્ષા આપી તમારો શિષ્ય બનાવો.

દેવશર્માએ કહ્યું, ઠીક; તને હું દીક્ષા આપીશ. પણ તારે રાત્રે મારા મઠમાં કદી આવવું નહિ; કેમકે યતિઓએ કોઈનો પણ સંગ કરવો નહિ. કહ્યું છે કે

### શાર્દૂલવિક્રીડિત

પામે નાશ કુબોધથી નૃપ, જતી સંગે, સુતો લાડથી,
વિપ્રો ના ભણવે, કુલો કપુતથી, આચાર દુઃસંગથી;
મૈત્રી સ્નેહ વિના, સમૃદ્ધ અનયે, સ્નેહ પ્રવાસે જતાં,
સ્ત્રી ગર્વે, કૃષિ ખેડવા વિણ, વળી ત્યાગે, પ્રમાદે ધન.

રાજા ખોટી શિખામણથી નાશ પામે છે, જતિ સંગ રાખ્યાથી, છોકરાં લાડથી, બ્રાહ્મણ ન ભણવાથી, કુળ કપુતોના જન્મવાથી, અને સદાચાર નઠારી સોબતથી નાશ પામે છે; મૈત્રી સ્નેહ વગર, રિદ્ધિ અનીતિથી, સ્નેહ પ્રવાસે જવાથી, સ્ત્રી રૂપ વગેરેના ગર્વથી, ખેતી ખેડવામાં બિનકાળજી રાખવાથી, અને ધન દાન કરવાથી તથા બેદરકારીથી નાશ પામે છે.

તેટલા માટે તારે મઠને બારણે ઝુંપડીમાં સૂઈ રહેવું. તેણે કહ્યું, વારૂ, ભગવન્! આપની આજ્ઞા પ્રમાણે વર્તીશ.

પછી સંધ્યાકાળે દેવશર્માએ આ આષાઢભૂતિને દીક્ષા આપી શિષ્ય બનાવ્યો.

---

# પાઠ ૪૩મો

## દેવશર્મા અને આષાઢભૂતિ, ભાગ ૨જો

આષાઢભૂતિએ દેવશર્માને બહુ સારી સેવા કરી રાજી કર્યો, તોપણ દેવશર્માએ તેના પર વિશ્વાસ રાખી કોઈ દિવસ પૈસાની પોટલી કાખમાંથી આઘી ખસેડી નહિ.

આષાઢભૂતિએ વિચાર કર્યો, મારે શું કરવું ? આટલી બધી સેવા ઉઠાવું છું તોપણ દેવશર્મા મારા પર ભરોસો રાખતો નથી અને ક્ષણવાર પણ કાખમાંથી પોટલી ઊંચી મૂકતો નથી. ત્યારે મારે એનો ઘાટ શી રીતે ઘડવો ? શું એને શસ્ત્રપ્રહારથી ઠાર કરવો કે ઝેર દેવું ?

આષાઢભૂતિ આમ વિચારમાં ઘોળાતો હતો, એવામાં દેવશર્માના એક શિષ્યનો પુત્ર ગામથી તેને ત્યાં બોલાવવા આવ્યો. તેણે કહ્યું, ભગવન્ ! દેવકાર્ય છે, તેમાં આપની જરૂર છે; માટે આપને તેડી જવા મારા પિતાએ મને મોકલ્યો છે.

એ સાંભળી આનંદ પામી, દેવશર્મા આષઢભૂતિ સાથે ગામ જવા નીકળ્યો. જતાં જતાં માર્ગમાં એક નદી આવી. દેવશર્માએ પોટલી કાખમાંથી કાઢી સૂવાની ધાબળીમાં સંતાડી. તેણે આષાઢભૂતિને કહ્યું, ભાઈ ! હું સ્નાન કરી આવું ત્યાંસુધી આ ધાબળી સંભાળજે. આષાઢભૂતિએ કહ્યું, ઠીક, ભગવન્ ! એમ કરીશ. નિશ્ચિંત રહેજો.

દેવશર્મા સ્નાન કરવા ગયો એટલે ઘણા દિવસ થયાં તક શોધનાર આષાઢભૂતિ પોટલી લઈ ચાલતો થયો.

નદીએ જતાં દેવશર્માએ બકરાને લડતા જોયા. તેને આષાઢભૂતિ પર વિશ્વાસ બેઠો હતો એટલે બકરાનું યુદ્ધ જોવામાં તેનું ચિત્ત રોકાયું. બકરાઓ કપાળે કપાળે અન્યોન્યને પ્રહાર કરતા હતા ને બંનેના કપાળમાંથી રુધિરની ધારા જમીન પર વહેતી હતી. તેઓ એકએક જોડે માથાં અફાળતા હતા.

લોહી કાઢતા હતા, પાછા હઠી જતા હતા, વળી પાછા ટક્કર લડાવવા ધસતા હતા. ભોંય પર તેમનું લોહી પડતું હતું તે એક શિયાળ ચાટી જતું હતું.

આ બધું જોવામાં દેવશર્માને બહુ આનંદ થયો. તેણે વિચાર્યું, ઓહો ! આ શિયાળ કેવું મૂર્ખ છે ! બકરાની અડફટમાં આવશે તો એ જરૂર નાશ પામશે.

એવામાં બકરા ફરી લડવા મંડ્યા. જમીન પર પડતું લોહી ચાટવાને લોભે શિયાળ તેમની વચ્ચે ગયું અને અડફટમાં આવવાથી બંનેનાં માથાનો પ્રહાર તેના પર પડ્યો અને તે તરત મરણ પામ્યું. લોભ એ વિનાશનું મૂળ છે.

દેવશર્મા આ જોઈ ખિન્ન થયો. તે સ્નાન કરવા નદી તરફ વળ્યો અને સ્નાન અને નિત્ય કર્મ કરી જલદી પાછો વળ્યો. તેણે પોતાના મુકામ પર આષાઢભૂતિને દીઠો નહિ, એટલે તેને પોતાની પોટલીનો વિચાર તરત આવ્યો અને તેને માટે ચિંતા થઈ. તેણે પોતાની સૂવાની ધાબળી તપાસી તો તેમાં તે પોટલી જોઈ નહિ.

આથી દેવશર્મા અત્યંત ખિન્ન થયો. તે બેબાકળો બની ગયો. તે એકદમ જમીન પર ઢળી પડ્યો ને તરત બેશુદ્ધ થઈ ગયો. થોડી વારે તેને ચેતના આવી ત્યારે તે ઊઠ્યો ને રુદન કરતો બોલ્યો, અરેરે ! દુષ્ટ આષાઢભૂતિ ! તેં મને છેતર્યો. તું ક્યાં ગયો છે ? બોલ તો ખરો ! એમ અનેક પ્રલાપ કરવા મંડ્યો.

પછી તે તેને શોધવા નીકળ્યો. તે તેને પગલે પગલે ચાલવા મંડ્યો કે એમ કરતાં કંઈ તેની ભાળ જડે. ચાલતાં ચાલતાં સાંજ પડી. એક ગામ આવ્યું, ત્યાં એક વણકરને તેની સ્ત્રી સાથે કંઈક જતો જોઈ દેવશર્માએ તેને કહ્યું, ભાઈ! હું અતિથિ છું. તમારે મને વાસો આપવો જોઈએ.

વણકરે સ્ત્રીને કહ્યું, તું આ અતિથિને લઈને ઘેર જા. એનો સત્કાર કર, એટલે હું બજાર જઈને આવું છું.

સ્ત્રી દુરાચારી હતી, તેથી એકલી પડી એટલે તે દેવશર્માને ઘર સોંપી બહાર જવા નીકળી. એવામાં તેનો સ્વામી આવી પહોંચ્યો. તેને ઘણા વખતથી તેના આચરણને માટે વહેમ હતો. આજ તેની ખાતરી થવાથી તેણે તેને ઘટિત શિક્ષા કરી.

દેવશર્માને આષાઢભૂતિ ન મળવાથી તે પોતાને મઠ પાછો ફર્યો. તે દુષ્ટ સ્ત્રીનું ચરિત્ર જોઈ સંસારથી તે પૂરેપૂરો વિરક્ત થયો. બકરાની લડાઈમાં જમીન પર પડતું લોહી ચાટવાના લોભને લીધે અડફટમાં આવવાથી શિયાળનો નાશ થએલો તેણે જોયો હતો. આથી તેનો લોભ જતો રહ્યો ને કામનાનો નાશ થવાથી તેણે બાકીનું આયુષ્ય સુખમાં નિર્ગમન કર્યું.

---

# પાઠ ૪૪મો

## સટ્ટો એટલે પાયમાલી, ભાગ ૧લો

શ્રમ વિના કોઈ દિવસ તવંગર થવાતું નથી; પરંતુ શ્રમ વિના સંપત્તિમાન્ થવાનું માણસને અજબ મન થાય છે. તેવી વખતે તે વ્યાવહારિક બુદ્ધિ છેકજ ખોઈ બેસે છે, ન માનવા જેવું માને છે, ને ન કરવા જેવું કરે છે. સટ્ટો ખેડી પૈસા કમાનારાઓની મનોદશા આ પ્રકારનીજ હોય છે.

સટ્ટો જ્યારે આખી પ્રજા અથવા પ્રજાનો મોટો ભાગ ખેડવા લલચાય છે ત્યારે ભયંકર પરિણામ ઉત્પન્ન થાય છે. તેનો શિખામણ લેવા જેવો એક દાખલો ઈંગ્લંડમાં ને બીજો મુંબઈમાં બનેલો એમ બે દાખલા મોજૂદ છે.

ઇ.સ. ૧૭૧૧ના વર્ષમાં ઈંગ્લંડમાં એક સામાન્ય ભંડોળવાળી મંડળી ઊભી થઈ. તેનો હેતુ દક્ષિણ સમુદ્રમાં અમેરિકા સાથે વેપાર કરવાનો હતો. અંગ્રેજ પ્રજાનું એવું માનવું હતું કે પેરૂ વગેરે દક્ષિણ અમેરિકાના પ્રાંતોમાં ઘણુંજ દ્રવ્ય છે ને તેની સાથે વેપારનો ઇજારો જે મંડળી મેળવે

તે અવશ્ય ઘણો ફાયદો મેળવે. આ હેતુ પાર પાડવા માટે એક દક્ષિણ સમુદ્રની મંડળી ઊભી થઈ હતી. ઇ.સ. ૧૭૧૯ના વર્ષમાં એ મંડળીએ ઇંગ્લંડનું પ્રજાકીય દેવું પતાવી દેવાની પાર્લમેંટને માગણી કરી ને તેના બદલામાં એવો હક માગ્યો કે તેને લીધે પેરૂની સાથે વેપાર કરવાનો ઇજારો તેને પાર્લમેંટ તરફથી મળે. ઇંગ્લંડની શરાફી પેઢીએ (બેંકે) પણ એવીજ માગણી કરી હતી; પણ પાર્લમેંટે દક્ષિણ સમુદ્રની મંડળીની માગણી સ્વીકારી.

પેરૂની સંપત્તિના સંબંધમાં લોકોમાં એવી તો તરેહવાર કલ્પનાઓ હતી કે જેવો આ ઇજારો અપાયો કે તેનીજ સાથે ટૂંક મુદ્દતમાં દક્ષિણ-સમુદ્રમંડળીના શેરોનો ભાવ શેરદીઠ ૧૩૦ પાઉંડ હતો તે વધીને ૧,૦૦૦ પાઉંડ સુધી ચઢયો. સટ્ટો જોસમાં શરૂ થયો. લોકો એ મંડળીના શેરો ઉપરાઉપરિ લેવા મંડયા. મંડળીના વ્યવસ્થાપકોએ એ મંડળી તરફથી વધુ ને વધુ શેરો કાઢયા ને એવી આશા આપી કે સોએ પચાસ પાઉંડ દર વર્ષે નફો વહેંચી શકાશે.

આ મંડળીનો દાખલો લઈને લોકોએ બીજી હજારો નાનીમોટી કંપનિ (મંડળી) ઊભી કરી. પરંતુ શાણા માણસો તેમાં રહેલો ભય સમજતા હતા. પાર્લમેંટ પણ તે સમજતી હતી. તેણે નવાં ઊભાં થતાં ભયંકર ને તોફાની સાહસો સામે એક ઢંઢેરો કાઢી લોકોને ચેતવ્યા પણ ખરા; પરંતુ સ્વતંત્ર પ્રજામાં સરકાર આથી વધારે શું કરી શકે? લોકો પોતાની સ્વતંત્ર ઇચ્છા મુજબ નાણાં યોગ્ય લાગે તેમ રોકે તો તેને પાર્લમેંટ કેવી રીતે અટકાવી શકે? તેવી કંપનિ નીકળતી બંધ કરવામાં આવે તો લોકો બૂમ પાડે કે અમારી સ્વતંત્રતા પર તરાપ મારવામાં આવે છે. છતાં પાર્લમેંટે લોકોને ઘટિત ચેતવણી તો આપી. અધુરામાં પૂરૂં પાટવી કુંવર જાતેજ એવી એક કંપનિમાં વ્યવસ્થાપક થયા હતા, તેથી પાર્લમેંટની મુશ્કેલી વધી. એ નવી કંપનિના વ્યવસ્થાપકોની સામે ફોજદારી મુકર્દમો ઊભો થવાની તૈયારી થઈ, એટલે પાટવી કુંવર તેમાંથી ઊઠ્યા બેઠા, પણ તે પહેલાં તેમણે ૪૦,૦૦૦ પાઉંડનો નફો ગાંઠે લીધો હતો.

સટ્ટાના બજાર આગળ લોકોની ને વેપારીઓની એટલી બધી જમાવટ થતી હતી કે કેટલાક કારકૂન રસ્તામાં ટેબલ ગોઠવાવી કામ કરતા હતા. જાતજાતની નવી નવી કંપનિઓ અસ્તિત્વમાં આવી ને તેના શેરોના ભાવ પર સટ્ટા થવા માંડ્યા. કેટલીક કંપનિઓ કેવી પોકળ હશે તે માત્ર તેના ઉદ્દેશના વર્ણન પરથી સમજી શકાય તેમ છે. એ કંપનિના ઉદ્દેશો નીચે મુજબ હતા:

આયર્લૅંડના કિનારા પર ખરાબામાંથી નાણું શોધવાની કંપનિ; ઘોડા અને બીજાં જાનવરોના વીમા ઉતારનારી કંપનિ; નોકરોથી થતા ગેરલાભ માટે વીમાની કંપનિ; ખારૂં પાણી મીઠું બનાવનારી કંપનિ; ચાંચીઆઓ સામે વહાણો લઈ જનારી કંપનિ; દારૂ સુધારવાની કંપનિ; સીસામાંથી રૂપું બનાવનારી કંપનિ; માણસના વાળનો વેપાર કરનારી કંપનિ; હમેશ ફરી શકે એવું ચક્કર બનાવવાની કંપનિ; ઇત્યાદિ.

સહુથી વધારે અજાયબ પમાડે એવી એક કંપનિ તો એવી હતી કે તે સ્થાપવાનો ઉદ્દેશ હવે પછી જણાવવામાં આવશે એમ જાહેર કરવામાં આવ્યું હતું. એ અપ્રકટિત ઉદ્દેશવાળી કંપનિમાં ભાગ રાખવા જેની ઇચ્છા હોય તેને અરજી સાથે બે ગિનિ ભરવાની હતી; ઉદ્દેશ પ્રકટ થતાં તેને ૧૦૦ ગિનિનો શેર મળશે, એમ જાહેર કરવામાં આવ્યું હતું. અનેક લોભી પુરુષો આ કંપનિના ઉદ્દેશથી એવા તો લલચાયા કે એ કંપનિ ઉપલી જાહેરાત પ્રમાણે જે દિવસે ઊભી થઈ તેજ દિવસે ૨,૦૦૦ માણસોએ બબ્બે ગિનિ ભરી શેર લેવા માટે અરજી કરી. એ કંપનિ ઊભી કરનાર શખસ તેજ દિવસે બપોરે આવી રીતે એકઠું થએલું નાણું લઈને અદૃશ્ય થઈ ગયો. 'લોભીઆના ગામમાં ધૂતારા ભૂખે ન મરે.'

# પાઠ ૪૫મો

## સટ્ટો એટલે પાયમાલી, ભાગ ૨જો

નાણાંનાં કંઈ ઝાડ નથી ઊગતાં. ચપોચપ પૈસાદાર થવાની ઉમેદ-વાળા લોકોને એકદમ ભયંકર આફતે ઘેરી લીધા. દક્ષિણસમુદ્રમંડળીના વ્યવસ્થાપકોને એમ લાગ્યું કે આ નવી નવી કંપનિઓ ઊભી થાય છે તેથી કોઈ દિવસ આપણી કંપનિને ધક્કો લાગશે. એમ માની તેમણે આ પરપોટીઆ કંપનિઓ બંધ કરવા સરકારને અરજી આપી. લોકોમાં એવી કંપનિઓ વિષે અણવિશ્વાસ ઉત્પન્ન થયો ને તેઓ પોતે લીધેલા શેર વેચવા મંડ્યા. સ્થિતિ એવી થઈ કે બધાજ વેચવા લાગ્યા ને લેનાર કોઈ મળે નહિ. શેરોની કિંમત બેસી થઈ. દક્ષિણસમુદ્રમંડળીના શેરોની કિંમત પણ છેક ગગડી ગઈ. હજારો કુટુંબ ભિખારી થઈ ગયાં; બીજાં લાખો કુટુંબનાં બારણાંમાં દરિદ્રતાએ ડોકીઆં કરવા માંડ્યાં. જે થોડાઘણા સટ્ટાને બળે કમાઈને ઊંચે બેઠા હતા તેમની સંપત્તિ તો ઈર્ષાથી બીજાઓને માત્ર બાળનારી નીવડી અને પ્રજાકીય આપત્તિમાં એથી ઉલટી વૃદ્ધિજ થઈ.

'દક્ષિણ સમુદ્રનો પરપોટો ફૂટ્યો'. દક્ષિણ અમેરિકા સાથે વેપાર કરી પૈસા મેળવવા માટે ઊભી થએલી પરપોટીઆ-પોકળ કંપનિઓ પડી ભાંગી. તેના વ્યવસ્થાપકો પર ને પાર્લમેંટના જે જે સભ્યોએ તેને ઇજારો આપવાના કામમાં મદદ કરી હતી તેમના પર પ્રજા ઘણી ઉશ્કેરાઈ ગઈ. પાર્લમેંટમાં એ સંબંધી તપાસ થઈ, તેમાં એમ માલમ પડ્યું કે કેટલાક સભ્યોએ તે ઇજારો અપાવવા માટે મોટી લાંચ ખાધી હતી.

પરિણામ એ આવ્યું કે કેટલાકને શિક્ષા થઈ; કેટલાક નિર્દોષ પ્રધાનોને બીજી રીતે વેઠવું પડ્યું; ને પ્રધાનમંડળમાંનો એક તો આ બનાવના ને તેની તપાસના આઘાતથી મૃત્યુ પામ્યો. પણ પ્રજાની ઉશ્કેરાએલી લાગણી ને લોકોની પાયમાલી આવી તપાસથી કમી થઈ નહિ. જેમનાં

નાણું એવા શેરોમાં રોકાયાં હતાં તેમનાં નાણું ગયાં તે ગયાંજ; જેઓ ઘરબાર વિનાના ને ભીખ માગતા થયા તે થયાજ. એવા ખરાબખસ્તે થનારાની સંખ્યા ઘણી મોટી નીવડી.

સટ્ટાનો લગભગ એવોજ પવન ઇ. સ. ૧૮૬૩-૬માં મુંબઈમાં વાયો હતો. રૂના વેપારમાં લોકો પુષ્કળ કમાયા. લોકોનો લોભ ધરાયો નહિ. અનેક તુરંગી ધંધા ઊભા થયા. બૅંક બેનો દરિયો પૂરવાની યોજનામાં લોકોએ પુષ્કળ શેરો ભર્યા. જેમ કીડીઆરૂં ઉભરાય, તેમ લક્ષ્મી ઉભરાવવા માંડી. નવી નવી બેંકો નીકળી. લક્ષ્મીલતાનાં ફળ તોડવા જ્યાંથીત્યાંથી લોકો ધાવા લાગ્યા. લોકોએ ઘર વેંચ્યાં, સ્ત્રીઓનાં ઘરેણાં વેંચ્યાં, ને શેરો ખરીધા, જે પાછળથી ચીંથરાં નીવડ્યા. મુંબઇ બૅંક પણ આ લાલચમાં સપડાવવાથી અળગી રહી નહિ. ઇ. સ. ૧૮૬૩માં રૂના વેપારમાં લોકો ખૂબ રળ્યા. ઇ. સ. ૧૮૬૪માં મુંબઇ ઉદયને ઉચ્ચ શિખરે પહોંચ્યું. ઘેરે ઘેર ઓચ્છવ થયા. પૈસાની રેલ ખૂબ ઉભરાવા લાગી. આખા ભરતખંડમાં મુંબઈ જેવું શહેર નથી એમ જણાવા લાગ્યું. જાણે સોનાની લંકા ન હોય ને કુબેરની અલકાપુરી ન હોય એવી મુંબાપુરી ઝળઝળવા લાગી.

ઇ. સ. ૧૮૬૫માં અમેરિકામાં લડાઈ બંધ થઈ ને શાંતિ થઈ કે તરતજ રૂના ભાવ ગડગડવા લાગ્યા ને તેની સાથે બૅંક બે કંપનિના શેર પડી ગયા. કોઈ અગાઉથી ચેત્યું નહિ. લોકો પાયમાલ થઈ ગયા. મુંબઇ બૅંક તૂટી. સટ્ટામાં લોભાએલા બધા લોકોની ખૂબ ખરાબી થઈ. કરોડ-પતિઓ ભીખ માગતા થયા. બૅંકોને બારણે તાળાં દેવાયાં. મહેલમાં સૂનારા ઝુંપડાંમાં આળોટવા લાગ્યા. એ સટ્ટાનું નર્મદ કવિએ બહુ સારૂં વર્ણન કર્યું છે. તેમાંથી થોડુંક નીચે આપ્યું છે.

### રોલાવૃત્ત

અઢાર ત્રેંસટ સંન, કમાણી રૂમાં થઈ બહુ;<br>
આવી ધનની છોળ, થયા મદમાતા જન સહુ.

પછી વધાર્યો લોભ, તુરંગી ઉદ્યમ માંડ્યા;
ખાડા પુરવા માંહ્ય, શેર કરિ નાણું કહાડ્યાં.
જમિન ખરીદી કીધ, નવાં ઇસ્ટેટો બાંધ્યાં;
નહીં એટલે થયું, જુગારે નાણું તાક્યાં.
ચાલી લે ને આપ, ભાવ તો ઘણા વધાર્યા;
નહીં જેનો હીસાબ, રહ્યા નહિ કોના વાર્યા.
કૂહાડિ પ્હેડિયો બહુ, સરાફો થઈને બેઠા;
બજાર જામ્યો છેક, લાગ્યું જૂગારી કહેતાં.

× × × ×

ચોસટમાં મુંબઈ, ચડી આબાદીટોંચે;
ભર્તખંડમાં કોઈ, શ્હેર તેને ના પ્હોંચે.

× × × ×

ત્રુટયો અનર્ગલ મેહ, ધંનનો મુંબઈમાં રે;
કુબેરનગરી તેહ, બની રહિ જોતાંમાં રે.
અમેરિકામાં જુદ્ધ, પુરૂં થાતે દી બેઠા;
રૂનો પડતો ભાવ, જોઈ ગભરાયા શેઠો.
રૂની સાથે શેર, પડ્યા ધમ ઊંચેથી રે;
થયો કારમો કહેર, જનો જખમાયા તીરે.
ચડશે એવો લોભ, તહાં શું સંકેલાએ;
કોઈ ન ચેત્યું હાય, હવે ગભરાટો થાએ.
પડ્યા ધસીને ભાવ, હજારો ઓછા શેરે;
કેમ ખમાએ એહ, લાખનાં સાટાં છે રે.
હાય હાય શું થયું, સ્વપન જેવું સઘળૂં આ;
મૃગજલ સટ્ટામાંહ્ય, જનો લોભી થઈ મૂઆ.
પાંસટ છાસટ સંન, તવારિખમાં નોંધાયો;
સઘળે ઘેરે ઘેર, પિટાએ છે બહુ હાયો.

જીંઆળ ડરતો કાંઇ, ડર્યો નહિ સટ્ટાકેરો;
થયાં ઉતરતાં નીર, વાદળે ધાલ્યો ઘેરો.

× × × ×

શેરે વાળ્યો દાટ, થયા નાદારો ઝાઝા;
પડ્યા બંધ વેપાર, નરમ સહુના રે હાંજા.

---

# पाठ ४६मो

## सहीए तो पार उतरीए

### पद

एक बावरो बेसार्यो वळि वहाणे रे,
मान्युं मुरख पड्यो हुं बंदिखाने रे.
चड्यो फेर ने दिठुं छे सर्व फरतुं रे,
मान्युं मनमां जे पाम्यो हवे मरतुं रे.
थयो आकळो अभागी लागी ल्हेरी रे,
खरा खारवा विशेषे जाण्या वेरी रे.
चाडि डोलने दीठुं छे दुखदाइ रे,
मारि ठेक छेक पड्यो पाणिमाइ रे.
एमां दोष कहो केने हवे दइयि रे,
मळ्यो सतसंग तरी तजी जइये रे.
तजी सुख पड्यो दुःखोदधिमाइ रे,
ए प्रकारमां न जाय कचवाइ रे.

सर्वे सुखदुःख वहाणनुं जो सहिये रे,
निष्कुलानंद पार थइये रे.

निष्कुलानंद

---

# પાઠ ૪૭મો

## યયાતિ રાજાનું આખ્યાન, ભાગ ૧લો

પૂર્વે દેવ અને દાનવોની વચ્ચે ઐશ્વર્ય પ્રાપ્ત કરવાને માટે ઘોર યુદ્ધ ચાલતું હતું. દેવોએ પુરોહિત તરીકે બૃહસ્પતિ અને દાનવોએ શુક્રાચાર્યને પસંદ કર્યા હતા. બૃહસ્પતિ અને શુક્રાચાર્ય વચ્ચે પણ પોતાની શક્તિ માટે સ્પર્ધા ચાલતી હતી.

જે દાનવોને દેવો યુદ્ધમાં મારી નાખતા હતા, તેમને શુક્રાચાર્ય સંજીવિની વિદ્યાના પ્રભાવથી જીવતા કરતા હતા. પરંતુ જે દેવોને દાનવો મારતા હતા, તેમને બૃહસ્પતિ જીવતા કરી શકતા નહોતા; કેમકે તેમની પાસે સંજીવિની વિદ્યા નહોતી.

આથી દેવો ખિન્ન થઈ બૃહસ્પતિના જ્યેષ્ઠ પુત્ર કચની પાસે ગયા અને તેમને તેમણે વિનતિ કરી કે જે વિદ્યા શુક્રાચાર્ય જાણે છે તે વિદ્યા તમે તેમની પાસેથી લઈ આવી અમને અર્પણ કરો. તેમને દેવયાની નામે અતિપ્રિય પુત્રી છે, તેને તમારા ગુણ વડે તમે પ્રસન્ન કરી શકશો અને તે પ્રસન્ન થશે એટલે તમે સહેલાઈથી એ વિદ્યા પ્રાપ્ત કરી શકશો.

દેવોની પ્રાર્થનાથી કચ શુક્રાચાર્ય પાસે ગયો ને તેમને કહ્યું, મહારાજ, હું બૃહસ્પતિનો પુત્ર છું. મને કૃપા કરી આપનો શિષ્ય બનાવો. હું આપની પાસે રહી બ્રહ્મચર્ય સેવીશ.

શુક્રાચાર્યે તેને શિષ્ય તરીકે સ્વીકાર્યો. પ્રતિસ્પર્ધીના પુત્રનો શિષ્ય તરીકે અનુગ્રહ કરી શુક્રાચાર્યે ખરી ઉદારતા દર્શાવી.

શુક્રાચાર્યે દર્શાવેલું વ્રત કચે આદર્યું. તેણે સેવા કરી ગુરુપુત્રી દેવયાનીની પણ પ્રીતિ સંપાદન કરી અને વખત જતાં શુક્રાચાર્ય પાસે સંજીવિની વિદ્યા પ્રાપ્ત કરી.

દાનવોને આ વાતની ખબર પડી એટલે તેમણે અનેક વાર કચને મારી નાખ્યો; પણ દરેક વખત દેવયાનીના કાલાવાલાથી શુક્રાચાર્યે તેને જીવતો કર્યો.

શુક્રાચાર્યની રજા લઈ કચ દેવોની પાસે જવા નીકળ્યો ત્યારે દેવયાનીએ તેની પ્રાર્થના કરીને કહ્યું, મારૂં હૃદય તમારે વિષે આસક્ત થયું છે; તમે વિધિ પ્રમાણે મારી સાથે લગ્ન કરો.

કચે કહ્યું, તું ગુરુપુત્રી છે, માટે તું ગુરુના જેવીજ પૂજ્ય છે.

અનુષ્ટુભ્

જેવા શુક્ર મને પૂજ્ય, તેવી તું પૂજ્ય છે ખરે;
દેવયાનિ! વદે છે શું? ન એ યોગ્ય તને અરે.

ગુરુના જેવીજ તું ગુરુપુત્રી મને માન્ય છે; માટે કૃપા કરી મને રજા આપ.

દેવયાની ગુસ્સે થઈ બોલી, હું ખરા ભાવથી તમારે વિષે અનુરક્ત થઈ છું; છતાં તમે મારી અવજ્ઞા કરો છો, તો ગુરુની આપેલી વિદ્યા તમને ફળશે નહિ.

કચે કહ્યું, મને વિદ્યા નહિ ફળે તો હું જેને વિદ્યા આપીશ તેને તો ફળશે. હું શાપને યોગ્ય નથી, તેમ છતાં તેં મને શાપ દીધો છે; માટે કોઈ ઋષિકુમાર તારૂં પાણિગ્રહણ કરશે નહિ.

એમ કહી કચ ત્યાંથી નીકળી દેવો પાસે ગયો. દેવો તેની પાસેથી સંજીવિની વિદ્યા શીખ્યા અને તેમણે ઇંદ્રને કહ્યું, હવે તમારા વિજયનો સમય આવ્યો છે.

પછી ઇંદ્રે શુક્ર અને રાક્ષસરાજા વૃષપર્વાની વચ્ચે લડાઈ કરાવવાની તક શોધી. વૃષપર્વાના નગરની બહાર વનમાં રાક્ષસકન્યાઓ જલક્રીડા કરતી હતી, તેમાં દેવયાની પણ હતી. ઇંદ્રે વાયુરૂપ લઈ તેમનાં વસ્ત્રો એકઠાં કરી

નાખ્યાં, તેથી વૃષપર્વાની પુત્રી શર્મિષ્ઠાએ દેવયાનીનાં વસ્ત્રો ભૂલથી પહેર્યાં. દેવયાનીએ આ જોયું એટલે બંનેની વચ્ચે સખ્ત બોલાબોલી થઈ.

દેવયાનીએ શર્મિષ્ઠાને કહ્યું, તું મારી શિષ્યા થઈ મારાં વસ્ત્ર લે છે, એ તને યુક્ત નથી. તું સદાચાર જાણતી નથી. તારૂં કલ્યાણ નહિ થાય.

શર્મિષ્ઠાએ દેવયાનીને મહેણું માર્યું કે તું યાચનાર, સ્તુતિ કરનાર, ને દાનના પ્રતિગ્રહ કરનાર પિતાની પુત્રી છે અને જેમની યાચના અને સ્તુતિ તારો પિતા કરે છે અને જેમનું આપેલું દાન તારો પિતા લે છે, તેમની હું પુત્રી છું. આટલું મહેણું મારવાથી પણ શર્મિષ્ઠાનો ક્રોધ શાંત થયો નહિ. તેણે દેવયાનીને કુવામાં નાખી દીધી અને તે મરી ગઈ હશે એમ ધારી ક્રોધમાં ને ક્રોધમાં પોતાને મહેલ પાછી ફરી.



એવામાં એ વનમાં યયાતિ રાજા આવી પહોંચ્યો. તેણે કુવામાં કન્યાને રોતી સાંભળી પૂછ્યું, તું કોની પુત્રી છે? તને કોણે કુવામાં નાખી છે?

કન્યાએ જવાબ દીધો, હું શુક્રાચાર્યની પુત્રી છું. તમે મારો જમણો હાથ પકડીને મને બહાર કાઢો.

યયાતિએ તે બ્રાહ્મણની કન્યા છે એમ જાણી તેને બહાર કાઢી અને કહ્યું, હવે તું તારે રસ્તે જા. તને કોઈ ઈજા કરનાર નથી.

દેવયાનીએ કહ્યું, હે રાજન્! તમે મારો જમણો હાથ પકડ્યો છે, માટે તમને હું મારા સ્વામી ગણું છું.

યયાતિએ કહ્યું, હું ક્ષત્રિય છું ને તું બ્રાહ્મણકન્યા છે, માટે તું મારી સાથે સંગમ કરવા યોગ્ય નથી. વળી શુક્ર સર્વ લોકના ગુરુ છે, તેની તું પુત્રી છે, તેનો મને ભય છે; માટે તારે મારી સાથે લગ્નની વાત કરવી યુક્ત નથી.

દેવયાનીએ કહ્યું, જો મારી પ્રાર્થનાથી તમે મારી સાથે લગ્ન કરવા ઇચ્છતા નથી, તો મારા પિતા પાસે હું તમને કહેવડાવીશ.

યયાતિ રાજા પછી પોતાને નગર ગયો.

---

# પાઠ ૪૮મો

## યયાતિ રાજાનું આખ્યાન, ભાગ ૨જો

યયાતિ રાજાના ગયા પછી દેવયાની રોતી રોતી એક ઝાડ આગળ બેઠી. સાંજ પડી ને પુત્રી ન આવી એટલે શુક્રાચાર્યને ચિંતા થઈ. તેમણે ધાત્રીને તેને શોધવા મોકલી. ધાત્રીએ તેને વનમાં એક વૃક્ષ આગળ રુદન કરતી જોઈ. તેણે કહ્યું, બેન! આ શું? પિતાએ તને શોધવા મને મોકલી છે. જલદી કહે, તું શા માટે રડે છે!

દેવયાનીએ ધાત્રીને બનેલો વૃત્તાંત સંભળાવ્યો અને કહ્યું કે તું જઈને પિતાને ખબર આપ કે વૃષપર્વાના નગરમાં હું આવવાની નથી.

ધાત્રીની કહેલી બધી હકીકત સાંભળી શુક્રાચાર્ય દેવયાની પાસે વનમાં ગયા. પુત્રીને જોઈ તેઓ તેને ભેટી પડ્યા અને બોલ્યા,

## અનુષ્ટુભ્

પોતાનાં કર્મને લીધે, દુઃખ વા સુખ નીપજે;
તારૂં પાપ હશે કાંઇ, તેનું આ ફળ જાણજે.

દેવયાનીએ કહ્યું, પાપ હશે કે નહિ; પણ શર્મિષ્ઠાએ મને મહેણું માર્યું છે તે સાંભળો. તું યાચનારની પુત્રી છે; તારો પિતા મારા પિતાનું આપેલું દાન લે છે, એવાં એવાં એણે મને મહેણાં માર્યાં છે.

શુક્રાચાર્યે કહ્યું, બેન, મારા ગુણ મારે ગાવા યુક્ત નથી. તે તને જાણીતા છે. તું શા માટે ખોટું લગાડે છે? ઊઠ, ઘેર ચાલ. એમ બહુ વીનવી તેને શાંત પાડી; પણ તેણે વૃષપર્વાની નગરીમાં પગ મૂકવાની નાજ પાડી.

શુક્રાચાર્યે પાછા ફરી વૃષપર્વાને કહ્યું, રાક્ષસરાજ, હવે હું તારી નગરીમાં રહેવાનો નથી. શર્મિષ્ઠાએ દેવયાનીને નિંદાયુક્ત વચનો કહી કુવામાં ફેંકી દીધી. એ હવે તારા રાજ્યમાં રહેવાની નથી અને એના વિના હું તારા રાજ્યમાં શી રીતે રહી શકું?

વૃષપર્વાએ કહ્યું, હે ભાર્ગવ! તમે મારો દેશ છોડી જતા રહેશો તો હું મારા બાંધવો સાથે સમુદ્રમાં પડીશ કે અગ્નિમાં બળી મરીશ.

શુક્રાચાર્યે કહ્યું, તું સમુદ્રમાં પડ કે અગ્નિમાં પ્રવેશ કર, મરજીમાં આવે તે કર; પણ જ્યાંસુધી મારા જીવિતરૂપ દેવયાનીને તું મનાવીશ નહિ, ત્યાંસુધી એને છોડીને મારાથી અહિં રહેવાશે નહિ.

એ સાંભળી વૃષપર્વા દેવયાની પાસે ગયો અને તેને પ્રણિપાત કરી કહ્યું, હે દેવયાનિ! તું પ્રસન્ન થા. તારે જે જોઈએ તે કરવા હું તૈયાર છું. તું ક્ષમા કર.

દેવયાનીએ કહ્યું, શર્મિષ્ઠા એક હજાર કન્યા સાથે મારી દાસી થઈને રહે અને મારા પિતા જેમની સાથે મારૂં લગ્ન કરે તેમને ત્યાં મારી સાથે મારી દાસી તરીકે આવે.

વૃષપર્વાએ શર્મિષ્ઠાને બોલાવી આ વાત કહી. શર્મિષ્ઠાએ તેમ કરવા કબૂલ કર્યું ને દેવયાનીને તે પ્રમાણે કહ્યું.

દેવયાનીએ કહ્યું, હું યાચનારની પુત્રી છું, તું મારી દાસી થઈને શી રીતે રહીશ?

શર્મિષ્ઠાએ જવાબ દીધો, જેથી મારા બાંધવોને સુખ થાય તેમ કરવા હું તૈયાર છું. તારા પિતા તને જ્યાં પરણાવશે ત્યાં હું તારી સાથે દાસી થઈને આવીશ.

શર્મિષ્ઠાએ આમ વચન આપ્યું એટલે દેવયાનીએ પ્રસન્ન થઈ પુરમાં પ્રવેશ કર્યો.

થોડા દહાડા રહીને શર્મિષ્ઠા ને હજાર કન્યા સાથે દેવયાની વનમાં ક્રીડા કરતી હતી, એવામાં ત્યાં યયાતિ રાજા પાછો શિકાર કરવા આવી ચઢયો. તેનો ને દેવયાનીનો સમાગમ થયો. તેણે કહ્યું, મહારાજ! હજાર કન્યા ને શર્મિષ્ઠા સાથે હું તમારે શરણે આવી છું. તમે મારા સ્વામી થાઓ.

યયાતિએ કહ્યું, તારા પિતાની આજ્ઞા વિના હું તારૂં પાણિગ્રહણ નહિ કરૂં.

દેવયાનીએ પિતાને કહ્યું, આ નહુષના પુત્ર યયાતિએ મારો હાથ પકડી મને કુવામાંથી બહાર કાઢી હતી, માટે મને એની સાથે પરણાવો; હું અન્યને વરવાની નથી.

શુક્રાચાર્યે કહ્યું, વત્સે! તારો ધર્મ જુદો છે ને તેં વરેલો પતિ જુદો છે. કચના શાપથી આ પ્રમાણે થયું છે, તે અન્યથા થવાનું નથી.

યયાતિએ કહ્યું, મહારાજ, અમારી વર્ણ જુદી હોવાથી અમને અધર્મ ન થાય એવું વરદાન હું તમારી પાસે યાચું છું.

શુક્રાચાર્યે કહ્યું, સાંભળ રાજા, હું તને પાપથી મુક્ત કરૂં છું. તું દેવયાની સાથે લગ્ન કર. શર્મિષ્ઠાને સુખમાં રાખજે, પણ એની સાથે પત્ની તરીકે કદી વર્તતો નહિ.

પછી શુક્રાચાર્યે દેવયાનીનાં યયાતિ સાથે વિધિ પ્રમાણે લગ્ન કર્યાં અને દેવયાની ને શર્મિષ્ઠાને લઈ યયાતિ રાજા પોતાને નગર ગયો.

દેવયાનીની સંમતિથી રાજાએ શર્મિષ્ઠાને અશોકવાટિકામાં રાખી. કાલક્રમે રાજાને દેવયાનીથી યદુ ને તુર્વસુ એવા બે પુત્ર થયા.

એક દિવસ રાજા અશોકવાટિકામાં જઈ ચઢયો; ત્યાં તેને શર્મિષ્ઠા સાથે સમાગમ થયો; અને શર્મિષ્ઠાના દુરાગ્રહ અને યાચનાથી રાજાએ તેને પત્ની તરીક સ્વીકારી. તેનાથી તેને ત્રણ પુત્રો થયાઃ—દ્રહ્યુ, અનુ, અને પુરુ.

શર્મિષ્ઠાના પુત્ર દેવયાનીના જોવામાં આવ્યા અને તે રાજપુત્ર છે એવી તેને ખાત્રી થઈ એટલે તે પિતા પાસે ગઈ અને રાજાએ અધર્મ આચર્યો છે, પ્રતિજ્ઞા તોડી છે, એવી તેને ફરિયાદ કરી.

પિતાએ યયાતિને શાપ દીધો કે તને જુવાનીમાં જરા પ્રાપ્ત થશે. રાજાએ ઋષિને બહુ વિનવ્યા ત્યારે તેમણે શાપનો અનુગ્રહ કર્યો કે તારી જરા તું પુત્રને આપી શકીશ અને જે તારી જરા લેશે તે તારા પછી રાજા થશે.

---

# પાઠ ૪૯મો

## યયાતિ રાજાનું આખ્યાન, ભાગ ૩જો

યયાતિ રાજાને શુક્રાચાર્યના શાપ પ્રમાણે જરા પ્રાપ્ત થઈ. તેણે જ્યેષ્ઠ પુત્ર યદુને બોલાવીને કહ્યું,

હે વત્સ ! શુક્રાચાર્યના શાપથી મને જરા આવી છે અને યૌવનના મારા અભિલાષ મેં તૃપ્ત કર્યા નથી; માટે તું મને તારી જુવાની આપી મારી જરા લે. યૌવનસુખ ભોગવી તૃપ્ત થઈ હું તારી પાસેથી જરા પાછી લઈ તને તારી જુવાની આપીશ.

યદુએ કહ્યું, ઘડપણમાં ઘણા દોષ છેઃ—વાળ ધોળા થાય છે; ગાત્ર શિથિલ થાય છે; શરીરે કરચોળી વળી જાય છે; બધાં અપમાન કરે છે. એવી જરા મારે જોઈતી નથી. મારા કરતાં વધારે વહાલા પુત્રોને તમે પૂછો.

રાજાને ક્રોધ ચઢ્યો. તેણે તેને શાપ દીધો કે તું મારી આજ્ઞાનો અનાદર કરે છે, માટે તને ને તારી પ્રજાને મારૂં રાજ્ય મળશે નહિ.

રાજાએ પછી અનુક્રમે તુર્વસુને, દ્રુહ્યુને, ને અનુને ઘડપણ લઈ જુવાની આપવા કહ્યું; પણ તે ત્રણેએ ઘડપણના દોષો બતાવી તે લેવાની ના કહી. આથી રાજાએ તેમને બધાને શાપ દીધો કે તમને કે તમારી પ્રજાને રાજ્ય મળશે નહિ.

ચાર પુત્રોએ આ પ્રમાણે રાજાના વચનનો અનાદર કર્યો, એટલે તે પાંચમા પુત્ર પુરુ પાસે ગયો અને તેને કહ્યું,

હે પુરુ, તું મારો પ્રિય પુત્ર છે; તું સહુથી શ્રેષ્ઠ થઈશ. શુક્રાચાર્યના શાપથી મને જરા વ્યાપ્ત થઈ છે. તારી જુવાનીથી હું થોડોક સમય જુવાનીનું સુખ ભોગવવા ઇચ્છું છું. તું મને જુવાની આપ ને મારૂં ઘડપણ લે. મનોરથોનો ઉપભોગ કરી સમય પૂરો થયે હું તને તારી જુવાની પાછી આપી દઈશ.

પુરુએ કહ્યું, મહારાજ ! આપનું વચન માથે ચઢાવવા હું તયાર છું. વડીલનું વચન સ્વીકારવુંજ જોઈએ. આપની મરજી હશે ત્યાંસુધી હું આપની જરા ધારણ કરીશ.

યયાતિએ કહ્યું, વત્સ ! હું તારા પર પ્રસન્ન થયો છું. તું અને તારી પ્રજા મારા પછી રાજ્ય કરશો અને સુખી થશો.

આ પ્રમાણે યયાતિ રાજાએ પુરુનું યૌવન પ્રાપ્ત કરી લાંબો વખત મનોરથોનો ઉપભોગ કર્યો; પરંતુ રાજા તૃપ્તિ પામ્યો નહિ. તેણે પુરુને યૌવન આપી પોતાની જરા તેની પાસેથી લીધી. તેને જ્ઞાન થયું કે કામોના ઉપભોગથી કામ કદી પણ શાંત થતા નથી. જેમ બલિદાન હોમ્યાથી અગ્નિ વૃદ્ધિ પામે છે, તેમ ઉપભોગ કર્યાથી કામ વૃદ્ધિ પામે છે. ગમે તેટલા ઉપભોગ ભોગવ્યા છતાં મનુષ્યને તૃપ્તિ થતીજ નથી; માટે તેણે તૃષ્ણાનો પરિત્યાગ કરવો જોઈએ. માણસ વૃદ્ધ થાય છે; પણ તેની તૃષ્ણા વૃદ્ધ થતી નથી. તૃષ્ણા પ્રાણઘાતક રોગ જેવી છે. એવી તૃષ્ણાને જે તજે છે તેને સુખ થાય છે; માટે હું તૃષ્ણા તજીને મારૂં મન ઇશ્વરમાં લગાડીશ.

એમ વિચારી રાજાએ પુરુને રાજ્યાભિષેક કરવા ઇચ્છયું, એટલે પ્રજાના બ્રાહ્મણાદિ વર્ગોએ રાજાને કહ્યું, હે રાજન્! તમે જ્યેષ્ઠ પુત્ર યદુને મૂકીને છેક નાના પુરુને કેમ રાજ્ય આપો છો? આ અઘટિત કાર્ય છે. ધર્મનું પાલન કરો.

રાજાએ કહ્યું, હું બધા પુત્રોને મૂકી છેક નાના પુત્રને શા માટે ગાદીએ બેસાડું છું, તે સાંભળો. એ બધા પુત્રોએ મારી આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું છે. જે પુત્ર પિતાની ઇચ્છાથી પ્રતિકૂળ વર્તે છે, તેને સજ્જનો ચાહતા નથી. જે પુત્ર માબાપની આજ્ઞા માથે ચઢાવે છે તેજ ખરો પુત્ર છે અને પુત્રો મધ્યે જે ગુણસંપન્ન છે તેજ જ્યેષ્ઠ પુત્ર છે. ઉમરે જે જ્યેષ્ઠ હોય, પરંતુ જે દોષયુક્ત હોય ને પોતાનો ધર્મ પરિપૂર્ણ રીતે આચરે નહિ, તે જ્યેષ્ઠ પુત્ર ગણાતો નથી. જે ગુણવાન્ છે તેજ જ્યેષ્ઠ છે. બધા પુત્રોએ મારા વચનનો તિરસ્કાર કર્યો છે. પુરુએજ મારૂં વચન પાળ્યું છે. વળી શુક્રાચાર્યે વરદાન આપ્યું છે કે જે પુત્ર રાજાની આજ્ઞાને અનુસરશે તે પુત્ર રાજા થશે.

રાજાનું વચન સાંભળી પ્રજા સંતુષ્ટ થઈ.

પછી રાજાએ પુરુને રાજ્યાભિષેક કર્યો અને દેવયાની ને શર્મિષ્ઠા સાથે વનમાં જઈ પ્રભુચિંતનમાં પવિત્ર જીવન સમાપ્ત કર્યું.

---

# पाठ ५०मो

## रावण ने अंगदनो संवाद

**रावण—**

**छप्पो**

**वाळि सरखा क्रोड, चरण मारा चांपे छे;**
**सुग्रिव सरखा लाख, कृत्य देखी कांपे छे;**
**इंद्र आदि सुर साथ, हाथ जोडे जन आज्ञा;**

नथी शूण्यो तें कान, रिद्धिपति रावण राजा;
डोलावुं दश दिगपाळने, सळकावुं शेषधामने;
तुं अल्पबुद्धि समजे नहि, रह्यो वखाणे रामने.

सवैयो त्रीसो

रांकनी जात ते रत्न शुं ओळखे, आखर चेतन चाकरनो;
गरीबतणे घेर पेट भरे ते, ठाठ शुं जाणे ठाकरनो;
मेरुतणो महिमा नव दीठो, करे वखाण ते कांकरनो;
खाखरनी खिस्कोली अंगद, स्वाद शुं जाणे साकरनो.

अंगद—

कवित

मान कह्युं मूढमति, ज्ञानहीन गंडगति;
शाप दीधो सीता सती, पड्या पापपाशमां;
मोकल्यो कासद कामे, हूकम न दीधो रामे;
नैतो वासु ठामठाम, वांदरां अवासमां.
रुदे नथी रेती रीश, तोडी नाखुं तारुं शीश;
भागुं भूजा वीस हजु, हेत राखुं हासमां;
भलपणे भाखुं भाख, शास्त्रतणी देउं शाख;
इंद्रजीत जेवा लाख, उडाडुं आकाशमां.

सामळभट

---

# પાઠ ૫૧મો

## ઔરંગઝેબ: કેટલીક વાતો, ભાગ ૧લો



મુગલ બાદશાહોમાં અકબર અને ઔરંગઝેબ એ મોટામાં મોટા બાદશાહ હતા. બંને શક્તિમાન્ હતા; પરંતુ અકબરે પોતાની મુગલ સત્તા દઢ કરી ત્યારે ઔરંગઝેબે પોતાની શક્તિથી રાજ્યની પાયમાલીનાં બીજ વાવ્યાં.

આનું કારણ એ હતું કે અકબરે પોતાની શક્તિનો ઉપયોગ પ્રજાનો પ્રેમ સંપાદન કરવામાં કર્યો અને ઔરંગઝેબે પોતાની શક્તિનો દુરુપયોગ

કરી પ્રજાનો તિરસ્કાર અને દ્વેષ વહોર્યો. રાજ્યની આબાદી પ્રજાના પ્રેમ પરજ રહેલી છે. એ પ્રેમ નષ્ટ થયે આબાદી નષ્ટ થઈ અવનતિનો આરંભ થાય છે અને એજ દુર્નીતિ ચાલુ રહે તો રાજ્યનો વિનાશ થાય છે.

અકબર, તેનો પુત્ર જહાંગીર, અને પૌત્ર શાહજહાન ધર્મની બાબતમાં પ્રજાને છૂટ આપતા હતા. ઔરંગઝેબ ધર્મચુસ્ત, સુન્ની પંથનો મુસલમાન હતો અને ધર્મના પ્રચાર કરવાની આતુરતા તેને રગે રગ વ્યાપી રહી હતી. આથી તેની બધી રાજનીતિ સુન્ની મુસલમાન ધર્મનો ફેલાવો કરવા તરફ વળેલી હતી.

ઔરંગઝેબ જન્મથીજ ઝનુની મુસલમાન હતો અને તેને ધર્મચુસ્ત સાધુઓનો ઉપદેશ મળ્યો હતો, તેથી તેની ઝનુનમાં વધારો થયો હતો.

તે ન્યાયી અને ઉદ્યોગી હતો ને દરેક રાજ્યકામ જાતે કરતો હતો, છતાં તેની રાજનીતિ ઉન્માર્ગે વળી હતી, તેથી તેની શક્તિનાં માઠાં પરિણામ આવ્યાં.

શાહજહાને પોતાના પુત્રો વિષે નીચે પ્રમાણે અભિપ્રાય દર્શાવ્યો છેઃ-

"મારો મોટો પુત્ર સજ્જનોનો શત્રુ થયો છે, મુરાદબક્ષને મદ્યપાન પર પ્રેમ થયો છે, મહમદ શુજામાં સંતોષ સિવાય બીજું કંઈ સારૂં લક્ષણ નથી; તેથી ઔરંગઝેબની દૃઢતા ને બુદ્ધિબળને લીધે હિંદુસ્તાન પર રાજ્ય કરવાનું મુશ્કેલ કામ એણે માથે લેવું, એ જરૂરનું છે; પણ એના શરીરના બંધારણમાં ઘણી માંદગી ને નબળાઈ છે."

પરંતુ ઔરંગઝેબ શરીરે મંદ હતો, તોપણ તેનામાં પુષ્કળ હિંમત હતી. એક મદોન્મત હાથીએ ઘણાને નસાડ્યા હતા, તેની સામા એ માત્ર ૧૪ વર્ષની ઉમરે બહાદુરીથી લડ્યો હતો.

બાલ્યાવસ્થાથીજ એણે વહેમી સ્વભાવનાં ચિહ્ન દર્શાવ્યાં હતાં. એના મોટા ભાઈ દારા શિકોહે જમનાને કિનારે આગ્રામાં પોતાને માટે એક મહેલ બાંધ્યો હતો. શાહજહાન અને તેના બીજા પુત્રો એ મહેલ જોવા ગયા ત્યારે ઉનાળામાં વાપરવાનો છેક તટ પર બાંધેલો એક ખંડ તેમને બતાવવામાં આવ્યો. બીજા બધા એ ખંડ જોવા તેની અંદર ગયા ત્યારે

ઔરંગઝેબ તેમાં પ્રવેશ કરવાના દ્વાર આગળજ ઊભો રહ્યો. આ જોઈ શાહજહાનનો મિજાજ ગયો. તેણે તેને કહ્યું, "પ્રિય પુત્ર ! તું વિદ્વાન્ ને સાધુ જેવો છે એ હું જાણું છું; પરંતુ તારે તારો દરજ્જો સાચવવો જરૂરનો છે. 'તું તારો મરતબો સાચવશે નહિ તો તું નાસ્તિક છે' એવી એક કહેવત છે. લોકોને જવાઆવવાના બારણા આગળ તું આમ શા માટે બેઠો છે અને તારા નાના ભાઈથી પણ ઊતરતો દરજ્જો ધરાવતો હોય એમ કેમ વર્તે છે ?"

ઔરંગઝેબે જવાબ દીધો કે એનું કારણ હું આગળ સમજાવીશ; પરંતુ બાદશાહનો મિજાજ જવાથી તેણે તેને કેટલાક મહીના પોતાની પાસે આવવાની મના કરી. એ સમય પૂરો થયે તેણે મોટી શાહજાદીને કહ્યું કે દરબારના રૂઆબનો ભંગ શા માટે કર્યો તે એને પૂછી જો. શાહજાદીના પૂછવાથી ઔરંગઝેબે કહ્યું કે હું બારણા આગળ બેઠો તેનું કારણ એ હતું કે જો દારાના મનમાં આવ્યું હોત તો બારણું બંધ કરી એણે બધાંને ભોંયરામાં કેદ કર્યાં હોત. શાહજહાન આ સાંભળી ખુશ થયો.

ઔરંગઝેબના વહેમી અને સાવધ સ્વભાવનો બીજો દાખલો નીચે પ્રમાણે છેઃ—

દારાની સાથેની એક લડાઈમાં તેણે તેની છાવણીથી ચાર માઇલ દૂર છાવણી નાખી દસ દિવસ ત્યાં મુકામ કરવાનો હુકમ કર્યો; તેના સરદારોનો વિચાર કૂચ કરવાનો હતો. તેમને આ ગોઠવણ રુચી નહિ. ઔરંગઝેબના એક મિત્રે તેને આ ખબર પહોંચાડી. ઔરંગઝેબે કહ્યું, "મેં બે હેતુથી છાવણી નાખી છે. એક તો એ કે આપણે કૂચ કરીએ તો દારાની આખી ફોજ સાથે આપણે લડવું પડે; પણ આમ છાવણી નાખવાથી દારા એક ટૂકડી આપણી સામા લડવાને મોકલશે, તેને આપણે સહેલાઇથી હઠાવી શકીશું. તેણે હમેશની પોતાની રીત પ્રમાણે એક ફારસી બેત કહી કે જે માણસ પોતાનો આશ્રમ ને ઘર છોડી દૂર જાય છે તે નિરાધાર ને દુઃખી થાય છે. પાણીમાં માછલું સિંહને પણ મારી શકે છે; સૂકી જમીન પર કીડીઓ મગરનો પણ ભક્ષ કરે છે. બીજો હેતુ એ છે કે જે માણસો, ગરીબ તેમજ તવંગર, મારી સાથે છે તેમની સ્થિતિ હું જાણું છું. ખુશ

હોવા છતાં કોઈ માણસ ઢીલ કરે તો તેને અહિંથી આગળ લઈ જવો કંઈ કામનો નથી; કેમકે ભવિષ્યમાં એવી સ્થિતિથી તદ્દન હાર થાય. બહુ ઉતાવળી કૂચ કરૂં તો જે ઉમરાવોના ખરા ભાવ વિષે શક છે તેઓ બેદરકારી બતાવે અને ઢીલ કરે. મૂળ સ્થાનથી બહુ દૂર ગયા પછી આનાં દુષ્ટ પરિણામનો ઉપાય કરવો અઘરો થઈ પડે અને તે સમયે મારે તેમની બેપરવા માટે તેમનો ત્યાગ કરવો પડે કે પાછા ફરી તેમને શિક્ષા કરવી પડે. ”

---

# પાઠ પરમો

## ઔરંગઝેબઃ કેટલીક વાતો, ભાગ રજો

ઔરંગઝેબનો કુટુંબીઓ સાથેનો સંબંધ શુદ્ધ હતો. તેનું જીવન સાધુના જીવન જેવું સાદું ને નિયમિત હતું. તેને કામ કરવાનો મોહ હતો અને આરામ અને મોજશોખના જીવનને તે તિરસ્કારતો હતો.

તે દરરોજ દરબાર ભરતો અને દરેક અરજી પોતે વાંચતો અને તે પર પોતાનો ઠરાવ પોતાને હાથે લખતો, તે જોઈ યુરોપના પ્રવાસીઓ આશ્ચર્ય પામતા. તે દરેક રાજકીય કામ જાતે કરતો અને ઝીણા ઝીણા કામમાં પણ માથું મારતો. તેથી પ્રાંતના અધિકારીઓમાં સ્વાશ્રયની ટેવ કેળવાતી નહોતી. અણીને વખતે કેવી રીતે વર્તવું, તેનો વિચાર કરવાની તેમનામાં શક્તિ નહોતી.

અડગ ધૈર્ય અને શાંત પ્રકૃતિને માટે તે આખા દેશમાં પ્રસિદ્ધ હતો. ગમે તેવા ભયથી તે હિંમત હારતો નહોતો કે તેની બુદ્ધિનું તેજ ઝાખું પડતું નહોતું. કૂચ કરવામાં ગમે તેવી મુશીબત વેઠવી પડે કે ઘોડા પર ગમે તેટલો લાંબો વખત સવાર થવું પડે તો તેથી તે બીતો નહિ. રાજકીય ખટપટમાં તે કોઈથી ગાંજ્યો જાય એવો નહોતો. તલવાર અને કલમ વાપરવામાં પણ તે તેવોજ એક્કો હતો.

તેનું મન મોટું નહોતું ને હૃદય દયાળુ નહોતું. શરણે આવેલા કે પરાજય પામેલા શત્રુ તરફ જે ઔદાર્ય દર્શાવવું જોઈએ તે તેનામાં નહોતું. ખાનગી જીવનમાં જે સભ્યતા, મિલનસારીપણું, અને સૌજન્યથી મનુષ્યનું હૃદય હરી લઈ શકાય છે તેમાંનું તેનામાં કંઈ નહોતું. આથી તેનાં છોકરાં, પ્રધાનો, સરદારો, અને બીજા અધિકારીઓ, બધાં તેનાથી હમેશ બીતાં રહેતાં.

કળા, સંગીત, નૃત્ય, અને કાવ્ય તરફ તેને તિરસ્કાર હતો. તેણે પોતાનું વસિયતનામું કર્યું હતું, તેમાં લખેલી નીચેની બાબતો વાંચવા જેવી છેઃ—

" મેં જાતે ટોપીઓ સીવી છે તેના ચાર રૂપીઆ અને બે આના ઉત્પન્ન થયા છે, તે મહાલદાર ઐયા બેગ પાસે છે. તે રકમ લઈ આ નિરાશ્રય પ્રાણીના (મારા) કફન માટે વાપરજો. કુરાનની નકલ કરવાથી ઉત્પન્ન થએલી રકમમાંના ૩૦૫ રૂપીઆ મારી કોથળીમાં મારી જાતખરચી માટે મેં રાખેલા છે. મારા મરણને દિવસે એ રૂપીઆ ફકીરને વહેંચી આપવા. "

આ વચનથી બાદશાહની સાદાઈ અને શ્રદ્ધા ખુલ્લાં જણાય છે.

" તમારા પુત્રો પર કદી વિશ્વાસ રાખશો મા; તેમજ તેમની સાથે ગાઢ સંબંધથી વર્તશો મા. શાહજહાન દારા સાથે એવી રીતે વર્ત્યો ન હોત તો તેમની સ્થિતિ આવી દયાજનક થઈ ન હોત. "

આ વચન તેનો વહેમી સ્વભાવ મરણ સુધી રહ્યો એમ દર્શાવે છે.

" રાજ્યના બધા ભાગમાંથી ઝીણી ઝીણી બાબતોની પણ ખબર હમેશ મેળવતા રહેવું. એથીજ રાજ્યનો પાયો દૃઢ થાય છે. દુષ્ટ શિવાજી મારી બેદરકારીથીજ મારા કબજામાંથી છટકી ગયો અને તેનું પરિણામ મારે છેવટ સુધી વેઠવું પડયું. "

ભેદુઓ અને છૂપા જાસુસ રાજાનાં નેત્રો છે. એમ રાજનીતિમાં કહ્યું છે, તે ખરૂં છે.

જે દિવસે ઔરંગઝેબે બહાદુરશાહને કેદખાનામાંથી છોડયો, તે દિવસે તેણે તેને પોતાની પાસે બેસાડી નીચે પ્રમાણે સલાહ આપીઃ—

૧. બાદશાહે પોતાની રાજનીતિમાં અતિમૃદુ કે અતિતીવ્ર ન થવું. અત્યંત નરમાશથી તેમજ અત્યંત સખ્તાઇથી રાજ્યનો નાશ થાય છે. અત્યંત નરમાશથી પ્રજા ઉદ્ધત બને છે અને અત્યંત સખ્તાઈથી પ્રજાના હૃદયમાંથી રાજા તરફનો પ્રેમ જતો રહે છે.

આ શિખામણ ઉત્તમ છે. સંસ્કૃત કવિશિરોમણિ કાલિદાસે રઘુ રાજાની એવીજ રાજનીતિ વર્ણવી છે. પરંતુ ઔરંગઝેબના સંબંધમાં એ પારકાને ઉપદેશ દેવાની પંડિતાઈ જેવી છે. એ નિયમ પ્રમાણે તે પોતે વર્ત્યો હોત અને હિંદુઓ તરફ તેમજ શીઆ કોમના મુસલમાનો તરફ તેણે અત્યંત સખ્તાઈ ન દર્શાવી હોત તો મુગલ સત્તાની પડતી જેટલી જલદી આવી તેટલી જલદી આવત નહિ.

૨. બાદશાહે કદી આળસ ને આરામમાં લીન ન થવું; તેમજ પોતાની રાજધાનીમાં ભરાયા ન રહેવું. હમેશ રાજ્યના જુદા જુદા ભાગોમાં તેણે ફરતાં રહેવું.

૩. તમારા નોકરોને બરાબર કેળવો અને જે અધિકાર માટે જે યોગ્ય હોય તેને તે અધિકાર સોંપો. શેત્રંજી વણનારને લુહારનું કામ સોંપવું એ ખરેખરૂં મૂર્ખાઈભરેલું છે. તરુણ પુરુષનું કામ વૃદ્ધને કે વૃદ્ધનું તરુણને ન સોંપવું; કેમકે વૃદ્ધોને તરુણ પુરુષોનાં કામ કરતાં શરમ આવે છે અને તરુણ પુરુષોમાં વૃદ્ધોની પરિપકવ બુદ્ધિ હોતી નથી.

---

# પાઠ ૫૩મો

## ઔરંગઝેબઃ કેટલીક વાતો, ભાગ ૩જો

ઔરંગઝેબ બાદશાહનો છેવટનો સમય સંકટનો ભરેલો હતો. રાજ્યમાં સર્વત્ર અશાંતિ ને અવ્યવસ્થા હતાં. ત્રીસ વર્ષ થયાં તે રાજધાની છોડી દક્ષિણમાં બળવાખોર લોકોને વશ કરવા ગયો હતો. તેણે બળવા શાંત કરવા ઘણું મથન કર્યું, પણ તે નિષ્ફળ ગયું. તેના રાજ્યના છેલ્લા ભાગમાં મોટો દુકાળ પડ્યો હતો અને પછી તરતજ મરકીનો પ્રચાર થયો હતો.

અકબર સિવાય બધા મુગલ બાદશાહો કરતાં તે વધારે શક્તિમાન હતો; પરંતુ તેની શક્તિએ તેને દુષ્કૃત્યો કરવા પ્રેર્યો. શાહજહાનનો ત્રીજો પુત્ર હોવાથી તે પોતાની શક્તિ બતાવ્યા વિના રાજ્ય મેળવી શકે નહિ અને એ શક્તિ તેણે ઘણી ક્રૂર રીતે દર્શાવી. તેણે ઘોર અપરાધથી પોતાનું રાજ્યતંત્ર શરૂ કર્યું, તેને પરિણામે, દિલગીરી અને ઉદાસી સિવાય તેને બીજું શું ફળ મળે ? વૃદ્ધાવસ્થામાં મનુષ્યનું હૃદય કરેલાં પાપી કર્મો માટે તેને ડંખવાનું વલણ ધર્યા વિના રહેતું નથી. ઔરંગઝેબે પોતાના છોકરાને મરણ-સમયે લખેલા પત્રો તેની છેવટની તીવ્ર વેદના સ્પષ્ટ દર્શાવે છે.

તેના એક અમલદાર ઇરાદતખાને તેના એ પત્રો 'તારીખ'માં સંઘરી રાખ્યાં છે. પોતાનો પુત્ર આઝમ, પાછળથી બહાદુરશાહ બાદશાહ થયો, તેને પત્ર લખતાં તે નીચે પ્રમાણે પોતાના હૃદયનો ભાર ખાલી કરે છેઃ—

"ઘડપણ આવ્યું છે; નબળાઇથી હું પરવશ થયો છું; અને મારા તમામ અવયવોમાંથી શક્તિ જતી રહી છે. આ દુનિયામાં હું એક અજાણ્યો આવ્યો હતો અને તેવોજ અજાણ્યો હું આ દુનિયાનો ત્યાગ કરૂં છું. હું મારી જાતને પણ ઓળખતો નથી કે હું કોણ છું ને મારૂં શું થવાનું નિર્માણ થયું છે. અધિકારમાં જે સમય ગયો છે તેણે માત્ર શોકજ પાછળ મૂકયો છે. હું મારા રાજ્યનો રક્ષક થયો નથી. મારો કીમતી વખત એળે ગયો છે. મારા હૃદયમાં ઇશ્વરે અંતર્યામી મૂકયો છે, પણ મારી અંધ ચક્ષુને તેનો ઉત્તમ પ્રકાશ દેખાયો નહિ. જિંદગી અમર નથી; ભવિષ્યની મારી સર્વ આશા નષ્ટ થઈ છે. તાવ તો ગયો છે; પણ હાડકાં ને ચામડાં સિવાય શરીરમાં કંઈ રહ્યું નથી. લશ્કર અને મારા અનુયાયીઓ મારા જેવા ભયભીત અને નિરાધાર છે અને પારાના જેવા ચલિત છે. પોતાના સ્વામીથી તેઓ છૂટા પડે છે ત્યારે તેઓ જાણતા નથી કે માથે કોઈ સ્વામી છે કે નહિ. દુનિયામાં હું આવ્યો ત્યારે હું મારી સાથે કંઈ લાવ્યો નહોતો અને દુનિયામાંથી હું જાઉં છું ત્યારે કંઈજ લઈ જતો નથી; માત્ર મનુષ્ય તરીકેની મારી ખામી મારી સાથે લઈ જાઉં છું. મારા મોક્ષને માટે મને બહુ ભય છે અને મને શિક્ષા કરવામાં આવશે ત્યારે મારે કેવી

વેદના ખમવી પડશે તેની મને બહુ ધાસ્તી છે. ઈશ્વરની દયા ને ઉદારતા પર મને દૃઢ વિશ્વાસ છે; તોપણ મારાં કૃત્યોને લીધે થએલો ભય મને મુક્ત કરતો નથી. હું મરણ પામીશ એટલે હું દુઃખદાયક વિચારોમાંથી છૂટો થઈશ. જે બનવાનું હોય તે બનો. મેં મારૂં વહાણ ભર દરિયે ઉતાર્યું છે."

બીજા પ્રિય પુત્ર કમબખ્સને તેણે આથી પણ વધારે અસરકારક પત્ર લખ્યો છે:—

"હું અધિકારને શિખરે પહોંચ્યો છું અને ઈશ્વરની રજાથી મેં તને બોધ આપ્યો છે અને તારે માટે ઘણી મહેનત લીધી છે, તોપણ ઈશ્વરની મરજી નહોતી, તેથી તેં મારો બોધ આજ્ઞાધીન થઈ સ્વીકાર્યો નથી. હું અજાણ્યા તરીકે આ દુનિયાનો ત્યાગ કરૂં છું અને હું કેવો નજીવો છું તેનો વિચાર કરી શોક કરૂં છું, તેથી આપણને શો લાભ છે? મારાં પાપ અને દોષનાં ફળ હું મારી સાથે લઈ જાઉં છું. ઈશ્વરની ગતિ અદ્‌ભુત છે. હું અહિં એકલો આવ્યો છું અને એકલો જાઉં છું. નબળાઈથી મારી પીઠ ભાંગી ગઈ છે; મારા પગમાંથી ચાલવાની શક્તિ જતી રહી છે; શ્વાસ જતો રહ્યો છે અને પાછળ આશાનું બિંદુ પણ રહ્યું નથી. મેં અસંખ્ય અપરાધો કર્યા છે અને તેને માટે મારે કેવી શિક્ષા ખમવી પડશે તેની મને ખબર નથી. મરણની વેદના મને ઘણી જલદી સપડાવે છે. હું જાઉં છું. જે કંઈ સારૂંનરસું મેં કર્યું છે તે તારેજ માટે હતું તેનો ખોટો વિચાર લેતો ના, તેમજ તારી તરફ મેં કંઈ અપરાધ કર્યો હોય તે યાદ લાવતો ના, કે મારે તેનો હવે પછી જવાબ દેવો ન પડે. કોઈએ પોતાનો આત્મા જતો જોયો નથી, પણ હું જોઉં છું કે મારો આત્મા જાય છે."

મોતને પાસે આવતું જોઈ થોડાજ બાદશાહોએ પોતાનાં હૃદય આવી રીતે ખુલ્લાં કર્યાં છે. એથી આપણને શો બોધ મળે છે? એ બોધ મળે છે કે મોટે ભાગે મનુષ્યને મરણસમયે પોતાનાં અપકૃત્યો માટે પોતાનું હૃદય ડંખે છે. પાપી મનુષ્યને તે વખતે પોતાનાં પાપને માટે પસ્તાવો થવાનું વલણ થયા વિના રહેતું નથી. સારૂંનરસું બતવવાને ઈશ્વરે મનુષ્યના હૃદયમાં અંતર્યામી મૂક્યો છે. પરંતુ અનેક લાલચો તેને તે અંતર્યામીના બોધ પ્રમાણે વર્તતાં અટકાવે છે, તેથી છેવટે તેને હૃદયની અસહ્ય વેદના સહન કરવી પડે છે.

# પાઠ ૫૪મો

## બ્રહ્મભાટ કવિગંગ

ભાટ લોકોએ પૂર્વે ઘણી અગત્યની સેવા બજાવી છે. રાજસભાઓમાં તેમનો માનપૂર્વક સત્કાર થતો. ખરેખરૂં કહેવાની તેમને છૂટ હતી, પછી ભલે તે વાત પ્રિય હોય કે અપ્રિય હોય. તેઓ એક રાજ્યના સંદેશા અન્ય રાજ્યમાં નિર્ભયતાથી કહી શકતા ને તેમની જાત હમેશ અવધ્ય ગણાતી. રાજાઓની વંશાવળી તેઓ જાણતા અને તેને માટે તેઓ પ્રમાણભૂત ગણાતા.

અકબર બાદશાહ વિદ્યાનો શોખીન હતો. એની રાજસભામાં ઘણા વિદ્વાનોને ને કવિઓને એ ઉત્તેજન આપતો. તેવાઓમાં બીરબલ, તાનસેન, કવિગંગ, અબુફઝલ, અને ફૈઝીનાં નામ મુખ્ય છે.

ગંગ બ્રહ્મભાટ હતો ને ઇટાવામાં રહેતો હતો. ઇ. સ. ૧૫૩૯માં એ અકબરની રાજસભામાં રાજકવિ તરીકે દાખલ થયો. બીરબલ જેમ રમુજી હતો તેમ ગંગ પણ રમુજી હતો અને પોતાના ઉત્તમ કવિત્વથી એ અકબરને પ્રિય થઈ પડયો હતો. એનાં કેટલાક કવિત ઘણાં વખણાય છે. એની ખુબી એ હતી કે એ રમુજી વાતો કહેતો તેની સાથે સાચું બોલી યોગ્ય લાગે તેમ આબાદ ટકોર મારતો. તેમ કરવામાં એ કોઇની લેશ પણ પરવા રાખતો નહોતો.

એક વખત અકબર બાદશાહ એના એક કવિતથી ગુસ્સે થયા. જે પોતાને હમેશ માન આપતો તે પોતાના સત્યવક્તૃત્વ માટે ગુસ્સે થયો છે એ ખોટું, એમ ગંગને લાગ્યું; તેથી એણે નીચેનું મચેટ કવિત બનાવ્યું:—

"જહાં ગંગતરંગપ્રવાહ ચલે, તહાં કૂપકો નિર પિયો ન પિયો;
જહાંકે હદે ભગવાન બસેં, તહોં ઓરકો નામ લિયો ન લિયો;
કર્મસુજોગ સુપાત્ર મિલે, કુપાત્રકું દાન દિયો ન દિયો;
કહે કવિ ગંગ સુન શાહ અકબ્બર, ગવાંરસેં રોષ કિયો ન કિયો."

મતલબ કે હે નરેશ અકબર! જ્યાં ગંગા નદીનાં મોજાંઓનો પ્રવાહ ચાલી રહ્યો હોય ત્યાં કુવાનું પાણી પીધું તે ન પીધા બરાબર છે, તેથી વિશેષ નથી; જેના હૃદયમાં ભગવાન્ વસે છે તેણે બીજા કોઇનું નામ લેવું તે ન લીધા બરાબર છે, તેથી વિશેષ નથી. નસીબને સારે જોગે કોઈ સુપાત્ર મળે તો પછી કુપાત્રને દાન દેવું તે ન દીધા બરાબર છે, તેનું કંઈ પ્રયોજન નથી. ગંગ કવિ કહે છે કે ગમારની સાથે સ્નેહ કર્યો ને ન કર્યો, એ બરાબર છે. અર્થાત્, તું મૂર્ખ છે; તેથી મેં તારી સાથે સ્નેહ ખોટો કર્યો છે.

કવિ ગંગનું એક બીજું પણ કવિત સચોટ બનાવાએલું છે; તે જોવાથી ગંગની શૈલીનો તેમજ શક્તિનો અને કવિતો કેવાં રચાતાં તેનો સહજ ખ્યાલ આવી શકશે.

"તારાકે તેજમેં ચંદ્ર છુપે નહિ, સૂર્ય છુપે નહિ વાદળછાયા;
રાદ પડે રજપૂત છુપે નહિ, દાતા છુપે નહિ ઘેર મંગન આયા;
ચંચળ નારીકે નેન છુપે નહિ, પ્રીત છુપે નહિ પીઠ દેખાયા;
કવિ ગંગ કહે સુન શાહ અકબ્બર, કર્મ છુપે ન બિભૂત લગાયા."

મતલબ કે હે ભૂપ અકબર! તારાના તેજમાં ચંદ્ર છુપાતો નથી ને વાદળાંની છાયામાં કંઈ સૂર્ય છુપાતો નથી. રાદ પડે છે, અર્થાત્, લડાઈ થવાની તૈયારી થાય છે, ત્યારે રજપૂત વીર છુપાઈ રહેતો નથી, ને ઘેર કોઈ માગનાર આવે ત્યારે દાતા માણસ છૂપો રહેતો નથી. જે ચંચળ સ્ત્રી છે તેની આંખ કંઈ ઢાંકી રહેતી નથી, ને પીઠ બતાવ્યાથી પણ કંઈ પ્રીત છૂપી રહેતી નથી. હે રાજન્! વિભૂતિ લગાવ્યાથી કંઈ માણસનાં કર્મ છૂપાં રહેતાં નથી.

આ કવિનાં તેમજ બીજા બારોટોનાં અનેક કવિતો કર્ણપરંપરાથી હજી પણ ચાલુ છે. મોટે ભાગે તે બધાંમાં ઊંચી કવિત્વશક્તિ જોવામાં આવતી નથી; તોપણ સભાનું મન રંજન કરવામાં ને હૃદયને [illegible] આરપાર જાય તેવાં તીવ્ર ને મર્મવેધી વચન સામા માણસને કહેવા[illegible] તે કવિતો ઘણાં અસરકારક નીવડતાં હતાં.

---

# पाठ ५५मो

## आ छे पंखीओनो मेळो

चाबखा

आ छे पंखीओनो मेळो रे, भाइयो कोय भव नहि भेळो रे. टेक.
चारे दिशेथी चाली मळ्यां ने, खूब बन्यो खेलो रे;
जूजवां जूजवां ऊठी जाशे, पछे दइने दुमेलो रे. आ छे० १
नर जाणे हवे निर्भय थया ने, अवसर छे अधुरो रे;
हरि भज्या विना हाण घणी छे,डहापण शुं डो'ळो रे. आ छे० २
जन्म धर्यो हरि जाण्या विना ने, आखर उभेळो रे;
भोजो भगत कहे उवटी जाशे, पतंग रंग पीळो रे. आ छे० ३

भोजाभक्त

# પાઠ ૫૬મો

## કેવી વાણી વદશો ?

બાજૂબંધ ન શોભવે પુરુષને કે હાર મોતીતણા,
ન્હાવૂં કે નહિ ચોળવૂં, ન કુસુમો, કેશો નહી શોભિતા;
વાચા એકલિ શોભવે પુરુષને, જે સભ્યતાથી ભરી,
સર્વે ભૂષણ ક્ષીણ થાય, ન ખરે વાણીતણૂં ભૂષણ–

ભર્તૃહરિ એ રાજા, કવિ, ને મહાન્ વૈયાકરણ હતો. એવા ત્રણ ગુણ એક પુરુષમાં એકત્ર જોવા વિરલ છે. એણે નીતિશતક નામનું એક કાવ્ય બનાવ્યું છે, તેમાં એક શ્લોકમાં વાણીની મહત્તા દર્શાવી છે. તેનો અનુ-

વાદ ઉપર આપ્યો છે. કવિ કહે છે કે મનુષ્યને શું શોભાવે છે? મનુષ્યને નથી શોભાવતા બાજુબંધ કે નથી શોભાવતા ચંદ્ર જેવા ઉજળા, મોતીના હાર; નથી શોભાવતી સ્નાનથી કરેલી નિર્મળતા, કે નથી શોભાવતો સુગંધિદાર લેપ; નથી શોભાવતાં પુષ્પો કે નથી શોભાવતા ખુશબોદાર તેલ ઘાલેલા વાળ. ત્યારે મનુષ્યને શું શોભાવે છે? હરિ કહે છે કે તેને માત્ર વાણી શોભાવે છે, રે, શોભાવે છે શું? સમ્યક્ શોભાવે છે—સારી પેઠે શોભાવે છે. કેવી વાણી શોભાવે છે? સંસ્કાર પામેલી હોય છે તે. ભૂષણ શોભાવતાં નથી ને વાણી શોભાવે છે, એમ કેમ? કારણ કે ભૂષણો નક્કી ક્ષય પામે છે; પરંતુ વાણીરૂપ ભૂષણ તો અક્ષય્ય, કદી નાશ ન પામે એવું ભૂષણ છે.

કવિના આ વચનમાં સંપૂર્ણ સત્ય છે. વાણી મનુષ્યને પૂજાવે છે તેમજ વાણી તેનો તુચ્છકાર પણ કરાવે છે. મનુષ્યની પ્રથમ પરીક્ષા વાણીથી થાય છે, તેના અન્ય ગુણો સહવાસથી માલમ પડે છે; માટે મનુષ્યે શું બોલવું ને કેવી રીતે બોલવું તે સમજવું જોઈએ.

વાણી હમેશ બધાંને પ્રિય લાગે એવી ને સાચી બોલવી. સત્યપ્રિય વાણીને ભવભૂતિ નામના મહાન્ કવિએ કામદુધા કહી છે. વસિષ્ઠ ઋષિની પાસે એક ગાય હતી, તે તેના સર્વ મનોરથો સફળ કરતી. એ ગાયના પ્રતાપે વસિષ્ઠ ઋષિએ વિશ્વામિત્ર નામના રાજાનું રાજાને ઘટે એવું સંમાન કર્યું હતું. સત્યપ્રિય વાણી એવી કામદુધા છે; અર્થાત્, તે આપણા બધા મનોરથોને સફળ કરે છે. તે વેરીને વશ કરે છે, ક્રોધીનાં ક્રોધની તીક્ષ્ણ ધાર બુઠ્ઠી કરી નાખે છે, ધારેલું કામ કરાવવામાં સાધનભૂત થાય છે, અને દરિદ્રતાનો નાશ કરી પૈસો પ્રાપ્ત કરવાનાં દ્વાર ખોલે છે.

ધ્યાન રાખો કે એકલું પ્રિય બોલવાનું કહ્યું નથી. પ્રિય ને ચાટુ વચનો બોલી કેટલાક માણસો બીજાંનાં મન વશ કરી પોતાનું કામ પાર ઉતારે છે; પરંતુ એવી ખુશામત કરવી સજ્જનને ને સ્વાભિમાની પુરુષને બિલકુલ છાજતી નથી. પ્રિય લાગે એવું સાચુંજ બોલવું; જૂઠું નહિ:

વાણીમાં વિવેકની જરૂર છે. વડીલ સાથે, સરખાં સાથે, અને ઊતરતી વય, સ્થિતિ, કે દરજ્જાવાળા માણસો સાથે કેવી જુદી જુદી રીતે બોલવું, તે માણસે જાણવું જોઈએ. બધાં પ્રત્યે બોલવામાં ભેદ રાખવો પડે છે; પણ એક બાબતમાં ભેદ રાખવાની બિલકુલ જરૂર નથી. કોઈની પણ જોડે કડવું બોલવાની જરૂર નથી. હુકમ પણ પ્રિય શબ્દોમાં કરી શકાય છે; તેને માટે વજ્ર જેવી કઠોર કે સખ્ત ભાષા વાપરવાની જરૂર નથી. તેમજ જે માણસ હમેશ સાચું બોલે છે તેને પણ સાચું બોલવા માટે અપ્રિય વાણી બોલવાની જરૂર નથી.

એડ્વર્ડ ધ કન્ફેસર નામના ઇંગ્લંડના રાજા વિષે એવું કહેવાય છે કે તેને કોઈની અરજ નાકબૂલ કરવી પડતી તો તે એવા પ્રિય શબ્દોથી તે નાકબૂલ કરતો કે તે સાંભળી અરજ કરનારને બિલકુલ માઠું લાગતું નહિ. ઉલટો તે રાજી થઈને જતો. 'હા' કહી હોત ને જેટલો આનંદ તે સાંભળનારને થાત તેટલોજ આનંદ તેની 'ના'થી તેને થતો.

કેટલાક માણસોનાં હૃદય સારાં હોય છે, છતાં તેમની વાણી એવી ઠોર ને કડવી હોય છે કે તેઓ પોતાની દયા ને પરોપકારની સારી અસર તે વાણીથી નષ્ટ કરે છે. ધારો કે કોઈ ભિખારીને તમે પૈસા આપો, છતા તેના પ્રતિ એવી કઠોર વાણી વદો કે 'ચાલ્યો જા, દુષ્ટ! ભીખ માગતાં શરમાતો નથી? મહેનત કર. હાડકાં ભાંગી ગયાં છે કે પારકાંની મહેનત પર જીવે છે?' તો તમારૂં આપેલું દાન મિથ્યા જેવું છે. તમે તેની લાગણી નકામી દુખવો છો. તમને એમ લાગે કે એ દાનને પાત્ર નથી તો એને દાન ન આપો. પણ દાન આપી આ પ્રમાણે કડવો સુકન કહેવાથી કંઈ લાભ થતો નથી. શિખામણ દેવી હોય તો તેને માટે આવાં કઠોર વચન વાપરવાની જરૂર નથી. પ્રિય વચનથી લાભ થાય છે ને કઠોર વચનથી નુકસાન થાય છે, એ કદી ભૂલવું નહિ.

મહાભારતમાં ઉદ્યોગપર્વમાં વિદુરજીએ અત્રિ ઋષિ ને દેવો વચ્ચેનો એક સંવાદ ધૃતરાષ્ટ્રને વર્ણવ્યો છે, તેમાં કઠોર વાણી વિષે અત્રિ ઋષિએ દેવોને નીચે પ્રમાણે કહ્યું છે:—

કઠોર વાણી પુરુષના મર્મસ્થાનને, હાડકાંને, હૃદયને, અને પ્રાણને બાળી નાખે છે; માટે ધર્મ ઇચ્છનાર પુરુષે કઠોર વાણીનો હમેશ ત્યાગ કરવો. જે પુરુષ કઠોર વાણીથી માણસનાં મર્મસ્થાન ભેદે છે અને એ વાણીરૂપી કંટકથી પુરુષને પીડે છે, તે રૂક્ષ વાણી વદનાર અત્યંત અલક્ષ્મીનું સ્થાન થાય છે. તેના મુખમાં રહેલી કઠોર વાણીને અલક્ષ્મીજ જાણવી.

હિંદુ ધર્મશાસ્ત્રકારોએ કહ્યું છે કે સત્ય બોલવું, ને પ્રિય બોલવું, સત્ય પણ અપ્રિય બોલવું નહિ. કોઈને એમ લાગે કે આ નિયમ શી રીતે સાચવી શકાય ? સાચી વાણીમાં કોઈના દોષ બતાવ્યા હોય તો તે કોઈને વહાલી લાગતી નથી, એ ખરી વાત છે; પરંતુ એવી સ્થિતિમાં બને તેટલી સભ્ય વાણી વાપરવી અને જરૂર ન હોય કે બોલ્યા વિના ચાલે એમ હોય ત્યાં ન બોલવું.

વાણી પર અંકુશ રાખવાની જરૂર છે. મનુષ્યે વગર બોલાવે બોલવું નહિ, તેમજ જરૂર જેટલુંજ બોલવું. બધાંએ આ નિયમ ખાસ લક્ષમાં રાખવો. મિતભાષિત્વ એ મોટો ગુણ છે ને એથી તેઓ સહેલાઈથી પ્રતિષ્ઠા જાળવી શકે છે.

ઉપસંહારરૂપે કહીએ તો મનુષ્યે હમેશ સભ્યતાથી બોલવું; કદી તોછડાઈ બતાવવી નહિ. સાચું બોલવું અને તે પણ પ્રિય લાગે એવા શબ્દોમાં કહેવું; વગર બોલાવે બોલવું નહિ ને મિથ્યા બકવાદ કરવો નહિ.

---

# પાઠ ૫૭મો

## ડુંગરા દૂરથી રળીઆમણા

એક ભરવાડ દરરોજ દરિયાકિનારે ઘેટાં ચરાવવા જતો. એક દિવસ બપોરે તેણે ઘેટાં ચરવા મૂકી દીધાં. તે એક ટેકરી પર બેઠો દરિયાની ખુબી નિહાળવા લાગ્યો અને મોજાંની પરંપરામાંથી ઠંડા પવનની લહેરોનું સુખ ભોગવવા લાગ્યો.

દરિયો શાંત હતો. દેખાવ રમણીય હતો. સૂર્યના પ્રકાશથી દરિયાનાં પાણી સુંદર ચકચકતાં હતાં. મોજાં ઊંચાંનીચાં થવાથી ચળકતાં પાણી પર સ્વર્ગની અપ્સરાઓ નૃત્ય કરતી ન હોય એવું બેનમૂન ચિત્ર ભરવાડની દૃષ્ટિ આગળ ખડું થયું.

ભરવાડ દરિયાનો ચમત્કાર જોઈ આનંદની ઊર્મિમાં ડોલવા લાગ્યો. તેણે વિચાર્યું, હા, કેવો મનોહર દેખાવ છે! દરરોજ ઘેટાં ચરાવવાનું કામ કેવું નીરસ છે! દરરોજ એકનું એક કામ; નહિ નવી રીત; નહિ નવો દેખાવ. દરરોજ ગાડરાંને બેઠાં બેઠાં જોયાં કરવાં ને આળસુ બેસી રહેવું. આવા કામમાં શી લહેજત પડે! આને બદલે એક સુંદર વહાણ વસાવી દરરોજ દરિયાની સફર કરવી, નવા નવા દેશો જોવા, નવો નવો માલ વહોરવો, નવા નવા માણસોના સંબંધમાં આવવું, એ કેવું મઝેનું કામ! એથી શરીરને કેવી કસરત મળશે ને મનને કેવો ઉલ્લાસ થશે! વળી વેપાર-રોજગારથી આર્થિક લાભ પણ કેટલો બધો થશે! દ્રવ્ય સંપાદન કરવાનો, ધનિકના વર્ગમાં પ્રતિષ્ઠા પામવાનો, અને ચારે દિશાએ કીર્તિનાં ધવલ કિરણો પ્રસારવાનો આ કેવો સરળ, સુગમ, અને સંક્ષિપ્ત માર્ગ!

ભરવાડના મનમાં આવા વિચારતરંગો ઊછળવા લાગ્યા. તે ઘેર ગયો અને રાત પડી એટલે નિદ્રાને વશ થયો. સ્વપ્નમાં પણ તેનું મન એના એજ વિચારને હિંડોળે હીંચવા લાગ્યું. થોડા દિવસમાં એ વિચારો સુદૃઢ થયા અને ભરવાડે નિશ્ચય કર્યો કે મારે નાવિક થવું, દરિયાની સહેલ મારવી, અને દૂર દેશ સાથે વેપાર ખેડી શ્રીમંત થવું.

નિશ્ચય થયો કે તેણે તરતજ તેને અમલમાં મૂકવાની તૈયારી કરી. મનુષ્યનું મન કેવું અસ્થિર છે! નવું નવું જોઈ નવીનતાના મોહમાં તે કેવું ફસાય છે!

ભરવાડે ઘેટાં વેચી નાખ્યાં ને તેમાંથી જે દ્રવ્ય ઉત્પન્ન થયું તેનું એક નાનું વહાણ બંધાવ્યું. વહાણ તૈયાર થયું એટલે તેમાં તેણે દ્રાક્ષ અને બીજો સામાન ભર્યો અને વેપારને અર્થે તે દેશાંતર જવા તૈયાર થયો.

તેણે વહાણ હંકાર્યું. આરંભમાં તેને બહુ આનંદ થયો. દરિયાની ખુશનુમા હવાથી તેનું મન પ્રફુલ્લિત થયું. પણ ભર દરિયામાં વહાણ આવ્યું એટલે એકાએક હવામાં ફેરફાર થયો. દરિયામાં ભારે તોફાન થયું. ખૂબ મોટાં મોજાં ઊછળવા લાગ્યાં. વહાણ ડોલંડોલ થવા માંડ્યું. ભરવાડનું ચિત્ત આકુળવ્યાકુળ થઈ ગયું. દરિયાનું સુખ હવે તેને સમજાયું. હવે તેને ભાન થયું કે આ તો ડુંગરા દૂરથી રળીઆમણા જેવુંજ છે.

તેના મનમાં આવા વિચાર રમતા હતા એવામાં તો વહાણમાં પાણી આવવા લાગ્યું. માંહેનો સામાન તેને ફેંકી દેવો પડ્યો. આ રીતે તેણે વહાણને હલકું કર્યું તોપણ તેના મનને પૂરેપૂરી શાંતિ મળી નહિ. ભાર ઓછો થવાથી તે તરત ડૂબતું અટક્યું; પણ તોફાનના ભારે ધસારાથી તે એક ખડક સાથે અથડાયું ને ત્યાં ચોંટી ગયું. ભરવાડ મહામુશીબતે બચવા પામ્યો.

જેમ તેમ કરી તે પોતાને દેશ પાછો ફર્યો. તે નિર્ધન ને નિરાહાર થઈ ગયો અને જે ભરવાડને તેણે પોતાનાં ઘેટાં વેચ્યાં હતાં તેને ત્યાં તેને નોકર રહેવું પડ્યું. કેવી વિપરીત દશા !

પહેલાંનીજ ટેકરી પર બેસી તે પાછો ઘેટાં ચરાવવા લાગ્યો. તેણે પાછું દરિયા તરફ જોયું. આ વખત તે છેતરાયો નહિ. તેણે દરિયાને સંબોધીને કહ્યું, તારો મોહક દેખાવ હવે મને ફસાવશે નહિ. અનુભવથી હું શીખ્યો છું કે લાલચમાં લપટાવું નહિ. ડુંગરા દૂરથી રળીઆમણા દેખાય છે; પણ પાસે જઈએ છીએ ને તે પર ચાલવા માંડીએ છીએ ત્યારે તેના ભયંકર સ્વરૂપનો ખ્યાલ આવે છે.

---

# પાઠ ૫૮મો

## સાધારણ ધાતુઓ

સોનું, રૂપું, લોઢું, પિત્તળ, કલાઈ, એ બધી સાધારણ રીતે જોવામાં આવતી ધાતુ છે. એ બધા પદાર્થોને અમુક ચળકાટ હોય છે, એ બધા

પદાર્થો વજનદાર હોય છે, ને એ બધામાં ગરમી જલદી પ્રસરી જાય છે. ગંધક, ફૉસ્ફરસ, વગેરે પદાર્થોને વિષે એવું હોતું નથી. તેથી એ પદાર્થો ધાતુ નથી. સોનાનાં પાતળાં પતરાં સિવાય ધાતુમાત્ર અપારદર્શક છે.

બધી ધાતુઓ મૂળ તત્ત્વ નથી. આપણા રોજના ઉપયોગની કેટલીક ધાતુઓ મિશ્ર ધાતુ છે. પિત્તળ એ ત્રાંબું ને જસતનું મિશ્રરૂપ છે; કાંસું એ ત્રાંબું, કલાઈ, ને થોડેક અંશે જસત ને સીસું, એટલાનું મિશ્ર છે; ને જર્મન સિલ્વર ત્રાંબું ને નિકલ એ બેનું મિશ્ર છે.

ધાતુમાત્ર ખનિજ પદાર્થ છે. તે ખાણુમાંથી કાચી નીકળે છે. તેને સાફ કરી શુદ્ધ કરવામાં આવે છે. કોલસા ને લોઢાના પાઠમાં તમે ખાણોને વિષે શીખી ગયા છો. તે ઉપરાંત લોઢાને વિષે ને પારાને વિષે તમે વિશેષ હકીકત આગળ શીખી ગયા છો. આ પાઠમાં બીજી ધાતુઓ વિષે વધારે કહ્યું છે.

ત્રાંબું સાધારણ રીતે ખાણુમાંથી શુદ્ધ સ્વરૂપમાં નીકળે છે. એનો રાતો રંગ ને ચળકાટ ત્રાંબાકુંડી પર કે બીજાં ત્રાંબાનાં વાસણ પર તમે જોયો હશે. એ ધાતુને સારી રીતે ટીપી શકાય છે. એને ખેંચી કે વાળી પણ ઠીક શકાય છે; તેમ એના તાર પણ ઠીક કરી શકાય છે. આગગાડીનાં રસ્તા પાસે તમે જે તાર જુઓ છો તે ત્રાંબાના તાર હોય છે. એ તારમાં વીજળીના પ્રવાહ લઈ જવાની સારી શક્તિ હોય છે. ત્રાંબું પાણીથી સુમારે નવગણું ભારે હોય છે.

સીસું ખાણુમાંથી અશુદ્ધ સ્વરૂપમાં નીકળે છે. ખાણનો કાચો પદાર્થ સાફ કરી સીસાને જુદું પાડવું પડે છે. એનો રંગ ભુરાશ પડતો હોય છે. એ નરમ ધાતુ છે. એને ટીપી શકાય છે, તેમજ વાળી, કાપી, કે ઠોકી શકાય છે; પણ એના તાર ખેંચી શકાતા નથી. એનો ઉપયોગ ગૅસની ને પાણીની નળીઓ બનાવવામાં લેવામાં આવે છે. નળીઓમાં અસ્તર તરીકે કે બાકાં પૂરવા માટે સીસાનો રસ ઘણો ખપમાં આવે છે; કારણ કે એ ઘણી પોચી ધાતુ છે. પાણી કરતાં એનું વજન ૧૧½ગણું છે.

જસત ખાણમાંથી ગંધક કે બીજા કોઈ પદાર્થ સાથે મળેલું, અશુદ્ધ સ્વરૂપમાં નીકળે છે. એને શોધવું પડે છે. એનો રંગ ફિક્કો ભુરાશ પડતો સફેદ હોય છે. એના પર ઉપર ઉપરથીજ કાટ ચઢે છે. એ હવામાં રહે તો કાટ એની અંદર ઊતરતો નથી. ઝાંખી પડેલી જસતની વસ્તુ પર ચપ્પુથી ઘસીએ તો તેનો ચળકાટ પાછો બહાર પડશે. છાપરાં પરનાં પતરાં માટે તેમજ ગટરના કામમાં ને પાણી ભરવાનાં વાસણોમાં એનો ખૂબ ઉપયોગ થાય છે. લોખંડને જસતનું અસ્તર આપ્યાથી કાટ લાગતો નથી ને તે ખવાઈ જતું અટકે છે. જસતને પણ સીસાની પેઠે ટોકી કે વાળી શકાય છે; પણ તેના તાર કઢાતા નથી. તારને માટે તે નકામી ધાતુ છે. વજનમાં તે હલકામાં હલકી ધાતુ છે. પાણીથી તેનું વજન માત્ર સાતગણું છે. જસતની ભસ્મ ઓસડ તરીકે વપરાય છે. આંખ દુખવા આવે છે ત્યારે તેનું ભરણ આંખમાં ભરવામાં આવે છે.

વાસણને કાટ ચઢતો અટકે તે માટે તેને અંદરથી કલાઈ કરાવવામાં આવે છે. કલાઈને જલદી કાટ ચઢતો નથી. એ ચકચકિત પદાર્થ છે. એ ઝંખવાઈ હોય તો એના પર જોરથી કપડું ઘસ્યાથી ઝાંખ જતી રહે છે. એને કાગળ જેવી પાતળી ટીપી શકાય છે. એનાં એવાં પાતળાં પતરાં સાબુની ગોટીઓ કે દવાની સીસી પર જોવામાં આવે છે. એને લીધે તે પદાર્થોને હવા લાગી શકતી નથી. રંગે કલાઈ પીળચટી સફેદ હોય છે.

સફેદીમાં તદ્દન શુદ્ધ ધાતુ રૂપું છે. એ પણ ખાણમાંથી નીકળે છે ત્યારે અશુદ્ધ હોય છે. એ ઘણી પોચી ને મોંઘી ધાતુ છે. જે રૂપાનાણું ચલણમાં વપરાય છે તેમાં રૂપું એકલું હોતું નથી, પણ તેમાં કંઈક ત્રાંબાનો મેળ હોય છે. રૂપું એવી પોચી ધાતુ છે કે તેમાંથી ચમચા, ચલાણાં, રકાબી, ઘરેણાં, વગેરે જે બનાવવું હોય તે જેવા જોઈએ તેવા આકારનું બનાવી શકાય છે. તે પાણીથી સુમારે ૧૦½ગણું વજનદાર છે. તેના પાતળામાં પાતળા તાર કાઢી શકાય છે. મુખ્યત્વે, તે દક્ષિણ અમેરિકામાંથી મળી આવે છે.

ઉત્તમમાં ઉત્તમ ધાતુ સોનું છે. એ પીળા રંગની ચળકતી ધાતુ છે. પિત્તળ પણ પીળું હોય છે, પણ તે મિશ્રિત ધાતુ છે એટલુંજ નહિ, પણ તેને કાટ ચઢે છે. સોનાને કદી કાટ ચઢતો નથી. એને ટીપીને એનાં સુંદર પતરાં બનાવી શકાય છે. એક ઇંચ જેટલી ઊંચાઈમાં કલાઈનાં ૧,૦૦૦ પતરાં સમાય છે, ત્યારે રૂપાનાં ૧૦,૦૦૦ પતરાં ને સોનાનાં ૨,૮૨,૦૦૦ પતરાં સમાય છે.

સોનામાં ઘણા ગુણ છે: તે કદી પણ કાટ ખાતું નથી, તેને જેમ વાળવું હોય તેમ તે વળાય છે, તે સહેલથી ટિપાય છે. તેની ઘણી અછત છે. આ બધાં કારણોને લીધે ધનાઢ્ય લોકો તેનાં દોરા, કડાં, બંગડી, સાંકળાં, વીંટી, ઘડિયાળના અછોડા, વગેરે ઘરેણાં ને શોભિતી ચીજો બનાવરાવે છે. સોનું એટલું બધું પોચું છે કે તેની સાથે ઘણુંખરૂં ત્રાંબું મેળવીને તેના ઘાટ ઘડવામાં આવે છે; કેમકે તેમ કરવાથી ઘાટ વળે નહિ એવા થાય છે. પાણીથી સોનું ૧૯ગણું વજનદાર છે. તે મુખ્યત્વે, ઑસ્ટ્રેલિઆ ને ઉત્તર અમેરિકામાંથી મળી આવે છે. આપણા દેશમાં પણ મ્હૈસૂર, નિઝામ હૈદરાબાદ, પંજાબ, ને અન્ય સ્થળે તેની ખાણો છે.

---

# पाठ ५९मो

## दमयंतीरूपवर्णन

### राग सामेरी

दमयंती छे दोषरहीता, तेना गुणनी गाउं गीता;<br>
नारदजी वायक एम बोले, नहि उपमा तारुणीनी तोले;<br>
दमयंती छे दोष०—टेक

जोई भिमकसुतानी कटी, सिंहनी जाव वनमां घटी;<br>
हंसने पण थई चटपटी, चाल्य गौरीनी आगळ मटी. दम०

रामा अंगनी रोमावळी, वनस्पति दवे भरे छे बळी;
तेनां वस्त्र रह्यां जळहळी, देखी आभमां पेसे वीजळी. दम०

पगपानींथी हार्यो अळतो, रहे अबळाने पगे लळतो;
नेपुरनो नाद सांभळतो, रहे गांधर्वनो साथ बळतो. दम०

वरणथी चंपक नव भजियो, माटे मधुकरे तेने तजियो;
एवुं रूप ब्रह्माए सर्जियुं, बीजुं कोई नथी नीपजियुं. दम०

हवे सणगार वखाणुं सोळ, मंजन, चीर, हार, तंबोळ;
उठे सुगंधना कल्लोळ, अंगे अरगजाना रोळ. दम०

शीशफुल, रत्नराखडी, शोभे भमरमां चुनी जडी;
गोफणो रह्यो अंगशुं अडी, कटिमेखळा शुं पडे वढी. दम०

वाये ओढणी रहि छे उडी, खळके कंकण ने कर चुडी;
रूपे रति तो संभ्रमे बुडी, एवी कोई मळे नहि रूडी. दम०

वाजे नेपुरकेरो झणको, अंगुठे अणवटनो ठणको;
अंगुळिये वींछवानो रणको, बोले मधुर झांझरिनो झणको. दम०

जेणे दमयंती नव जोई, तेणे उमर एळे खोई;
जाणे काया कनकनी लोई, एवी जगमां बीजी न कोई. दम०

जेम नदीमां भागीरथी, तेम शामामां सर्वथी;
त्रण लोकमां जोडी नथी, जाणे सागरथी काढी मथी. दम०

इंद्रादिक परणवा फरे, महेला मनमां नव धरे;
अश्वनीकुमार आगळ पळे, ते न आवे आंख्यज तळे. दम०

ज्यारथी ए पुतळुं अवतरियुं, नारीमात्रनुं मान उतरियुं;
दम्युं जगत स्वरूप उदे करियुं, माटे दमयंती नाम धरियुं. दम०
जोगी थई तज्युं हशे समस्त, तीर्थ नाह्यो हशे समस्त;
गाळ्यां हशे हीमाळे अस्त, ते ग्रहशे दमयंतीनो हस्त. दम०

प्रेमानंद

---

# પાઠ ૬૦મો

## હિંમત ને સમયસૂચકતા

જીવનમાં ભયના પ્રસંગે આવી ચઢે છે, તે વખતે હિંમત રાખવી જરૂરની છે. ભયને શોધતા જવું એ મૂર્ખાઈ છે; પણ ભય આવે ને ત્રાસી જવું, એ સ્ત્રીને છાજે, પુરુષને નહિ. પુરુષે બીક રાખ્યા વિના યથાશક્તિ તેની સામા બાથ ભીડવી એ તેનો ધર્મ છે.

હિંમતને માટે શારીરિક બળની જરૂર છે- પરંતુ ઓછા બળવાળા પણ હિંમત રાખી શકે છે. મનુષ્યે પોતાનું મનોબળ કેળવવું જોઈએ. જેમનામાં મનોબળ છે, તેઓ ભયથી લવમાત્ર બીતા નથી. હિંમત એ એક પ્રકારનું મનોબળ છે.

ફ્રાન્સના રાજા ૧૬મા લુઇને ફાંસીની સજા થઈ હતી. તેને ફાંસી દેતી વખત તેણે આવા શબ્દો ઉચ્ચાર્યા હતા—' શું હું બીઉં છું ? મારી નાડી તપાસો.' મરણસમય સમીપ હતો, તોપણ તેની નાડી લગાર પણ ઉતાવળી ચાલતી નહોતી.

નેલ્સન નામના વીર નૌકાધિપતિએ એક પ્રસંગે કહ્યું હતું કે 'બીક! બીક તો હું જાણતોજ નથી. બીક શું છે ?'

રજપૂત સ્ત્રીઓ કેવી બહાદુર હતી ! પોતાનું શિયળ સાચવવા તેઓ પોતાની પાસે કટારી રાખતી અને જરૂર પડે તે પોતાની છાતીમાં ખોસી પ્રાણ તજતાં બીતી નહોતી.

નબળા શરીરવાળા પુરુષો પણ મનોબળથી હિંમત રાખી શકે છે. ફ્રાન્સના એક સરદારને વિષે એવું કહેવાય છે કે એક પ્રસંગે લડાઇમાં જતાં તેને પોતાનું શરીર કંપતું માલમ પડ્યું. તેણે પોતાના મન પર કાબુ મેળવ્યો ને શરીરને કહ્યું, 'તારે હમણાં લડવા જવું છે તે તું જાણતું નથી કંપે છે કેમ ?' નિશ્ચય, દૃઢ નિશ્ચયથી મનુષ્ય શું નથી કરી શકતો ?

આ શારીરિક હિંમતની વાત કહી. લોકમતની લેશમાત્ર દરકાર કર્યા વગર, પોતાને જે ખરૂં લાગે તેને નીડરતાથી વળગી રહેવું ને માણસે પોતાનો મત પ્રસિદ્ધ કરવો એ માનસિક હિંમત છે. એ શારીરિક હિંમતથી ઊંચા પ્રકારની છે. લોકોમાં પોતાની હાંસી થશે અથવા પોતાને આર્થિક કે બીજું નુકસાન થશે એવા ભયથી કેટલાકમાં પોતાનો સિદ્ધાંત જાહેર કરવાની હિંમત હોતી નથી. કેટલાક એમ જાણે છે કે જૂઠું બોલવું એ ખોટું છે, છતાં તેમનામાં સાચું બોલવાની હિંમત હોતી નથી. પોતાનો જે સિદ્ધાંત બંધાયો હોય તેને દૃઢતાથી વળગી રહેવું અને સ્વાર્થની કે લોકમતની દરકાર કર્યા વગર તે પ્રસિદ્ધ કરવો એ ઊંચી કોટિની હિંમત છે.

પોતાની ભૂલ કબૂલ કરવી એ પણ માનસિક હિંમત છે ને એ પ્રશસાપાત્ર છે. ઘણા માણસો પોતાની ભૂલ સમજે છે, પરંતુ જાહેરમાં તે કબૂલ કરવાની તેમનામાં હિંમત હોતી નથી. તેઓ એમ સમજતા જણાય છે કે એથી આપણી પ્રતિષ્ઠાને હાનિ થશે. આ તેમની મોટી ભૂલ છે. ભૂલ કબૂલ કરનારા પુરુષો પ્રતિ જનમંડળ સંમાનની નજરે જુએ છે મનુષ્યમાત્રને ભૂલ કરવાનો સંભવ છે. ભૂલ કરી જે પુરુષ તે કબૂલે છે ને સુધારવાનો પ્રયત્ન કરે છે તે સર્વથા પૂજ્ય છે. તેનું હૃદય સરળ ને નિરભિમાની છે અને તે માટે તે ચારે તરફથી પ્રશસા પામે છે.

સોળમા સૈકામાં યુરોપમાં ખ્રિસ્તિ લોકોના ધર્મગુરુ, જે પોપ કહેવાય છે ને ઇટલિમાં રહે છે, તેમનો ઉપદેશ કેટલાક ખ્રિસ્તિઓને રુચતો નહોતો.

તે સમયના પોપે ક્ષમાપત્ર કાઢ્યાં હતાં. એ પત્ર જેઓ ખરીદે તેઓ પાપમાંથી મુક્ત થાય એવો ઉપદેશ તેમણે કર્યો હતો. આથી જર્મનિમાં એક ખ્રિસ્તિમંડળ પોપની વિરુદ્ધ ઊભું થયું હતું, તેનો નાયક માર્ટિન લ્યૂથર હતો. ક્ષમાપત્ર વેચાતું લેવાથી પાપમાંથી મુક્ત થવાશે નહિ, એવો તેણે ઉપદેશ કર્યો. આ પરથી પોપે તેને ખ્રિસ્તિમંડળમાંથી બહિષ્કાર કરવાની આજ્ઞાપત્રિકા પ્રસિદ્ધ કરી. લ્યૂથરે તે પત્રિકા જાહેર રીતે બાળી નાખી. તેને ખાતરી હતી કે પોપના ઉપદેશને બાઇબલનું(ધર્મપુસ્તકનું) પ્રમાણ નથી; તેથી તેણે પોપ જેવા ધુરંધર ધર્માચાર્યની સામા થવાની હિંમત દર્શાવી. મારે બહુ સંકટ વેઠવું પડશે એમ તે જાણતો હતો, પણ તેની તેણે ભીતિ રાખી નહિ. આ ઊંચી પ્રતિની માનસિક હિંમતનો દૃષ્ટાંત છે.

કોઈ વખત અણધાર્યાં જોખમ આવી પડે છે, તે વખતે તાત્કાલિક ઉપાય લેવાની જરૂર પડે છે. એવી વખત ધૈર્ય રાખવું ને ઘટે એવા ચાંપતા ઉપાય લેવા તે સમયસૂચકતા. એક વખતે એક માણસ એકાએક સળગી ઊઠ્યો હતો, તેના પર પાસેના માણસે ગોદડું વિટાળી દીધું. આથી અગ્નિને હવા ન મળવાથી તે ઘેર ગયો. એક વાર એક ઘર સળગ્યું ને તમાં ધુમાડો ભરાઈ ગયો. ઊભા થઈ નાસવા જતાં ધુમાડાથી ગુંગળાઈ જવાશે એમ ધારી તેમાં સપડાઈ ગએલા માણસને એક જણે સૂતાં સૂતાં પેટ ઘસડી બહાર નિકળવાનું સૂચવ્યું. એમ કરવાથી તે ધુમાડાથી ઓછો ગુંગળાયો અને તેનો જીવ બચ્યો; કેમકે ધુમાડો હમેશ ઊંચો જાય છે. આવે આકસ્મિક, જોખમને સમયે મનુષ્યને ઘટિત ઉપાય સૂઝવા એજ સમયસૂચકતા.



# પાઠ ૬૧મો

## સર આઇઝૅક ન્યૂટનઃ વૈજ્ઞાનિક શોધ, ભાગ ૧લો



આ મહાન્ અંગ્રેજી વૈજ્ઞાનિક અને ખગોળવેત્તા, ગુરુત્વાકર્ષણના નિયમનો શોધક લિંકન પરગણાના એક ખેડુતનો પુત્ર હતો. તે ઇ. સ. ૧૬૪૨માં જન્મ્યો હતો. તેના પિતાનું મરણ થવાથી તેને કેળવવાનું કામ તેની માતાને શિર પડ્યું. બાર વર્ષની ઉમરે તેને નિશાળે મૂકવામાં આવ્યો.

તે નિશાળમાં ઘણો ઠોઠ હતો. વર્ગમાં તે લગભગ છેલ્લો રહેતો હતો. તેના ઉપલા નંબરના શિષ્યે તેને લાત મારી. તે ઉપરથી તેણે તેને લડવાને આહ્વાન કર્યું અને લડાઇમાં હરાવ્યો. પછી તેણે અભ્યાસ પર લક્ષ આપવા માંડ્યું અને માત્ર પોતાના હરીફની ઉપર ચઢ્યો, એટલુંજ નહિ, પણ વર્ગમાં સહુથી ઉપર નંબર રાખતો થયો.

તેને યાંત્રિક નમુનાઓ અને છાયાયંત્ર બનાવવામાં ઘણો રસ પડતો હતો.

ચૌદ વર્ષની ઉમરે તેની માએ તેને નિશાળેથી ઉઠાડી ખેતરમાં કામ કરવા મોકલ્યો. તેનો વિચાર તેને ખેડુત બનાવવાનો હતો. તે એમ ધારતી

હતી કે ખેતરમાં કામે લાગવાથી તે પુસ્તકો ઊંચાં મૂકશે અને અભ્યાસ કરવાની તેને ટેવ પડી હતી તે ટેવ છોડી દેશે. તેને એક જૂના નોકરની સાથે ખેતરની પેદાશ વેચવા પાસેના કસ્બામાં મોકલવામાં આવ્યો. ખેતરની પેદાશ વેચવાનું કામ તેણે પોતાના સોબતીને સોંપ્યું અને પોતે જૂનાં પુસ્તકો એકઠાં કરવામાં રોકાયો. એક દિવસ તેના કાકાએ તેને ખેતરના કામમાં ધ્યાન આપવાને બદલે એક ઝાડીની આસપાસ અત્યંત ગૂઢ અને કઠિન ગણિતનું પુસ્તક વાંચતો દીઠો. આ વાત તેણે તેની માને કહી. તેની માએ ધાર્યું કે ખેતરના કામમાં એ લક્ષ આપવાનો નથી; તેથી તેણે તેને ૧૭ વર્ષની ઉમરે કેંબ્રિજના વિશ્વવિદ્યાલયમાં મૂક્યો. આહિ આઇઝૅક બૅરો નામના વિદ્વાન્ ગુરુના શિક્ષણથી તેને ઘણો લાભ થયો. ઇ. સ. ૧૬૬૪માં ને ૧૬૬૫માં ગણિતશાસ્ત્ર પાછળના પરિશ્રમથી તે માંદો પડ્યો અને એક ધૂમકેતુનું અવલોકન કરતાં રાત્રે તે જાગ્યો તેથી તેની માંદગીમાં વધારો થયો. ૨૭ વર્ષની ઉમરે તે કેંબ્રિજમાં ગણિતશાસ્ત્રનો અધ્યાપક (પ્રોફેસર) નિમાયો.

ઈ. સ. ૧૬૬૬માં તેણે ગુરુત્વાકર્ષણ વિષે સંશોધન કરવા માંડ્યું. એવી વાત પ્રચલિત છે કે એ સાલમાં જ્યારે તે પોતાના બાગમાં બેઠો હતો ત્યારે તેણે એક ફળ ઝાડ પરથી જમીન પર પડતું દીઠું. તે પરથી તેણે વિચાર કીધો કે જે ગુરુત્વાકર્ષણનો નિયમ પૃથ્વી પર જોવામાં આવે છે અને જે નિયમને અનુસારે આ ફળ પૃથ્વી પર આકર્ષાયું તે નિયમ આકાશના જ્યોતિઓને લાગુ પડે છે કે નહિ. શું એજ નિયમથી ચંદ્ર પૃથ્વીની આસપાસ ફરવા આકર્ષાતો નથી? શું એજ નિયમથી પૃથ્વી અને બીજા ગ્રહો સૂર્યની આસપાસ લંબદીર્ઘ વર્તુલના આકારના પરિક્રમણ-માર્ગમાં ફરવા આકર્ષાતા નથી? એ નિયમ ન પ્રવર્તતો હોય તો બધા પદાર્થો અવકાશમાં સીધી લીટીમાં દોડ્યાજ જાય. ગતિનો નિયમ છે કે પદાર્થને એક વાર ગતિમાં મૂક્યો કે તે સીધી લીટીમાં ચાલ્યોજ જશે. જ્યાંસુધી તેની ગતિને કંઈ પ્રતિરોધ નહિ નડે ત્યાંસુધી તે ગતિ સતત અવિચ્છિન્ન ચાલી જશે. તેણે વીસ વર્ષ સુધી ગણિતના ગૂઢ વિષયમાં

પરિશ્રમ લીધો અને પછી તે એમ સિદ્ધ કરવા શક્તિમાન્ થયો કે જે ગુરુત્વાકર્ષક બળથી ફળ પૃથ્વી તરફ ખેંચાય છે તેજ ગુરુત્વાકર્ષક બળ ચંદ્રને પૃથ્વીની આસપાસના પરિક્રમણમાર્ગમાં પ્રવર્તાવે છે અને તેજ બળને લીધે પૃથ્વી અને બીજા ગ્રહો સૂર્યની આસપાસ ફરે છે પૃથ્વી ચંદ્રને આકર્ષે છે અને ચંદ્ર પૃથ્વીને આકર્ષે છે; પણ ચંદ્ર કરતાં પૃથ્વી એટલી બધી મોટી છે કે ચંદ્રને પૃથ્વીની આસપાસ ફરવું પડે છે. એજ પ્રમાણે સૂર્ય પૃથ્વીને આકર્ષે છે અને પૃથ્વી સૂર્યને; પણ સૂર્ય પૃથ્વી કરતાં ઘણોજ મોટો છે, તેથી પૃથ્વીને તેની આસપાસ ફરવા આકર્ષાવવું પડે છે.

થોડાં વર્ષ તેને આ નિયમ લાગુ પાડવામાં કેટલાક સંશય પડ્યા, તે તેણે ખંતથી અને ધૈર્યથી પરિશ્રમ લઈ દૂર કર્યા. આખરે, તેણે ઇ. સ. ૧૬૮૭માં પોતાની મોટી શોધો 'પ્રિન્સિપિઆ' નામના ગ્રંથમાં પ્રસિદ્ધ કરી. એ પુસ્તકમાં તેણે મોટો નિયમ જાહેર કર્યો કે સૃષ્ટિમાં દરેક પદાર્થનું દરેક બિંદુ બીજાં બધાં બિંદુને આકર્ષે છે. આ શોધનો લોકોમાં એકદમ સત્કાર થયો નહિ. બીજી બધી શોધોની પેઠે તે જમાનામાં તેની સામા ઉપદેશકવર્ગે વિરોધ દર્શાવ્યો. ઘણો લાંબો સમય વીત્યા પછીજ તેનું શિક્ષણ વિશ્વવિદ્યાલયોમાં આપવાનું શરૂ થયું અને છેવટે તે નિયમનો સ્વીકાર થયો અને તેનો વિજય થયો.

તેની પાસે આ પુસ્તક છપાવવાના પૈસા નહોતા. તેના મિત્ર હૅલીની મદદથી તેણે એ પ્રસિદ્ધ કર્યું.

---

# પાઠ ૬૨મો

## સર આઇઝૅક ન્યૂટનઃ વૈજ્ઞાનિક શોધ, ભાગ ૨જો

પ્રકાશ વિષે પણ ન્યૂટને શોધ કરી હતી. તેણે સિદ્ધ કર્યું કે ધોળો રંગ સાત રંગનો બનેલો છેઃ— લાલ, પીળો, નારંગી, લીલો, આસમાની, ગળીનો રંગ, અને ભાગ્યા જાંબુનો રંગ.

'પ્રિન્સિપિઆ' પ્રસિદ્ધ કર્યા પછી તેણે રસાયણશાસ્ત્રને લગતું સંશોધન કરવા માંડયું. પરંતુ એ દિશા તરફનો તેનો બધો પરિશ્રમ એક અકસ્માતથી ધૂળ મળ્યો. એક દિવસ સવારે ટેબલ પર એ સંશોધનને લગતા બધા કાગળ મૂકી અને સળગતી મીણબત્તી સાથે પાછલી રાત્રે તેણે કામ કરવા માંડયું હતું તે મીણબત્તી એમની એમ સળગતી ટેબલ પર રહેવા દઈ તે દેવલમાં ગયો. તેની ગેરહાજરીમાં 'ડાયમંડ' નામના તેના કુતરાએ તે મીણબત્તી ઊંધી વાળી. આથી ટેબલ પરના તેના બધા કાગળીઆ બળી ગયા. તે દેવલથી પાછો આવ્યો ત્યારે તેણે આ જોયું. તે લાગણીના આવેશમાં પણ શાંત પ્રકૃતિ રાખી બોલી ઊઠયો, 'અરે, ડાયમંડ, તેં કેવું ભારે નુકસાન કર્યું છે તેની તને બિલકુલ ખબર નથી.' તેણે કુતરાને માર્યો નહિ કે ક્રોધનો ઊભરો પ્રચંડ શબ્દોમાં ખાલી કર્યો નહિ. પરંતુ આ અકસ્માતથી તેની તંદુરસ્તી પર ભારે અસર થઈ. તે વખત તેની ઉમર માત્ર ૫૦ વર્ષની હતી અને તે ૮૫ વર્ષ જીવ્યો, તોપણ આ અકસ્માત્ થયા પછી તેણે કોઈ પણ મોટી શોધ કરી નથી.

ન્યૂટન મોટો જ્ઞાની હતો, તોપણ વિનયશીલ હતો. તે કદી ફુલાતો નહિ. પ્રાચીન સંશોધકો તરફનું પોતાનું ઋણ તે હમેશ સ્વીકારતો. તેણે એક પ્રસંગે કહ્યું હતું કે બીજા મનુષ્યો કરતાં હું કંઈ પણ વધારે કરી શક્યો હોઉં તો તેનું કારણ પ્રાચીન બુદ્ધિશાલી મહાત્માઓની શોધનું બળજ છે. હું માત્ર દરિયાકિનારે કાંકરા એકઠા કરતા બાળક જેવો છું એવું તેણે વૃદ્ધાવસ્થામાં ઉચ્ચારેલું વચન તેની નમ્રતા જગજાહેર કરે છે. ધન્ય છે એ મહાપુરુષને! 'વિદ્યા વિનયથી શોભે છે' એ વચન એણે સત્ય કરી દર્શાવ્યું છે.

મોટા માણસની મોટાઈ તેમની નમ્રતામાંજ રહેલી છે. ફળની સંપત્તિથી જેમ વૃક્ષ નીચાં નમે છે, તેમ જ્ઞાનસંપત્તિથી વિદ્વાનો વિશેષ નમ્ર થાય છે. કવિકુલગુરુ કાલિદાસે દુષ્યંત રાજાના મુખમાં એવાજ વિચારના શબ્દ મૂક્યા છે. ઇંદ્રના શત્રુ દાનવોને જીતી દુષ્યંતે સ્વર્ગને નિષ્કંટક બનવ્યું ને ઇંદ્રે તેની સ્તુતિ કરી ત્યારે તેણે શું કહ્યું?

'સાધે ગભીર પણ કારજ સેવકો જે
સંભાવનાગુણજ તે બહુ ઈશ્વરોનો.'

મોટાં મોટાં કામ સેવકો પાર પાડે છે તે કંઈ સેવકોનું પરાક્રમ નથી; તે તો તેમના શેઠોનેજ ગૌરવગુણ છે-પ્રભુનીજ પ્રતિષ્ઠાનો ગુણ છે. ભર્તૃહરિએ પણ જે પદ્યમાં રાજાની તુલના વિદ્વાન્ સાથે કરી છે તેમાં વિદ્વાન્‌ની નમ્રતા કેવી ઉત્તમ રીતે વર્ણવી છે? હરિ રાજાને ઉદ્દેશીને કહે છે કે

'તું રાજા ગુરુબુદ્ધિના મદ થકી મોટા અમે તો ખરે.'

તું રાજપદથી મોટો છે, તો અમે પણ મોટા છીએ. શાથી મોટા છીએ? અમારી બુદ્ધિથી નહિ, પણ અમે સેવેલા ગુરુની બુદ્ધિના અભિમાનથી અમે મોટા છીએ. અમારી બુદ્ધિનું અમને અભિમાન નથી, પણ અમારા ગુરુની બુદ્ધિનું અભિમાન છે. આ નમ્રતા તેજ વિદ્યાનું ખરૂં ભૂષણ.

ન્યૂટન ઘણો ધર્મિષ્ઠ હતો. 'બાઇબલ' તેનું અતિપ્રિય ધર્મપુસ્તક હતું. તેનો મિત્ર હૅલી ધર્મના વિષયમાં સંશયશીલ હતો. એક વખત તેણે તેને કહ્યું, 'ડૉ. હૅલી, જ્યારે તમે ખગોળ પર કે ગણિતશાસ્ત્રના બીજા વિષય પર વાત કરો છો ત્યારે તમને સાંભળવાની મને બહુ ખુશી થાય છે; કારણ કે એ વિષયોનો તમે સારો અભ્યાસ કર્યો છે અને એ તમે સારા સમજો છો; પણ તમારે ખ્રિસ્તિ ધર્મ વિષે વાત ન કરવી; કેમકે એ વિષયનો તમે અભ્યાસ કર્યો નથી. મેં એ વિષે અભ્યાસ કર્યો છે ને હું જાણું છું કે તમને એ બાબતનું કંઈ જ્ઞાન નથી.'

તે ઘણોજ બુદ્ધિશાલી હતો; પણ જ્યારે તેને એવું પૂછવામાં આવતું કે તમે આવી અદ્‌ભુત શોધ શી રીતે કરી ત્યારે તે હમેશ વિનયપૂર્વક એમ કહેતો કે 'હમેશ એ વિષે વિચાર કરવાથી.' એક વખત તેણે પોતાની અભ્યાસપદ્ધતિ વિષે આ પ્રમાણે કહ્યું હતું. 'હું મારો વિષય હમેશ મારી નજર આગળ રાખું છું અને તે વિષે ધીમો ધીમો ઝાંખો પ્રકાશ વધીને પૂર્ણ પ્રકાશ થાય ત્યાંસુધી હું વાટ જોઉં છું.' ડૉ. બેન્ટલિને

તેણે કહ્યું કે 'મેં જે કોઈ પણ જાહેર સેવા કરી હોય તો તે માત્ર ઉદ્યોગ અને સતત મનન કરવાથીજ છે.'

તે ઘણોજ ઉદ્યોગી હતો. તેણે 'ક્રૉનૉલૉજિ' નામનું પુસ્તક પંદર વાર લખ્યું ત્યારે તે તેનાથી સંતુષ્ટ થયો. જ્યાંસુધી પોતાનું મન રાજી થાય નહિ ત્યાંસુધી તે તે કામ થયું સમજતો નહિ.

# પાઠ ૬૩મો

## ગરીબમાંથી ગબ્બર ભાગ ૧લો

જ્યારે કોઈ માણુસ ગબ્બર થાય છે ત્યારે દુનિયા આશ્ચર્ય પામે છે કે કેવી રીતે આ આમ બન્યું! કેટલીક વાર આપણને એવા દાખલા મળી આવે છે કે તેમાં આવો ફેરફાર ઉદ્યોગનું ફળ દેખાય છે. અલબત્ત, નસીબને યોગે પણ મનુષ્યની દશામાં અદ્‌ભુત પરિવર્તન થાય છે; નથી થતું એમ નહિ. પરતુ તે મનુષ્યના હાથની વાત નથી. તેવા દાખલાથી આપણને પ્રોત્સાહન મળતું નથી. પણ ઉદ્યોગને



પ્રભાવે જેમની સ્થિતિમાં ફેરફાર થયો હોય છે તેમના જીવનમાંથી આપણને ઘણું શીખવાનું મળી આવે છે. એવું જીવન આપણને આશાનો, નીતિનો, ને સત્પ્રવૃત્તિનો શાંત પાઠ પૂરો પાડે છે.

બેન્જામિન ફ્રૅંક્લિન એ નામનો એક અમેરિકન રાજનીતિજ્ઞ અને અને વૈજ્ઞાનિક હતો. એનું જીવન ગરીબમાંથી ગબ્બર થનાર, અથમ

સ્થિતિમાંથી ઉત્તમ સ્થિતિ સુધી પહોંચનાર, મહાન્ પુરુષના જીવનનો દાખલો પૂરો પાડે છે. એ પોતેજ નીચે પ્રમાણે કહે છેઃ—

"તમે દ્રવ્ય પ્રાપ્ત કરવાનો માર્ગ શોધતા હો તો તે બજારે જવાના રસ્તા જેવો ખુલ્લો છે. તે માત્ર બે શબ્દ પર આધાર રાખે છે; **ઉદ્યોગ ને કરકસર**. અર્થાત્, વખત અને પૈસો, બેમાંથી એકેનો દુર્વ્યય ન કરો; બંનેનો યથાર્થ ઉપયોગ કરો. ઉદ્યોગ અને કરકસર વિના કશુંજ કામમાં નહિ આવે ને એ બેની મદદથી બધુંજ કામમાં આવશે. કોઈ પણ યુવકને ઉન્નતિને માર્ગે લઈ જવામાં વ્યવહારમાત્રમાં ઉદ્યોગ અને કરકસરથી ઊતરતા, નિયમિતપણું ને ન્યાય, એ બે સદ્‌ગુણ કામના છે. ઉદ્યોગ એ સારૂં નસીબ ઉત્પન્ન કરનાર તત્ત્વ છે. ઈશ્વર ઉદ્યોગીને બધું બક્ષે છે. આજનો દિવસ તમારા હાથમાં છે ત્યાંસુધી કામ કરી લો; કેમકે આવતી કાલે તમને કેટલાં વિઘ્ન નડશે તેની તમને ખબર નથી. તમે નોકર હોત ને તમારો ભલો શેઠ તમને નવરા બેઠા પકડત તો શું તમારે શરમાવું ન પડત? તો પછી જ્યારે તમે તમારી જાતના શેઠ છો ત્યારે તમારી જાતને આળસુ રહેતી પકડો તો શરમાઓ."

બેન્જામિન ફ્રૅંકલિન ( ઇ. સ. ૧૭૦૬–૧૭૯૦ ) ઉત્તર અમેરિકામાં બોસ્ટન નગરમાં જન્મ્યો હતો. તેનો પિતા ગરીબ હતો, તેથી તેણે તેને છેક નાનો હતો ત્યારે નિશાળેથી ઉઠાડી લઈ મીણબત્તી બનાવવાના ને સાબુ ઉકાળવાના કામમાં પોતાનો મદદનીશ બનાવ્યો હતો. પછી તેને એક છાપખાનામાં પુસ્તકો મુદ્રાંકિત કરવાને કામે લગાડ્યો. તે વખત તેને વાંચવાનો શોખ થયો હતો અને તેનું મન સાધારણ કાવ્યો બનાવવા તરફ લલચાયું હતું. પણ ધન્ય છે તેના પિતાને! તેણે તેની આ વૃત્તિ દબાવી દીધી ને ત્યાર પછી તે ગદ્ય લખવા તરફ વળ્યો. તે જે કંઈ નાણું પોતાની કમાઈમાંથી બચાવતો તે બધું પુસ્તકો ખરીદવામાં વાપરતો. તે બહુજ કરકસરથી રહેતો ને પોતાનો વખત બિલકુલ નકામો ગાળતો નહિ.

સત્તર વર્ષની વયે બેન્જામિન ઉત્તર અમેરિકાના ફિલાડેલ્ફિઆ નગરમાં કિમર નામના છાપખાનાના માલિક સાથે કામે જોડાયો. તેની લેખિનીએ તેને

ધીમે ધીમે પ્રકાશમાં આણવા માંડયો. તે વર્તમાનપત્રોમાં ને માસિકોમાં સારા લેખો લખતો થયો હતો. એક વખત એવું બન્યું કે તેના એક લેખથી ફિલાડેલ્ફિઆનો સુબો તેના પર એટલો બધો પ્રસન્ન થયો કે તેના શેઠને કારખાને તે તેને સામો શોધતો ગયો. ત્યાં જઈ તેણે તેને પોતાને મુકામે મળવા આમંત્રણ કર્યું. સુબાએ તેને નવું છાપખાનું કાઢવા કહ્યું અને તેને માટે સર્વ રીતની કુશળતા મેળવવા તેને ઇંગ્લંડ જવા સૂચવ્યું; એટલુંજ નહિ, પણ એ કામમાં તેને પૈસાની મદદ આપવા વચન આપ્યું. આ આશા પર આધાર રાખી તે ઇંગ્લંડ ગયો; પરંતુ તેની આર્થિક સહાયતા મેળવવાની આશા સફળ થઈ નહિ.

બેન્જામિન ઇંગ્લંડ ગયો. તેણે લંડનમાં જુદાં જુદાં છાપખાનાંમાં કામ કર્યું ને પેટર્નનાં મેળવવા ઉપરાંત જરૂરનું જ્ઞાન મેળવ્યું. તેની સાથેના બીજા કામ કરનારાઓ અઠવાડીએ પાંચછ શિલિંગ દારૂ પીવામાં ખરચી નાખતા ને મગજની પણ ખરાબી કરતા ત્યારે તેણે તેવું કશું ન કરતાં નાણાં બચાવ્યાં ને શારીરિક ને માનસિક શક્તિઓનું રક્ષણ કર્યું. દોઢેક વર્ષને અંતે તેના એક મિત્રે તેને કહ્યું, ચાલ, આપણે અમેરિકા જઈને વેપાર કરીએ. આ વખતે તેની ઉમર વીસ વર્ષની હતી પ્રાપ્ત કરેલા વિશેષ જ્ઞાન સાથે તે અમેરિકા ગયો અને ફિલાડેલ્ફિઆમાં જઈને પોતાના જૂના શેઠ કિમરને ત્યાં મોટે પગારે નોકરીએ રહ્યો.

હવે ફ્રૅંકિલન ઘણોજ ઉદ્યોગી થયો હતો. તેના પ્રામાણિક, નિયમિત, અને ઉદ્યોગી સ્વભાવને લીધે તેના પરિચિત માણસોને કંઈ છાપવાનું કામ હોય તો તેઓ તે કામ તેને સોંપતા. થોડા સમય પછી તેણે સ્વતંત્ર ધંધો શરૂ કર્યો અને એક વર્તમાનપત્ર કાઢવા માંડ્યું. તે તેણે એવી કુનેહ ને ડહાપણથી ચલાવ્યું કે તેના ગ્રાહકની સંખ્યા ઘણી મોટી થવા પામી ને તેને ઘણો લાભ થયો. હવે તે ગરીબાઈમાંથી છૂટ્યો હતો ને તેણે દ્રવ્ય ભેગું કર્યું હતું. પરંતુ તેથી છકી ન જતાં તેણે પોતાની અસલી સાદાઈ કાયમ રાખી. તેણે સાદાં કપડાં પહેરવાનું ને કરકસરથી રહેવાનું ચાલુ રાખ્યું. તમને વાંચીને આશ્ચર્ય લાગશે કે કોઈ કોઈ વાર તો પોતાના છાપખાનાના કામ માટે ખરીદેલા કાગળો તે હાથે

ખેંચવાની ભારની ગાડીમાં નાખી જાતે ખેંચી જતો. દરેક વર્ષે હવે તેણે 'ગરીબ રિચર્ડનું ટીપણું' એ નામનું અનુભવનાં ને જ્ઞાનનાં વચનથી ભરપૂર એક પુસ્તક કાઢવા માંડ્યું. આ પુસ્તક ૨૫ વર્ષ સુધી અજબ રીતે લોકપ્રિય રહ્યું ને પ્રતિવર્ષ તેની ૧૦,૦૦૦ પ્રત ખપવા માંડી, તેજ તેની ઉપયોગિતા બતાવવા પૂરતું છે. એ પુસ્તકની એકંદર ૭૫ આવૃત્તિ અંગ્રેજીમાં પ્રસિદ્ધ થવા પામી છે. ફ્રેન્ચમાં ૫૬, જર્મનમાં ૧૧, ને ઇટાલિઅનમાં ૯ આવૃત્તિઓ છપાઈ છે. તેમજ સ્પૅનિશ, ડૅનિશ, સ્વીડિશ, વેલ્સ, પોલીશ, ગેલિક, રશિઅન, બોહીમિઅન, ડચ, કેટેલન, ચાઇનીઝ, ને આધુનિક ગ્રીક ભાષામાં એ પુસ્તકનાં ભાષાન્તરો થયાં છે, એથી વિશેષ એની લોકપ્રિયતાનું પ્રમાણ શું હોઈ શકે?

---

# પાઠ ૬૪મો

## ગરીબમાંથી ગબ્બર, ભાગ ૨જો

ગયા પાઠમાં જે પુસ્તક અત્યંત લોકપ્રિય થવાની હકીકત વર્ણવી તે પુસ્તકમાં એવું તે શું હશે એવી જિજ્ઞાસા તમને થાય એ સ્વાભાવિક છે. તે તૃપ્ત કરવા તે પુસ્તકમાંથી થોડીક પ્રસાદી નીચે આપી છે:—

"જરૂર કરતાં કેટલી વધારે નિદ્રા લેવામાં આપણે આપણો કાલક્ષેપ કરીએ છીએ! મૃત્યુ પછી આપણને જોઈએ તેટલી નિદ્રા મળશે, એ વાત આપણે વીસરી જઈએ છીએ."

"કાળનો વ્યય કરવાના સંબંધમાં તમારા કામને તમે નિયમિત કરો; કામ તમને નિયમિત કરે એમ ન થવા દો. વહેલો સૂશે ને વહેલો ઊઠશે તે નર તંદુરસ્ત, પૈસાદાર, ને શાણો થશે."

"ઉદ્યોગી પુરુષો આશા પર જીવતા નથી; જેઓ આશા પર જીવશે તેમને ફલપ્રાપ્તિ વિષે ઉપવાસ કરવો પડશે."

"જેને વેપાર જડ્યો છે, તેને મિલ્કત જડી છે અને જેને રોજગાર મળ્યો છે તેને લાભ ને માનની પદવી પ્રાપ્ત થઈ છે. પણ તેની સાથે યાદ રાખજો કે તે વેપાર તેણે ખેડવો જોઈએ અને તે રોજગારમાં તેણે મચ્યા રહેવું જોઈએ. જો તેમ નહિ થાય તો તે મિલ્કત કે પદવી બેમાંથી એકે તમને તમારા કર ભરવા જેટલું પણ નહિ મેળવી આપે."

"જે કંઈ આજ કરી શકો એમ હોય તે કાલ પર ન રાખશો."

"ખરૂં છે કે કરવાનું ઘણું બાકી છે ને કદાચ તમે તે માટે નિર્બળ છો; પણ તે કામમાં એક ચિત્તથી વળગી રહો એટલે તમને સારૂં પરિણામ નીવડતું માલમ પડશે; કારણ કે નિરંતર પડતાં ટપકાંથી પત્થર પણ ઘોવાઈ જાય છે."

ત્રીસ વર્ષની ઉમરે ફિલાડેલ્ફિઆની રાજસભામાં ફ્રૅંક્લિનને ઊંચી પદવી પર નીમવામાં આવ્યો ને તે પદવી પર તે પંદર વર્ષ જારી રહ્યો. હવે તેનો અદ્‌ભુત ઉદય થયો. સેનાને વ્યવસ્થિત કરવાના કામથી માંડી શહેરસુધરાઈના સુધારાની યોજનાઓના તેમજ સાહિત્યના ને વિજ્ઞાનના સમાજોની ઉન્નતિદ્વારા દેશજનોનું ભલું કરવાના નાનામોટા દરેક કામ સાથે તેનું નામ જોડાવવા માંડયું.

ફ્રૅંક્લિને વૃદ્ધાવસ્થા પ્રાપ્ત કરી ત્યારે ઈંગ્લંડ ને અમેરિકા વચ્ચે સ્વતંત્રતાની લડત શરૂ થઈ હતી, તેમાં એલચી તરીકે કામ કરવાનું તેને માથે આવ્યું. તે લડતમાં અમેરિકા ઈંગ્લંડથી સ્વતંત્ર થયું. તેને દેશપરદેશ વચ્ચે એલચીનું કામ સોંપવામાં આવ્યું, તેમાં તે યુરોપમાં વિશેષ વિખ્યાત થયો. તે સમયે તેની ખ્યાતિ સર્વત્ર પ્રસરી રહી હતી.

ફ્રૅંક્લિન ઊંચી કોટિનો વૈજ્ઞાનિક પણ હતો. ઇ. સ. ૧૭૫૨ના વર્ષમાં તેણે એક પતંગદ્વારા હવામાંથી વીજળીનો તનખો ઉત્પન્ન કર્યો અને એ રીતે સાબીત કર્યું કે આકાશમાં વાદળાંમાં વીજળી થાય છે તે અને વૈજ્ઞાનિકો પ્રયોગશાળામાં જે વીજળી ઉત્પન્ન કરે છે તે બે વસ્તુતઃ એકજ સ્વરૂપની છે. વિજ્ઞાનના વિષયમાં પણ તેણે ઘણું મનન કર્યું હતું; પરંતુ વૈજ્ઞાનિકો તેને અશાસ્ત્રીય વિચારક ગણે છે.

અનેક જુદી જુદી દિશામાં સતત પ્રવૃત્તિ રાખી, રાજ્યની ઊંચામાં ઊંચી પદવી ભોગવી, આ પ્રમાણે બેન્જામિન ફ્રૅંક્લિને દરિદ્રતામાં શરૂ કરેલું જીવન શ્રીમંતતામાં ને પ્રજાના સંમાનમાં વ્યતીત કર્યું.

ઉદ્યોગ, ઉદ્યોગ, ને ઉદ્યોગજ મનુષ્યજીવનના ઉદયમાર્ગની કુંચી છે. ઉદ્યોગમાં તંદુરસ્તી છે; ઉદ્યોગમાં નીતિ છે; ઉદ્યોગમાં લક્ષ્મી છે; ઉદ્યોગમાંજ જીવનનો હરેક પ્રકારનો વિકાસ છે. ઉદ્યોગમાંજ પ્રેય છે ને ઉદ્યોગમાંજ શ્રેય છે. ઉદ્યોગ સાચો બંધુ છે; ઉદ્યોગ સાચો મિત્ર છે; ઉદ્યોગ સાચો સહાય છે. ઉદ્યોગના જેવો મંત્ર નથી; ઉદ્યોગના જેવો જપ નથી; ઉદ્યોગના જેવી સાધના નથી. સુખી થવું હોય તો ઉદ્યોગ કરો; તમારા ધંધામાં પંકાતા થવું હોય તો ઉદ્યોગ કરો; બુદ્ધિ ખિલવવી હોય તો ઉદ્યોગ કરો; પ્રતિષ્ઠા પામવી હોય તો ઉદ્યોગ કરો. ઉદ્યોગીને વિજય શોધવા જવું પડતું નથી; વિજય તેને શોધતો આવે છે. જે નિયમ વ્યક્તિને લાગુ પડે છે, તેજ નિયમ વ્યક્તિઓના બનેલા વર્ગને પણ લાગુ પડે છે. પ્રજા વ્યક્તિની બનેલી છે. દરેક વ્યક્તિ ઉદ્યોગી થશે, એટલે પ્રજા પણ ઉદ્યોગીજ થશે અને તેનો વિજય હસ્તગત થશે.

અનુષ્ટુભ્

કાર્યો ઉદ્યમથી સાધો, ન મનોરથથી કદા;
સૂતેલા સિંહના મોંમાં, પેસે ન પશુઓ કદા.

---

# पाठ ६५मो

## देह ने आत्मानुं सगपण

काफी

**सगपण बतावुं रे, देह ने आत्मातणुं;**
**विचारो मनथी रे, समजो तमे घणुं घणुं. टेक १**

सरोवरमांहे कमळ ऊगे, खीले हजार पांखडी मांही,
रंग बेरगनो भात देखाडे, जोनाराने जांही;
रीझे जोई लोको रे, सगपण सारूं वन्युं. सगपण० २

उदरमांहीथी उपजाव्युं, नानुं मोटुं कर्युं सार,
सूवाडच्युं उठाडच्युं जाशे, साचव्युं वारं वार;
तोडच्यं आवो हाथो रे, सगपण गण्युं ना गण्युं. सगपण० ३

जोवामात्रथी सगपण दीसे, जोनारानी आंख,
उना पाणीनां झंपलाइ जाणी, मरे कोण रडे मांख;
तेवुं आवे रडवुं रे, कमळसरसगपणुं. सगपण० ४

तेवुं जीव शरीर धरे छे, वळी ते साथे सगाइ,
भ्रमथी भासे जुदाइ छे नहि, जाणो जूदो जदुराइ;
अलग वसे देथी रे, वाणीए केम वणुं. सगपण० ५

बापुसाहेब गायकवाड

---

# પાઠ ૬૬મો

## મિત્રતા

શોકશત્રુ, ભયત્રાતા, પ્રીતિવિશ્વાસપાત્ર આ,
કોણે બે વર્ણનું રત્ન, સર્જ્યું છે મિત્ર નામનું—

કવિનું આ કહેવું અક્ષરે અક્ષર ખરૂં છે. કવિ પૂછે છે કે મિત્ર નામનું, બે અક્ષર જેમાં છે, એવું આ રત્ન કોણે પેદા કર્યું છે? મિત્રતા એ, ખરેખર, ઘણીજ અમૂલ્ય છે. મિત્ર શું શું કરે છે? શોકનો એ શત્રુ છે. આપણે ગમે તેવા શોકમાં હોઈએ તોપણ મિત્ર આપણને

દિલાસો આપી અને આપણું મન રંજન કરી આપણી દિલગીરી ઉડાવી દે છે, વળી તે બીજું શું કરે છે? તે ભયમાંથી આપણું રક્ષણ કરે છે. આપણે ભારે સંકટમાં કે ભયમાં આવી ચઢ્યા હોઈએ તો તેમાંથી આપણને ઉગારવાની તે કોશીશ કરે છે. વળી મિત્ર આપણા પ્રેમ અને વિશ્વાસનું ઠેકાણું છે. આપણે આપણા મિત્ર પર સ્નેહ રાખીએ છીએ અને તે પણ તેવોજ સ્નેહ આપણા પર રાખે છે. તેમજ મિત્રો એક બીજા પર વિશ્વાસ રાખી પોતાનાં હૃદય એક બીજાને ખોલે છે. કેટલીક વાત એવી છૂપી હોય છે કે તે પોતાના મિત્રનેજ માણસ કહી શકે છે. ખરેખર, જેને સારો મિત્ર મળ્યો હોય તેના જેવો સુખી દુનિયામાં કોઈ નથી.

ત્યારે સારો મિત્ર કોણ? કેટલાક પોતાની મતલબ સાધવા દોસ્તી બાંધે છે. આપણે સુખમાં હોઈએ ત્યારે ઘણા માણસો આપણી ભાઈબંધી શોધતા આવે છે; પરંતુ આપણે દુ:ખમાં સપડાઈએ છીએ, ત્યારે એ બધા આપણને છોડીને ચાલ્યા જાય છે. એવા સ્વાર્થી પુરુષો ખરા મિત્ર થઈ શકતા નથી.

જેમના સ્વભાવ સરખા હોય તેઓજ દિલોજાન મિત્ર થઈ શકે છે. સરખે સરખા વગર મૈત્રી બંધાતી નથી ને બંધાય છે તો તે શોભતી નથી ને ટકતી નથી. ખરૂં કહ્યું છે કે

### ઉપજાતિ

મૃગો મૃગોનો સહચાર ઇચ્છે, અશ્વો અને ધેનુ સ્વજાતિઓનો,
મૂર્ખો જડોનો સુધિઓ સુધીનો, સમાન ટેવો ગુણમાંજ મૈત્રી.

એક બીજાનાં દુ:ખમાં ભાગ ન લે તો તે મિત્ર શેના? જુઓ, દૂધ અને પાણીની મૈત્રી કેવી છે! પાણી પોતાને ત્યાં આવે છે એટલે દૂધ આવકાર દઈ તેને પોતાના ગુણ આપે છે. આથી દૂધમાં પડેલું પાણી પણ દૂધજ કહેવાય છે. પછી દૂધને ઊનું કરીએ છીએ ત્યારે દૂધમાં થતો તાપ જોઈ, મિત્રને દુ:ખે દુ:ખી થઈ, પાણી પણ દેવતામાં હોમાવા જાય છે. દૂધમાં ઊભરો આવે છે ને તેમાં રહેલું પાણી દેવતામાં પડે છે. પછી

પાણીની સાથે દૂધ પણ દેવતામાં પડે છે. વળી સહજ પાણી છાંટવાથી એ ઊભરો શમી જાય છે. માટે બરાબર કહ્યું છે કે

### શાર્દૂલવિક્રીડિત

પોતાની મહિં આવતા જળ વિષે દૂધે ભર્યા સૌ ગુણો,
જોઈને નિજ મિત્ર દૂધ તપતૂં આત્મા જળે હોમિયો;
જોઈ મિત્રની આપદા વળિ દુધે ઇચ્છયું જવા અગ્નિમાં,
ઊભ્રો તેજ જળે શમે, સુજનની મૈત્રી ખરે એહવી.

વિપત્તિને સમયે મારી કુમકે ઊભા રહેનાર છે એ જાણવા જેવું મનુષ્યને બીજું સુખ નથી અને આ દુનિયામાં મારી બાંય ઝાલનાર કોઈ નથી એ જાણવા જેવું બીજું દુઃખ નથી; માટે માણસે સરખા સ્વભાવનો, બિનસ્વાર્થી, અને સારે માર્ગે દોરવે એવો મિત્ર શોધવો. તેની પરીક્ષા કર્યા પહેલાં તેને મિત્ર માની તેના મોં આગળ ભીતરનો પડદો ખોલવો નહિ.

હરિએ ખલ અને સજ્જનની મૈત્રીનું સ્વરૂપ યથાર્થ દર્શાવ્યું છે. ખરૂં કહ્યું છે કે

### ઇંદ્રવજ્રા

છાયા દહાડે ચડતેજ જેવી, મોટી પહેલાં, ઘટતી પછીથી;
દુષ્ટોનિ મૈત્રી નિયમેજ તેવી, ગાઢી શરૂમાં, ઘટતી પછીથી.
છાયા દહાડે નમતેજ જેવી, નાની પહેલાં, વધતી પછીથી;
સંતોનિ મૈત્રી નિયમેજ તેવી, થોડી શરૂમાં, વધતી પછીથી.

માટે સ્વાર્થી દુર્જનોની મૈત્રી કદી પણ કરવી નહિ.

પુસ્તકો પણ મિત્રની ગરજ સારે છે. મનુષ્ય ગમે તેવી દિલગીરીમાં હોય તોપણ ગંભીર વિચારવાળું સારૂં પુસ્તક વાંચવાથી તેની દિલગીરી જતી રહે છે. પરંતુ પુસ્તક પસંદ કરવામાં વિવેકની જરૂર છે. આનંદ અને જ્ઞાન આપે એવું પુસ્તક પસંદ કરો અને તેનું વારંવાર પરિશીલન કરો. તેમ કરવાથી તેમાં દરેક વખત, અગાઉ ન જોએલી નવી ખુબી તમને જણાશે અને તમારી બુદ્ધિમાં નવો પ્રકાશ પડશે.

---

# પાઠ ૬૭મો
## સમય વિચારે તે ફાવે.

એક દુષ્કાળના વર્ષમાં સાંજે સાત વાગે આગગાડીમાંથી ઊતરી ચાર જણ એક ભાડાની ગાડીમાં બેસી મહેમદાવાદ સ્ટેશનેથી ખેડા જતા હતા. છેલ્લા બેત્રણ માસ થયાં એ રસ્તે લૂટફાટ બહુ થતી હતી. તેથી સ્વાભાવિક રીતેજ એ ચાર જણ માંહોમાંહ્ય લૂટારૂઓની વાત કરતાં હતાં. એક જણે બીજાંને પૂછ્યું કે ધારો કે આજેજ કોઈ ધારાળો તમને મળે તો તમે શી રીતે તમારો માલ બચાવો ?

ચાર જણાંમાં એક સ્ત્રી હતી ને તે ભોથડ ને ખુલ્લા મનની હતી. તેણે કહ્યું, હું ગરીબ છું ને લૂટાઉં તો મારો તો જીવનગાળો જાય તેમ છે. જીવ જશે પણ જીવનગાળો ન જશો. મહામહેનતે બચાવેલા મારી પાસે બસેં રૂપીઆ છે. તેજ મારો જીવનગાળો છે. તે રૂપીઆ મેં મારી સાડીની માથાવટીમાં સો સોની બે નોટ સીવી લઈને સંતાડ્યા છે. કોઈને પણ તે જડે એમ નથી. એમ કહી તે સ્ત્રીએ પહેરેલી સાડીના માથા પરના ભાગ પર હાથ મૂકયો.

એ વાત થઈ રહ્યાને ભાગ્યેજ પાંચેક મિનિટ થઈ હશે ને એટલામાં હાથમાં દાતરડાં ને મોંએ બુકાની બાંધેલી એવા આઠેક જણે ગાડીને અટકાવી ને બધાંને નીચે ઊતરવાનું કહ્યું. તેમાંના એક લૂટારૂએ કહ્યું, જો જલદી છૂટાં થવું હોય તો ચાર જણ વચ્ચે ઓછામાં ઓછા સો રૂપીઆ મૂંગે મોંએ એકદમ આપી દો; નહિ તો અમારા બળનો સ્વાદ તમને ચખાડી દઈશું.

ચારમાંનો એક સાથી વેદિયો ઢોર હતો. તેણે ઉત્તર આપ્યો, ભાઈ, આવી રીતે પારકાના પરસેવાના પૈસા પર જીવવું એ યોગ્ય ખરૂં ? ઈશ્વર રાજી નહિ રહે, ભાઈ. અમને જવા દે.

આ શબ્દો નીકળ્યા કે એક લૂટારૂએ કહ્યું, એ તારૂં ડહાપણ તારી પાસે રાખ, વાણીઆ. ચાલો, બધાં પોત પોતાનાં પાકીટ સોંપી દો ને ખિસ્સાં ખાલી કરો.

ચારે જણે પાકીટ ખાલી કર્યાં; પણ તેમાંથી તો કુલ્લે દસ રૂપીઆ જેટલી પણ રકમ નીકળી નહિ. આથી લૂટારૂઓ ચીઢવાયા. તેમણે કહ્યું, ગમે તેમ કરી ચાર જણ વચ્ચે સોની રકમ કાઢી આપો, નહિતર ઝાડ સાથે બાંધીને દરેકને ફટકારીશું.

લૂટારૂઓ આ પ્રકારનો ત્રાસ વર્તાવવાની તૈયારીમાં હતા, એટલામાં મુસાફરોમાંનો એક વૃદ્ધ પુરુષ હતો, તે બોલી ઊઠ્યો, ભાઈઓ, આમ શું કરવા કરો છો? તમે માગો છો તેથી બમણી રકમ આ બાઈની સાડીની માથાવટી તપાસશો તો તમને મળી શકશે.

લૂટારૂઓને કંઈ શિખવવું પડે તેમ નહોતું. પેલી સ્ત્રીની માથાવટી ખેંચતાં તરત રૂપીઆ બસેંની બે નોટ તેમને જડી આવી, તે લઈ તેઓ રસ્તે પડ્યા.

ગાડી આગળ ચાલી એટલે પેલી સ્ત્રી બિચારી કકળાટ કરવા મંડી. તેના રુદનથી બીજા બે જણને પણ બહુ લાગી આવ્યું. એ ત્રણે જણે પેલા વૃદ્ધ પુરુષનો દોષ કાઢ્યો. એકે કહ્યું, તેં કહી દીધું ન હોત તો બિચારી ગરીબ બાઈની એકે પાઈ જવા ન પામત; બિચારીનો જીવનગાળો ગયો. શિવ! શિવ!

બોલાબોલી એટલે સુધી વધી ગઈ કે ગાડીમાંના બીજા બે પુરુષોએ તો એક વાર એમ પણ કહ્યું કે તારા જેવાને તો ચાલતી ગાડીએ ઉઠાવીને નાખી દેવો જોઈએ.

ખેડા આવ્યું એટલે પેલો વૃદ્ધ પુરુષ તો મૂગે મોંએ, બોલ્યા ચાલ્યા વિના એકદમ પોતાની નાની પેટી લઈને ઘર તરફ પલાયમાન થઈ ગયો.

સહુ સહુને ઘેર પહોંચ્યાં. લૂટાએલી સ્ત્રીએ બિચારીએ અત્યંત કલ્પાંત કરી એક રાત ત જાણે એક વર્ષની પેઠે શોક ને આક્રંદમાં કાઢી.

વહાણું વાયું. સુમારે નવ વાગતે તે બાઈને ઘેર એક ચિટ્ઠી ને એક બંધ પાકીટ સાથે એક માણસ આવ્યો. તેણે બાઈને ચિટ્ઠી આપી. બાઈએ ચિટ્ઠી ઉઘાડી તો તેમાં નીચે પ્રમાણે લખેલું હતું:—

"બેન,

જે વૃદ્ધ પુરુષના પર તમે કાલે આકળાં બની ઘણાંજ ઉશ્કેરાયાં હતાં તે હું તમને આની સાથેના પાકીટમાં પાંચસો રૂપીઆની નોટ મોકલું છું, તે કૃપા કરીને સ્વીકારજો. હું મુંબઈથી ૪૦,૦૦૦ રૂપીઆ કમાઈને કાલે આવ્યો છું. મારી પાસે તે રૂપીઆ સરકારી લોનના કકડાના રૂપમાં હતા. લૂટારૂઓએ બધાંને બરાબર તપાસ્યાં હોત તો તે લોકો એ મારા રૂપીઆ પડાવ્યા વિના રહેત નહિ. મારી દેખીતી નાદારીથી ૪૦,૦૦૦ રૂપીઆ બચ્યા છે ને ૨૦૦ રૂપીઆ ગયા છે. આશા છે કે હવે તમે મને માફ કરશો ને તમારા બસેને બદલે પાંચસોની નોટો લેશો. મારે તેનો હિસાબ નથી.

ખેડા, તા. લિ. સ્નેહાધીન."

ચિઠ્ઠી વાંચી ગરીબ બાઈના જીવમાં જીવ આવ્યો. અત્યંત ગરીબ હોવાથી તેણે તે મદદ સ્વીકારી.

સમય સમજી જઈ વૃદ્ધ પુરુષે કુનેહ વાપરી તો મોટી રકમ લૂટાતી બચી ને બધાંને તેથી લાભ થયો.

---

# પાઠ ૬૮મો

## ક્ષમાઃ વીરનું ભૂષણ

ક્ષમા એ દેવતાઈ ગુણ છે. જે આપણો અપકાર કરે તેનો અપકાર કરવાની વૃત્તિ આપણા મનમાં થાય એ સ્વાભાવિક માનુષી પ્રકૃતિ છે; પરંતુ એ વૃત્તિ મનમાંથી કાઢી નાખવી, એ દૈવી પ્રકૃતિ છે.

મહાભારતમાં વિદુરે ધૃતરાષ્ટ્રને આત્રેય ઋષિ ને દેવો વચ્ચે થએલો સંવાદ કહી બતાવ્યો છે, તેમાં તે મહર્ષિએ કયા ગુણો ઉત્તમ છે ને કયા

દોષો વર્જવા તે સમજાવ્યું છે. ઉત્તમ ગુણોમાં ધૈર્ય, ઇંદ્રિયોનો નિગ્રહ, અને એકાગ્રતા કહ્યાં છે. ક્ષમા એ ઇંદ્રિયોના પર મોટો વિજય છે. જેઓ મન મારવાની શક્તિ ધરાવે છે તે મહાપુરુષો છે અને તેવામાં ક્ષમા હોઈ શકે છે. કોઈ આપણને ગાળો દે કે આપણું અપમાન કરે, તો તેની ખામોસ ખાઈ જવી, એ ઇંદ્રિયો પરનો મોટો કાબુ છે, એ મનનું અગાધ બળ દર્શાવે છે, એ સાધારણ માણસથી થઈ શકતું નથી, માટેજ એને દિવ્ય ગુણ કહ્યો છે.

વિદુરજીએ અનેક સ્થળે ક્ષમાનો ઉપદેશ કર્યો છે. કહ્યું છે કે ક્ષમા રાખનારાઓમાં એકજ દોષ છે, બીજો નથી. તે એ કે ક્ષમાયુક્ત પુરુષને લોકો અશક્ત માને છે; પરંતુ એ એમનો દોષ ગણવાનો નથી. એ તો મોટો ગુણ છે. ક્ષમા એ મોટું બળ છે. અશક્તોનો એ ગુણ છે ને શક્તોનું–વીરોનું એ ભૂષણ છે. શક્તિ છતાં શક્તિ ન વાપરવી ને સહનશીલતા રાખવી એ પરમ શોભા છે.

ક્ષમાથી બધા લોક વશ થાય છે. શાંતિરૂપી ખડ્ગ જેના હાથમાં છે તેને દુર્જન શું કરી શકવાનો છે? જ્યાં ઘાસ જેવો સળગી ઉઠે એવો પદાર્થ નથી, ત્યાં પડેલો અગ્નિ શેને બાળશે? તે એની મેળે ઘેર જશે. વિદ્વાનોનાં આ વચન અક્ષરશઃ સત્ય છે.

એક સાધુ પુરુષ ફરતો ફરતો એક ગામમાં સાંજે આવી પહોંચ્યો. તેણે એક ઘરમાં વાસ કર્યો, તેમાં એક સ્ત્રી રહેતી હતી, તેણે તે સાધુ પુરુષનો સત્કાર કર્યો. પરંતુ તે સાધુ પુરુષે જોયું કે તે સ્ત્રીનું મન ખૂબ ઉદ્વેગમાં છે ને તે શોકમાં ગમગીન થએલી જણાય છે. તે સાધુ પુરુષે તે બાઈને પૂછ્યું, બેન, તું કેમ અત્યંત દિલગીરીમાં જણાય છે? તને શું દુઃખ છે? તું મને તે કહીશ તો હું તારૂં દુઃખ નિવારણ કરવાનો યથા-શક્તિ પ્રયાસ કરીશ.

તે સ્ત્રીએ ઉત્તર આપ્યો કે મહારાજ! મારે બીજું કંઈજ દુઃખ નથી. પણ કાલ સવારે એક સ્ત્રી મારે ઘેર લડવા આવવાની છે. તે વારા-

ફરતી એકેક ઘેર લડવા જાય છે અને તે ઘરનાં માણસોને એવી તો ચકવે છે કે બધાં ત્રાહિ ત્રાહિ પોકારે છે. આખું ગામ તેનાથી ત્રાસી ગયું છે. કાલે મારી શી દશા થશે તેની ચિંતાથી હું અત્યારથી બળી બળી થાઉં છું; મને પરસેવો છૂટી જાય છે; મારાં હાજાં નરમ પડી ગયાં છે; અત્યારથી મને આમ ત્રાસ વછૂટી જાય છે તો કાલે મારૂં શું થશે, મહારાજ !

તે સાધુ પુરુષે કહ્યું, બેન ! ફીકર ન કર. તારૂં કામ હું કરીશ. તું તારે બેઠી બેઠી જોયાં કરજે.

તે સ્ત્રીને આ સાંભળી શાંતિ વળી.

બીજે દિવસે પેલી લડનારી સ્ત્રી આવી. ઘરની બાઈએ કહ્યું, આ સાધુ પુરુષ મારે બદલે તારી સાથે લડશે. પછી પેલી વઢકણી સ્ત્રીએ એક પછી એક સપાટાબંધ ખૂબ ગાળો દેવા માંડી. સાધારણ સ્ત્રીપુરુષોથી સંખાયજ નહિ એવી એવી ગાળો તેણે દેવાનું શરૂ કર્યું. તે સાધુ પુરુષ શાંત બેસીજ રહ્યો. તેણે જવાબમાં એક પણ શબ્દ ઉચ્ચાર્યોજ નહિ. તે સ્ત્રીએ તેને ઉશ્કેરવાને બહુ પ્રયત્ન કર્યા; પરંતુ તે સર્વ વ્યર્થ ગયા. આખરે, તે લડકણી સ્ત્રી થાકીને ચાલી ગઈ.

તે સાધુ પુરુષની ક્ષમાથી તે વઢકણી સ્ત્રી પરાસ્ત થઈ.

કબીરને માટે એવી દંતકથા છે કે તું ખોટો ઉપદેશ કરે છે એવું તેના પર તહોમત મૂકવામાં આવ્યું, તેથી બાદશાહે તેને એક વહાણમાં બેસાડીને તે વહાણ પથરાથી ભર્યું કે તે ડૂબી જાય. પરંતુ કબીર ડૂબ્યો નહિ. પછી તેને એક ઓરડામાં ગોંધી તે ઓરડો સળગાવી મૂક્યો. પણ કબીરને ઇજા થઇ નહિ. આ પ્રમાણે બાદશાહે તેને અનેક રીતે ઇજા કરવાનો હુકમ કર્યો, પણ તેનો વાળ પણ વાંકો થયો નહિ. કબીર દેવતાઇ પુરુષ છે એમ બાદશાહને ખાતરી થવાથી તેણે તેની માફ માગી. કબીરે તેને ક્ષમા કરી. આ દંતકથા ક્ષમા ગુણનો ઉપદેશ કરે છે.

સૉક્રેટીસ નામનો પ્રસિદ્ધ ગ્રીક ફિલસુફ બહુ ક્ષમાવાન હતો. એની સ્ત્રી બહુ ચીઢીઅણ હતી. તે આખો દહાડો એના પર ગુસ્સે થતી ને ન કહેવાનું કહેતી. પરંતુ તે ફિલસુફ એક અક્ષર પણ સામો બોલતો નહિ. તેના સર્વ મિત્રો આ જોઈ આશ્ચર્ય પામતા. ઘણી વાર તેઓ ઉશ્કેરાતા ને સ્ત્રીને શિક્ષા કરવાનું એને કહેતા; પરંતુ એનું મન શાંતિમાંથી લવમાત્ર પણ ડગતું નહિ. ધન્ય છે એની ક્ષમાને !

નરને શોભવે કાંતિ, રૂપને શોભવે ગુણો;
ગુણોને શોભવે જ્ઞાન, જ્ઞાનને શોભવે ક્ષમા.

---

# પાઠ ૬૯મો

## ‘ યોગ્ય સમયે ઠપકાથી હું સુખી થયો હોત. ’

ગોવિંદ નિશાળે જતો થયો પછી એક દિવસ તેણે કોઈ બીજા નિશાળીઆની ‘ પ્રવેશિકા ’ ઘેર ઉપાડી આણી. ઘેર લાવી તેણે તે પોતાની માને આપી.

માએ ગોવિંદને ઠપકો ન દેતાં કે શિખામણ ન આપતાં ઉલટી શાબાશી આપી. તેણે કહ્યું, કીકા, તું તો ખૂબ જબરો નીકળ્યો હોં; ચોપડી તો આણી તો આણી, પણ પાછી નવી નક્કોર આણી. શાબાશ !

બીજે દિવસે ગોવિંદે ચારપાંચ પેનના કકડા આણ્યા, ત્રીજે દિવસે કોઈની સ્લેટ ખેંચી આણી, ને આગળ જતાં બીજા છોકરાઓના ખિસ્સામાં હાથ ઘાલી પઈ પૈસો પણ લેવા માંડ્યો.

ગોવિંદમાં ધાર્ષ્ટ્ય અનહદ વધ્યું. ખોટું કરૂં છું એવો વિચારજ મનમાં ન આવતાં લાગ આવે જેમ જે વસ્તુ ચોરાય તેમ તે વસ્તુ તે ચોરતો થયો. એક દિવસ તે રામલાલ નામના પોતાના સહાધ્યાયીની છત્રી ચોરી લાવ્યો.

રામલાલને નિશાળમાં પોતાની છત્રી ન જડી ને એ રોતો રોતો ઘેર ગયો. એની માને એણે છત્રી ગયાની વાત જણાવી. ગોવિંદ છોકરાઓની વસ્તુઓ ઉપાડી જતો એ વાત બધે પ્રસરી હતી; તેથી રામલાલની મા ગોવિંદની મા પાસે ગઈ. ગોવિંદની માને તેણે પૂછ્યું, તમારો કીકો મારા રામલાલની છત્રી લાવ્યો છે? તે લાવ્યો હોય તો તેની પાસે પાછી અપાવી દો.

ગોવિંદની માએ પ્રત્યુત્તર આપ્યો, મારા કીકાને ચોર ધાર્યો કે શું? તારા રામલાલને ઠપકો દે કે કાલથી વસ્તુઓ સાચવે; પોતાના છોકરાને તો કંઈ કહેવાતું નથી ને પારકાના છોકરા પર ચોરી ચઢાવતાં શરમ નથી આવતી?

આવો ઉત્તર સાંભળી રામલાલની મા આભી બની ગઈને વીલે મોંએ છત્રી વિના ઘેર પાછી ગઈ.

ગોવિંદની મા ને ગોવિંદ આથી ખૂબ ખુશ થયાં. માએ કહ્યું, જો, કીકા, આમ જબરા થઈએ તો જીતીએ.

'ટીપે ટીપે સરોવર ભરાય' તેમ ધીમે ધીમે, એકેક નજીવા જેવા નીતિસ્ખલનથી ગોવિંદની અનીતિનું સરોવર ભરાતું ગયું. નિશાળનું આંગણું છોડી તે હવે સંસારના આંગણામાં દાખલ થયો. તે હવે ભર જુવાનીમાં આવ્યો.

યુવાવસ્થા એ જીવનનો મંથનકાળ છે. તે મનુષ્યને મદમાતો કરે છે. જુવાનીનું લોહી તેના મગજમાં ધમ ધમ વહે છે. તે નિરંકુશ બને છે. કોઈના પણ ઉપદેશને તે લેખવતો નથી. અનેક જાતની લાલચોના પાશમાં તે ફસાય છે. જન્મના સંસ્કાર ગમે તેવા સારા હોય, બાલ્યાવસ્થા ને કિશોરાવસ્થામાં ગમે તેવું યોગ્ય શાસન તેને મળ્યું હોય, તેને ગમે તેવી સારી સોબત હોય, અને ગમે તેવા ઉત્તમ ગુરુના હાથ નીચે ગમે તેવી ઉત્તમ પ્રતિની કેળવણી તેને મળી હોય, તોપણ જુવાનીનો સમયજ એવો છે કે પુરુષનું મદોન્મત્ત બનવા તરફ ને ઉત્તમ શિક્ષણ ને બોધને, તેમજ સત્સમાગમના ઉપદેશને તિરસ્કારવા તરફ તેનું વલણ થાય છે. આવા આ મદ્યપચ્ચીસીના

સમયમાં જેમને બાલ્યાવસ્થા ને કિશોરાવસ્થામાં કોઈ પણ પ્રકારનું નિયમન થયું નથી એટલુંજ નહિ પણ સ્વચ્છંદે વિહરવાનું પ્રોત્સાહન મળ્યું છે એવા પુરુષો સ્વેચ્છાચારી થાય ને ગમે તેમ વર્તે તેમાં શી નવાઈ? અનીતિમાન્ પુરુષો આવા ઉચ્છૃંખલ બનાવનારા સમયમાં અનીતિની સીમાએ પહોંચે છે. ગોવિંદને પણ તેમજ થયું. તેણે એક રાતે દસ હજાર રૂપીઆની ભારે ચોરી કરી ને તે કામ કરવામાં ખલેલ નાખનાર એક ચોકીદારનું ખૂન કર્યું.

વખત જતાં ગોવિંદની ચોરી પકડાઈ. તેના પર ચોરી ને ખૂનના આરોપ મૂકવામાં આવ્યા. તે ગુનેગાર થયો અને તેને ફાંસીની સજા થઈ.

ફાંસી દેવાને દિવસે ફાંસીના માચડા આગળ લોકોની મોટી મેદની મળી. યોગ્ય સમયે તેને ફાંસી દેવાને સ્થળે લાવવામાં આવ્યો. આ જોઈ એક સ્ત્રી છાતીફાટ રોવા લાગી અને તેનો કકળાટ એવો તો હૃદયદ્રાવક બન્યો કે બધા લોકોની તેની તરફ નજર આકર્ષાઈ. ગોવિંદની નજર પણ તે દિશાએ ગઈ અને તેણે જોયું તો પોતાની માને દીઠી.

ગોવિંદે ફાંસીના અધિકારીને અરજ ગુજારી. સાહેબ, આ રુદન કરનારી સ્ત્રી મારી મા છે. બે મિનિટ મને એની સાથે વાત કરી લેવા દો તો મહેરબાની!

આ સમયની આવી વિનતિનો કોણ નકાર કરે! ગમે તેવું નિષ્ઠુર હૃદય પણ દ્રવીભૂત થાય ને તેવા પુરુષને પણ રજા આપવામાં વાંધો ન લાગે. રજા અપાઈ કે તરત ગોવિંદ પોતાની મા પાસે ગયો અને લોકોએ જોયું કે તે પોતાની માતાને કંઈક ગુપ્ત વાત કહી લે છે. પણ તરતજ ત્યાં બૂમ પડી રહી કે 'કરડી ખાધી રે, કરડી ખાધી.' ગોવિંદે પોતાની માનો કાન કરડી ખાધો.

લોકોમાંથી એક જણ મોટેથી બોલી ઊઠયો, અરે દુષ્ટ! અનેક કુકર્મોથી ધરાયો નથી કે હજી તેમાં વૃદ્ધિ કરે છે? માનો કાન કરડી ખાતાં તને શરમ નથી આવતી? તું અઘોર નરકમાં પડીશ.

ગોવિંદે કહ્યું, ભલા ભાઈ! મારી દુષ્ટ માને આથીએ વધારે સજા ઘટે છે. નાનપણમાં મેં 'પ્રવેશિકા' ચોરી, ત્યારે તેણે મને તે માટે શાબાશી આપી ને ત્યાર પછી તે મારાં કુકર્મોને છાવરતીજ રહી. મારા પહેલાજ ગુનાને માટે મને યોગ્ય શાસન કર્યું હોત તો મારી આવી દશા ન થાત.

લોકોને તેનું કહેવું યથાર્થ લાગ્યું. તેને ત્યાર પછી ફાંસી દેવામાં આવી.

બિનકેળવાએલી માતા પોતાનાં છોકરાંનું જીવન કેવું બગાડે છે, તેમજ કેટલીક વખત તે માતાને પણ છોકરાંને લડાવી મૂકવાનો કેવો યોગ્ય બદલો મળે છે, તેનો આ ઉત્તમ પદાર્થપાઠ છે.

---

# पाठ ७०मो

## गरीब कोने कहेवो ?

### काफी

प्रश्न:—

गरीब कोने कहेवो रे, गणना तेनी गणावो;
स्वरूप सहु तेनुं रे, भाव धरी भणावो. टेक

फाका पडे जेने बोलतां मुखे, ते गरीब कहेवाय गुरुदेव;
सहसा कार्यमां भय घणो धरतो, तेने गरीब मानवो ततखेव;
शंका शेनी एमां रे, गुरुदेव अणावो. गरीब० १

क्रोध करी कोइ बोली ऊठे तो, जाय दबाई अपरमपार;
दीनदास जेवी दशाने पामे, जेना फरी जाता सर्व दिदार,
गरीब तेने कहेवो रे, वांधो होय तो जणावो. गरीब० २

सामटा शेरडा पडी जाय जाणो, मुख उपर निर्वाण;
गरीब तो तेने अमो गणी लेउं, न जोइए तेने काजे कशुं प्रमाण;
कंगाल कहीए तेने रे, भर्यो भ्रम हणावो. गरीब० ३
एवाने तो हुं कंगाल मानुं, मारी सत्य छे गुरु वाण;
आपने मुख हकार सुणुं हुं, एटले पिंडमां थाय प्रमाण;
दास धीरो रीझे त्यारे रे, मुजने गरीब जन गणावो. गरीब० ४

उत्तर:—

धार्युं तें जे ध्यानमां रे, ते गरीब नथी कोई;
होय गरीबदास नामनो रे, जाणवुं भूली छे फोई. टेक
दीनदास सरखा जेह देखाये, पडे शेरडा मुख पर अपार;
ते तो कइनां कंइ कारज करता; जेनो पमाय नहि रज पार.
गरीब नथी ते तो रे, दृढता नाखो धोई. धार्युं० १
लांठिया थकी तो लक्षण तनां, वधतां जणाये अपार;
जेटला बाहेर तेटला भींतर, एवा जाणवा सहु निरधार;
गणाय कोण गरीब रे, समजवुं साची सोई. धायु० २
अजितेंद्रिय तेने तमे मानो, गरीबमां गरीब के कंगाल;
बीजा कोईने नव गरीब मानो, करे कृत्य घणां ते कराळ;
सुधरी जाय क्यारेक रे, कुलक्षण रहे रोई. धार्युं० ३
अजितेंद्रिय तो गरीब रहेवाना, भवोभव निरधार;
सुधरवाना नहि कोइ ते घडिये, ए कंगालनो पमाड्यो में पार;
धीरा लेने समजी रे, जुक्ति जाळवी जोई. धार्युं० ४

धीराभक्त—

# પાઠ ૭૧મો

## હોરેશિઓ નેલ્સન વિષે વાતોઃ બાલ્યાવસ્થા, ભાગ ૧લો



દરેક દેશના મહાન્ પુરુષોના જીવનમાંથી તે દેશના તેમજ અન્ય દેશના માણસોને કેટલોક ઉત્તમ નીતિબોધ મળે છે. હોરેશિઓ નેલ્સન, એ ઇંગ્લંડનો એક પ્રખ્યાત નૌકાધિપતિ હતો. તેણે ઉત્તમ રીતે પોતાનું કર્તવ્ય અદા કરી પોતાની પ્રજાને ફ્રાન્સ ને સ્પેનના નૌકાસૈન્યની સામે વિજય પ્રાપ્ત કરાવી આપ્યો હતો ને ઇંગ્લંડનું સમુદ્રમાં અદ્વિતીય બળ સાબીત કરાવી આપ્યું હતું. તેના જીવનના કેટલાક પ્રસંગોએ બનેલા બનાવો આપણને પ્રોત્સાહન આપે એવા છે.

નેલ્સન પાંચ વર્ષની ઉમરનો હતો ત્યારે તે એક વાર પોતાની દાદીને મળવા ગયો હતો. તેને ઘેરથી તેની રજા લીધા વિના કંઇક કારણસર તે બહાર ગયો હતો. ભોજનસમયે કુટુંબનાં બધાં માણસ એકઠાં થયાં તે

સમયે તે ગેરહાજર રહેવાથી તેની દાદીને તેની ફીકર થઈ. તેને ધાસ્તી લાગી કે તેનું કોઈએ હરણ તો નહિ કર્યું હોય? તેની ખૂબ શોધ કરવામાં આવી, પણ કંઈ પત્તો લાગ્યો નહિ. છેવટે, કેટલોક વખત થયા પછી તે એક ત્વરિત વેગવાળા ઊંડા ઝરા આગળ બેઠેલો જડી આવ્યો. તે ઝરો તે ઓળંગી શક્યો નહોતો, તેથી પાણી ઊતરે ત્યાંસુધી ત્યાં બેસી રહેવાનો નિશ્ચય કરી તે ત્યાં થોભેલો હતો. આ સમયે તેની જેવી વર્તણુક જોવામાં આવી તેવી વર્તણુક તેણે અનેક પ્રસંગે આગ્રહપૂર્વક ધારણ કરી હતી. એ વર્તણુક શું દર્શાવતી હતી? નીડરતા. તેનો એક સોબતી તેનાથી ઉમરે મોટો હતો તે બીકથી તેને છોડીને તે સ્થળેથી નાસી ગયો હતો. પણ નેલ્સન તો ઝરો ઓળગવાને વિચારે બેઠો ને બેઠોજ રહ્યો હતો. તેની દાદીએ જ્યારે તેને ઠપકો દીધો કે હે ભાઈ! મને નવાઈ લાગે છે; તું ભયથી ઘેર નાસી કેમ ન આવ્યો? ત્યારે તેણે જવાબ દીધો કે દાદીમા! ભયને હું ઓળખતો નથી. ભય તે શું હશે?

તેની નવ વર્ષની વયે તેની મા ગુજરી ગઈ. આ વખતથી તે તેના મામાના સહવાસમાં રહ્યો તેનો મામો સરકારી નૌકાસૈન્યમાં એક કપ્તાન હતો. તેણે વર્ણવેલી દરિયાઈ જિંદગીની અનેક ચિત્તાકર્ષક વાતોમાં તે બાળકને એવો રસ પડયો કે તેણે ખલાસીનો ધંધો કરવાનો નિશ્ચય કર્યો. નાની બાબતોથી પણ માણસનો જીવનમાર્ગ કેવો નિર્ણીત થાય છે તેનો આ દાખલો છે. તે ખલાસી બન્યો ને આગળ જતાં વધારે ને વધારે ઊંચી પદવીએ ચઢતો ગયો. અંગ્રેજ નૌકાસૈન્યમાં તેણે અનેક યશસ્વી વિજય પ્રાપ્ત કર્યા.

ભયને ન લેખવવાની તેની નિશ્ચલ વૃત્તિ તેને આગળ જતાં ઘણી ઉપયોગી નીવડી. એ વૃત્તિનું એક બીજું પણ ઉદાહરણ તેના જીવનમાંથી આબાદ મળી આવે છે. જુવાનીમાં તે એક દરિયાઈ કાફલા સાથે ઉત્તર ધ્રુવના પ્રદેશ તરફ ગયો હતો. એક રાતે એવું બન્યું કે તેના વહાણની આસપાસ બરફ બરફ થઈ ગયો ને વહાણ તેમાં જકડાઈ ગયું. તે વખત ત્યાં એક રીંછ ઘુરકતું માલમ પડયું. નેલ્સન આગબોટની તૂતક પર હતો. ત્યાં તેને

દેખરેખ રાખવાનું કામ કરવાનું હતું. તેણે આ રીંછને જોયું. આગબોટના એક સોબતીની સાથે તે હાથમાં બંદૂક લઈ રીંછની સામે ગયો. આ વાતની તેના બીજા સોબતીઓને ખબર નહોતી. પછી ખૂબ ધુમ્મસ વરસી રહી અને નેલ્સન તૂતક પર નથી એમ બીજાઓને લાગ્યું. તે ખોવાઈ ગયો હશે એમ ધારી બધાએ તેની આશા છોડી દીધી. પણ જ્યારે દિવસનું અજવાળું પ્રગટવા માંડ્યું ત્યારે તે આગબોટથી ઘણે દૂર માલમ પડ્યો ને તેની ને આગબોટની વચ્ચે અર્ધ માર્ગમાં તેનો સોબતી નજરે પડ્યો. દૂર્બીનથી જોતાં એમ સમજાયું કે નેલ્સન ઘણો દૂર એક સફેદ રીંછની બહુજ નજીકમાં તેની સામે બંદૂક તાકીને ઊભો હતો. તે રીંછની ને તેની વચ્ચે બરફમાં પડેલો એક ચિરાડો જ હતો. આગબોટમાં પાછો બોલાવવા માટે આગબોટમાંથી એક તોપ ફોડવામાં આવી; તેને માન આપવાને તે રાજી નહોતો, છતાં તે પાછો ફર્યો. પછી તેણે કહ્યું કે તે રીંછની સામે મે બંદૂક છોડી હતી, પણ તે તેણે ચુકાવી હતી. તેને મારૂં ત્યારેજ હું ખરો એ વિચારથી હું તેની આમા લાગુ રહ્યો હતો. એવામાં તોપ છૂટી, તેના અવાજથી રીંછ નાસી ગયું. આમ ન બન્યું હોત તો રીંછ તેને ફાડી નાખત એવો સંભવ હતો. તેના કપ્તાને તેને આવી રીતે પોતાની જાતને જોખમમાં મૂકવાને માટે ઠપકો દીધો. તેણે ઉત્તર આપ્યો કે સાહેબ! મારી મરજી રીંછને મારવાની હતી; કેમકે તેનું ચામડું મારે મારા પિતાને આપવું હતું.

---

# પાઠ ૭૨મો

## હોરેશિઓ નેલ્સન વિષે વાતો: પુખ્ત ઉમર, ભાગ રજો

મોટો થતાં નેલ્સન નૌકાસૈન્યમાં જોખમદારીની સ્વતંત્ર પદવીઓ ધરાવતો થયો. તે નાની પદવીએથી મોટી પદવીએ ચઢ્યો હતો. ઊંચી પદવીએ આવવા માટે તેને નાનપણમાં અનેક મુશ્કેલીઓ વેઠવી પડી હતી. તેને અનેક વાર ઉપરિ અમલદારોની અભિમાની ને ઉદ્ધત વર્તણૂક-

સહન કરવી પડી હતી. આથી સ્વાનુભવથી મોટપણે તેનામાં નાના અધિકારીઓ ને સેવકો તરફ સમભાવથી જોવાનો ને વર્તવાનો સદ્દગુણ કેળવાયો હતો. હાથ નીચેનાં માણસો તરફ તે હમેશ દયાળુ ને ન્યાયી રહેતો. ઊછરતા અધિકારીને દરેક રીતે ઉત્તેજન આપવું એ તે પોતાની ફરજ સમજતો. આનો એક ઉત્તમ દૃષ્ટાંત મોજૂદ છે. તેનો ઉપરિ તેની બુદ્ધિ ને કુનેહને માટે ખૂબ માનની લાગણી ધરાવતો હતો. એક વાર તેને લાગ્યું કે નેલ્સને પોતાના હાથ નીચેના એક અમલદારને દરિયાના એક સ્થળના માર્ગોમાં સ્વતંત્ર સત્તા સોંપી દીધી હતી. તે ઉપરિને ભય ઉત્પન્ન થયો કે કદાચ આનો લાભ લઈ દુશ્મન નેલ્સનના હાથ નીચેના અમલદારની દેખરેખના માર્ગમાંથી છટકી જશે; નેલ્સને જાતે તે માર્ગ વિષે દેખરેખ રાખવી હતી. નેલ્સને પોતાના ઉપરિને કહ્યું, સાહેબ ! ખરૂં છે કે આ બધા માર્ગથી મારે વધારે વાકેફ રહેવું જોઈતું હતું ને અહિં મારેજ દેખરેખ રાખવી જોઈતી હતી. પણ મારા હાથ નીચેનો અધિકારી એ બાબતમાં મારાથી ઘણોજ ચઢિયાતો છે. પોતાના હાથ નીચેના અમલદારને આવા પ્રકારનું ઉત્તેજન આપવાની હિંમત ધરાવનારા ઉપરિ અધિકારીઓ વિરલ છે.

નેલ્સન માત્ર હિંમતબાજ ખલાસીજ નહોતો. નિર્ભયતાજ તેનો મુખ્ય સદ્દગુણ નહોતો. તે ઘણોજ આગ્રહી પુરુષ હતો. જે ખરૂં લાગે તે ખરી બાબતનો આગ્રહ રાખવો, એ મોટાઈનો અંશ છે ને તેવો અંશ નેલ્સનનામાં અજબ હતો. નીચેનો બનાવ એ વાતની સાક્ષી પુરે છે. કોઈ પણ પરદેશીએ વેસ્ટ ઇંડીઝ બેટો સાથે વેપાર કરવો નહિ, એવો ઇંગ્લંડમાં કાયદો હતો. અમેરિકન પ્રજાને પરદેશી પ્રજા ગણી તેનાથી આ વેપાર થઈ શકે નહિ એમ આ કાયદાનો અમલ કરવાનો નેલ્સને નિશ્ચય કર્યો હતો. તેણે અમેરિકનોને આ પોતાના નિશ્ચયની ચેતવણી આપી. પછી તેણે એ કાયદાનો અમલ કરવા માંડયો અને અમેરિકનોને વેસ્ટ ઇંડીઝના દ્વીપો સાથે વેપાર કરતા અટકાવ્યા. તેના પોતાના ઉપરિ અમલદાર સર રિચર્ડ હ્યૂઝનો એવો મત હતો કે અમેરિકન લોકો કંઈ પરદેશી લોકો ન ગણાય. આથી તેણે નેલ્સનને પોતાનો હુકમ રદ કરવાનું ફરમાવ્યું. નેલ્સને

લાગ્યું કે મારે એમાંથી એકજ માર્ગ ખુલ્લો છે: ક્યાં તો મારા ઉપરિ અમલદારના હુકમનો અનાદર કરવો કે ઇંગ્લંડના કાયદાનો અનાદર કરવો. તેણે પોતાના ઉપરિને લખ્યું કે હું તમારો હુકમ માન્ય રાખી શકતો નથી. સર રિચર્ડ હ્યૂઝને તેને નોકરીમાંથી બરતરફ કરવાનું મન થયું પણ જ્યારે તેને માલમ પડ્યું કે આ મત એકલો નેલ્સનનોજ નહોતો, બીજા અમલદારો પણ એજ મતના હતા, ત્યારે તેણે પોતાની ભૂલ કબૂલ કરી નેલ્સનનો ઉપકાર માન્યો પોતાના મત પ્રમાણે ખોટી રીતે વેપાર કરતાં વહાણો ને તેમાંનો માલ નેલ્સને જપ્ત કર્યાં. આની સામા તેના માલિકોએ નેલ્સનની વિરુદ્ધ ૪૦,૦૦૦ પાઉંડની નુકસાનીનો દાવો માંડ્યો. નેલ્સનને પકડવાના ઘણા પ્રયત્ન કરવામાં આવ્યા, પણ તે યુક્તિથી છટકી ગયો. એક વખત તેના પર ચઢી આવેલા વાદળથી વાકેફ એવા એક અમલદારે વાતમાં 'બિચારા નેલ્સનની દયા લાવવી જોઈએ ' એ મતલબના શબ્દો ઉચ્ચાર્યા. નેલ્સનને કાને એ શબ્દ પડતાં વારને તેણે કહ્યું, શું બોલ્યા તમે ? દયા લાવવી જોઈએ ? અરે સાહેબ, દયા શું, અદેખાઈ બીજાઓ કરે એ પદ પ્રાપ્ત કરતાં સુધી હું જીવવા ઇચ્છું છું અને એજ મારૂં ધ્યેય રાખી હું હમેશ વર્તીશ. પોતે જે સ્વાભિમાન ધરાવતો હતો અને જે ગૌરવને માટે તે લાયક હતો તેનું કેવું અજબ ભાન ! કેવો નિશ્ચય !

---

# પાઠ ૭૩મો

## હોરેશિઓ નેલ્સન વિષે વાતો : મોતના મોંમાં ને વિજયના અંકમાં; ભાગ ૩જો

ફ્રાન્સ ને સ્પેનના સંયુક્ત નૌકાબળને ટ્રફાલ્ગાર આગળના યુદ્ધમાં હરાવ્યાં તે નેલ્સનનું જગવિખ્યાત પરાક્રમ ગણાય છે. સ્પેનનાં ૧૫ ને ફ્રાન્સનાં ૧૮ લશ્કરી વહાણ હતાં. તે સંયુક્ત બળ સામે ઇંગ્લંડનાં ૨૭ લશ્કરી વહાણ હતાં. સામાં લશ્કરી વહાણો પર ધસતાં પહેલાં નેલ્સને

પોતાના સૈનિકોને વીજળીના તારના સંદેશાથી પ્રોત્સાહન આપ્યું કે **ઇંગ્લંડ આશા રાખે છે કે દરેક જણ પોતાની ફરજ બજાવશે.**

આ પ્રોત્સાહક શબ્દોને તરતજ હર્ષનાદથી વધાવી લેવામાં આવ્યા. લડાઈ જોસમાં શરૂ થઈ તોપગોળાઓ જોરથી સામસામા છૂટવા માંડ્યા. નેલ્સનને એનાં માણસોએ એવી સલાહ આપી કે આપ આપના માન-ચાનનાં ચકતાંઓ આપના પોશાક પરથી દૂર કરો, નહિ તો તે જોઈને તમને પારખી કાઢી શત્રુ જરૂર તમારા પર ગોળી તાકશે. નેલ્સને કહ્યું, માન તરીકે એ બધાં મને પ્રાપ્ત થયાં છે ને માન તરીકે એ બધાંની સાથેજ હું મરીશ. દુસ્મન તરફનું એક મોટું વહાણ તોપ ફોડતું બંધ થઈ ગયું ને તે પરનો વાવટો પણ દેખાતો બંધ થઈ ગયો. એટલે લશ્કરી સંકેત મુજબ નેલ્સનને લાગ્યું કે તેમણે હાર સ્વીકારેલી હોવી જોઈએ. તે દયાળુ હતો. હારનારને મારવું એ તેને ક્ષુલ્લક લાગતું, તેથી આ વહાણ પર તોપ ને ગોળી હવે ન છોડવી એવો પોતે પોતાના ખલાસીઓને હુકમ કર્યો. પરંતુ એજ વહાણમાંથી ત્યારપછી ગોળી છૂટી ને તે નેલ્સનની પ્રાણઘાતક નીવડી. ગોળી વાગી ને તરત નેલ્સને કહ્યું, 'કૅપ્ટન હાર્ડી ! છેવટે દુશ્મને મારો જીવ લીધો !' કૅપ્ટન હાર્ડીએ કહ્યું, 'હું ઇચ્છું છું કે તેમ ન થાય.' નેલ્સને ઉત્તર વાળ્યો, 'ખરે ! ગોળીથી મારો બરડો આરપાર કોરાઈ ગયો છે.' તૂતક પરથી તેને ઘાયલ સ્થિતિમાં નીચે લઈ જવામાં આવ્યો. ભયંકર ઇજા છતાં પણ તેણે જોયું કે પોતાનાં વહાણનાં દોરડાં એક સ્થળેથી ગોળીબારથી છેદાઈ ગયાં હતાં, તેથી અત્યંત દુ:ખમાં પણ તેણે નવાં દોરડાં બાંધવાનો હુકમ કીધો. નીચે જતાં જતાં તેણે પોતાના મોં પર ને ચાંદો પર રૂમાલ ઢાંકયો કે તેથી તેના બહાદુર સૈનિકો તેના ઘાયલ થયાની વાત જાણે નહિ ને જોસ્સામાં લઢતા ચાલુ રહે. ફરજની ને દેશદાઝની કેવી ઊંડી લાગણી !

તે નીચે ગયો ત્યાં અનેક મુડદાં પડેલાં હતાં, ત્યાં એક ખુણામાં તેને દુ:ખદ સ્થિતિમાં સુવાડવામાં આવ્યો. તેને તો લાગતુંજ હતું કે ઘા નાશકારક નીવડશે; પરંતુ કૅપ્ટન હાર્ડી, પોતાના ધર્મગુરુ, ને દાક્તર સિવાય એ વાત તેણે કોઈને જાણવા દીધી નહોતી. તેણે દાક્તરને કહ્યું, ભાઈ, મારૂં તો

આવીજ બન્યું છે. મારા પર ઇલાજ કરો છો તેના કરતાં જેના પર ઇલાજ કંઈ પણ ચાલી શકે એવું હોય તેવા બીજા ઘાયલ થએલા પર ઇલાજ અજમાવો. દુશ્મનનાં વહાણો પર વિજય મળતો હતો તેથી નેલ્સનના ખલાસીઓ હુરૂરે, હુરૂરેના આનંદના પોકારો કરી રહ્યા હતા. આથી નેલ્સનને લાગ્યું કે આપણને વિજય મળે છે. તૂતક પરથી કૅપ્ટન હાર્ડીને નીચે બોલાવવા તેણે અનેક વાર કહ્યું. છેવટે તે ન આવ્યો ત્યારે તેણે પૂછ્યું, કેમ હાર્ડી ! આજે શું પરિણામ આવવાનું ? હાર્ડીએ કહ્યું, દુશ્મનનાં દસ વહાણ ખડક સાથે અથડાઈ ચોંટી ગયાં છે. આપણાં વહાણોને તો એમ નથી થયું ને, એમ નેલ્સને પૂછ્યું. હાર્ડીએ કહ્યું, નહિ, નહિજ. એમ કહી એ પાછો તૂતક પર ગયો. થોડોક સમય ગયા પછી હાર્ડી પાછો નીચે ગયો ને તેણે નેલ્સનને અભિનંદન આપ્યું કે આજે આપણો સંપૂર્ણ વિજય થયો છે. નેલ્સનનું હૃદય હર્ષથી ઊછળ્યું. તેણે કહ્યું, ઠીક થયું; પણ આ વિજય માટે મારો જીવ ગયો છે. પછી તેણે મોટે સાદે કહ્યું, ત્યારે તો લંગર, હાર્ડી ! લંગર નાખો. હાર્ડીએ કહ્યું, બીજા અમલદારો તે નંખાવશેજ. નેલ્સન બોલ્યો, નહિ, હાર્ડી, હું જીવું છું ત્યાંસુધી તેમ નહિ; લંગર નંખાવોજ. તેને ફીકર પડી કે જો વહાણોને લંગર નાખવામાં નહિ આવે તો પવનથી તે આઘાંપાછાં થઈ જશે; માટે લંગર નાખવાનું કામ આ પળે તદ્દન આવશ્યક છે. પછી નેલ્સન બોલ્યો, મારા શબને તૂતક પરથી સમુદ્રમાં નાખી ન દેશો. તેને એવી ઇચ્છા હતી કે માબાપ મારા શબને દફનાવે. તેની હાલત ધીમે ધીમે વધારે બગડી. મરતાં મરતાં તેણે અનેક વાર પોતાના મોંમાંથી છેલ્લા શબ્દો ઉચ્ચાર્યા કે **ઈશ્વરનો હું પાડ માનું છું કે મેં મારી ફરજ બજાવી છે.** આ શબ્દો સાથે તેનું અવસાન થયું.

---

# पाठ ७४मो

## मनने बोध

लावणी

रे मन तूं तो मर्द बनीजा, मुक तारुं रोवूं;
मुक तारुं रोवुं रे-होय जो खरूं सुख जोवूं-
रे मन तूं तो मर्द०-टेक

रोवूं ए छे रीत बायली, नूर उलटुं खोवूं;
रोवामां नथी सारज नकी, पाणी न वलोव्वूं-
पाणी न०—होय० १

तकने अनुसरी निज हिंमतथी, खरूं दूध दोहोवूं;
पुष्टीकारक अवर न एथी, स्वतःसिद्ध होवूं-
स्वतःसिद्ध०—होय० २

आश अवरनी कदि न राखवी,के न पडे कोहोवूं;
निराशपणुं कदि सहज अडे तो, हसि तेने धोवूं-
हसि तेने०—होय० ३

सदा रेहेवुं आनंदवृत्तिमां, भावी न वगोव्वूं;
समाधानि धरवी दुखसुखमां, नहि रोवूं मोहोवूं-
नहि रोवूं०—होय० ४

बेउ बाजुए अनुभवि जोवूं, जग काळूं गोरूं;
काळुं पासुं पछि भुली जईने, ऊजळामां सोहोवूं-
ऊजळामां०—होय० ५

लागे नहि काळाश लेश फरि, एम घसी लोहोवूं ;
अमुक नाकुं पछि विजय प्रसन्न करि,ऊजळामां मोवूं–
ऊजळामां०—होय० ६

विजयाशंकर

---

# પાઠ ૭૫મો

## 'ખળોનાં વચનોએથી સાધૂનીએ ચળે મતિ.'

એક વનમાં મદોત્કટ નામનો સિંહ રહેતો હતો. તેને ત્રણ સેવક હતા, કાગડો, વાઘ, ને શિયાળ. વનમાં ભમતાં ભમતાં એ ત્રણે એક ઊંટ જોયું. તેને તેમણે પૂછયું, તારા સાથથી વિખૂટું પડેલું તું કયાંથી આવ્યું છે ? તેણે પોતાનો વૃત્તાંત કહ્યો, એટલે તે ત્રણ તેને સિંહ પાસે લઈ ગયાં ને તેને સોંપ્યું. સિંહે તેને અભયદાન આપી પોતાની પાસે રાખ્યું અને તેનું ચિત્રકર્ણ એવું નામ પાડયું.

હવે એક વખત એવું બન્યું કે સિંહના શરીરની દુર્બળતાને લીધે તેમજ વરસાદ ખૂબ વરસ્યો હતો તેને લીધે તેમને કંઈ આહાર મળી શકયો નહિ. આથી ત્રણે સેવકો વ્યગ્ર બન્યા. તેમણે વિચાર્યું કે આપણે એવી કોઈ યુક્ત શોધી કાઢવી કે તેથી આપણો સ્વામી ચિત્રકર્ણને મારી નાખે. આ કાંટાખાઉ પ્રાણીથી વિશેષ શું છે ?

વાઘે કહ્યું, સ્વામીએ એને અભયવચન આપ્યું છે તો એ વાત કેમ સંભવી શકશે ? કાગડાએ કહ્યું, આ સમયે સ્વામી પરિક્ષીણ થએલો છે, તેથી એ પાપ કરતાં વિચાર નહિ કરે. કહ્યું છે કે

ક્ષુધાર્ત ત્યાગે નિજ પુત્ર, પત્ની,
સાપેણ ભૂખી નિજ અંડ ખાએ;

ભૂખાળને શું નહિ શક્ય પાપ,
ક્ષુધાર્તમાં નિર્દયતા અમાપ.

વળી જેઓ માતેલા થયા હોય કે જેમને કોઈ પણ વાતની દરકાર રહી ન હોય, જેઓ ગાંડા બન્યા હોય, થાકી ગયા હોય, ક્રોધી કે ભૂખ્યા થયા હોય, લોભીઆ, બીકણ, કે ઉતાવળા બન્યા હોય, તેમજ કામનામાંજ જેમનું મન આસક્ત રહેલું હોય, એવા પુરુષો ધર્મ દેખતાજ નથી; ધર્મ જોવામાં તેઓ આંધળા બને છે; ધર્મની તેમને દરકારજ રહેતી નથી.

એમ વિચારી બધાં સિંહની પાસે ગયાં. સિંહે પૂછ્યું, આહાર માટે કંઈ લાવ્યાં છો? બધાંએ કહ્યું, બહુ યત્ન કર્યા, પણ કંઈજ પ્રાપ્ત થયું નથી. સિંહે કહ્યું, ત્યારે હવે જીવવાનો શો ઉપાય? કાગડો બોલ્યો, હે દેવ! આપણે જે આહાર સ્વાધીન છે તે તજી દેવાથી બધાંનો નાશ ઉપસ્થિત થયો છે. સિંહે પૂછ્યું, અહિં કયો આહાર આપણને સ્વાધીન છે? કાગડાએ કાનમાં કહ્યું, ચિત્રકર્ણ. સિંહે ભૂમિને ને કર્ણને સ્પર્શ કરીને કહ્યું, એને તો આપણે અભયવચન આપીને રાખ્યું છે, તો પછી તું કહે છે તેમ કરવું કેવી રીતે સંભવે? દાનમાત્રને વિષે અભયદાન શ્રેષ્ઠ છે. પૃથ્વીનું દાન, સુવર્ણનું દાન, ગાયનું દાન, ને અન્નનું દાન, એ બધાં મોટાં દાન છે; પરંતુ અભયદાન તેથી પણ મોટું છે, તો શરણાગતને અભયદાનનું વચન આપી તેને મારવું, એ બનેજ કેમ?

કાગડાએ કહ્યું, એને આપે મારવું નહિ. અમે એવી યુક્તિ રચીશું કે એ જાતે આપને સ્વાર્પણ કરશે.

આ સાંભળી સિંહ ચૂપ રહ્યો. પછી અવકાશ મેળવી કાગડો, શિયાળ, અને વાઘ, એ ત્રણેએ પ્રપંચ રચ્યો અને ઊંટને તેડી સિંહની પાસે ગયાં. ત્યાં ગયાં એટલે પ્રથમ કાગડો બોલ્યો, મહારાજ! અનેક ઉપવાસથી આપ ખિન્ન થયા છો, તો આપ મારૂં માંસ ખાઓ.

સિંહે કહ્યું, પ્રાણત્યાગ સારો, પણ આ પ્રકારનું કામ સારૂં નહિ.

પછી શિયાળે કહ્યું, દેવ! મારૂં ભક્ષણ કરી આપ આપના શરીરનું રક્ષણ કરો. સિંહે કહ્યું, એ બનેજ નહિ. વાઘે પણ એવું કહ્યું ને સિંહે તેની પણ ના પાડી ને કહ્યું, એમ કરવું કદી પણ ઉચિત નથી.

આ રીતે વિશ્વાસ ઉત્પન્ન થવાથી ચિત્રકર્ણે પણ એમ પોતાના દેહનું અર્પણ કર્યું. જેવું તે એમ બોલ્યું કે તેના વચનને આધારે વાઘે તેને મારી નાખ્યું અને બધાં તેનું ભક્ષ કરી ગયાં. એથીજ કહ્યું છે કે

મતિ સંશયમાં ડોલે, સાધુનીએ ખલોક્તિથી;
વિશ્વાસે ત્રણ મિત્રોના, ચિત્રકર્ણ ગયું મરી.

---

# પાઠ ૭૬મો

## યોગ્ય શિક્ષા, ભાગ ૧લો

એક ખૂંધિયો દરજી હતો. તેણે પોતાની દુકાન એક ઘાંચીની ઘાણીની સામે ઝમાવી હતી. દરજી ગરીબ હતો. તેને કામ થોડું મળતું ને પ્રાપ્તિ થોડી થતી. ઘાંચી તવંગર હતો. તેની કમાઈ સારી હતી.

એક દિવસ કપડાં સીવતાં સીવતાં દરજીની નજર ઘાંચીની બારી તરફ ગઈ. તે બારી આગળ ઊભેલી ચાર્વંગી સ્ત્રીને જોઈ તે ચકિત થયો. તેણે તે દિશા તરફ જોયાંજ કર્યું. બંનેની નજર મળી એટલે તે સ્ત્રી શરમાઈ જઈ, બારી દઈ, ઘરમાં ચાલી ગઈ.

દરજીના મનમાં તે સ્ત્રીનાજ વિચાર રમ્યા કીધા. તે સ્ત્રીના મનમાં તો એને વિષે કંઈજ વિચાર નહોતો.

બેત્રણ દિવસ રહી તે સ્ત્રી પાછી બારીએ ઊભી રહી એટલે દરજીની નજર પાછી તેના તરફ ગઈ. તેના રૂપથી તે એટલો બધો મોહિત થયો હતો કે તેણે તેના તરફ ધારી ધારીને જોયાં કર્યું.

તે સ્ત્રી આ જોઈ તેનો ભાવ સમજી ગઈ. તેણે વિચાર્યું કે આ દુષ્ટ પુરુષને યોગ્ય શાસન મળવુંજ જોઈએ કે ફરી પરસ્ત્રી તરફ કુદૃષ્ટિ કરવાની તે ખો ભૂલી જાય.

આમ વિચારી તે સ્ત્રીએ તેની તરફ ક્રોધ દર્શાવવાને બદલે તેને ઊંધે રસ્તે દોરવવાનો નિશ્ચય કર્યો.

આ વિચારે, દરજી સામું જુએ ત્યારે ઘાંચીની સ્ત્રીએ મોં મલકાવવા માંડયું. ઘાંચીએ ધાર્યું કે મારૂં મન જેવું આ સ્ત્રીને વિષે આસક્ત થયું છે તેવુંજ એનું મન પણ મારે વિષે આસક્ત થએલું હોવું જોઈએ.

થોડા દહાડા રહીને ઘાંચીની સ્ત્રીએ પોતાની નોકરડીની સાથે થોડું રેશમી કાપડ તે દરજીની દુકાને મોકલ્યું ને નમુના પ્રમાણે ચોળી સીવવાનું કહાવ્યું.

આથી દરજી ખુશ ખુશ થઈ રહ્યો. તેને લાગ્યું કે નક્કી તે સ્ત્રી મને ચહાતીજ હોવી જોઈએ. તેણે નોકરડી સાથે કહાવ્યું કે હું બધું કામ પડતું મૂકી તમારૂં કામ પહેલું હાથ લઈશ ને કાલેજ તમારી ચોળી તૈયાર કરી આપીશ.

બીજે દિવસે દરજીએ ચોળી તૈયાર કરી દીધી ને નોકરડી આવી એટલે તેને ઘડીબંધ આપી દીધી.

તે નોકરડી થોડાંક પગલાં જઈને પાછી આવી. તેણે દરજીના કાનમાં કહ્યું, મારાં શેઠાણીએ તમને નમસ્કાર પાઠવ્યા છે ને કહાવ્યું છે કે હું તો રાતદિવસ તમારૂંજ ધ્યાન ધરૂં છું. પણ તમને કંઈ મારો વિચાર આવે છે ખરો ?

પેલો મૂર્ખ દરજી પાશમાં ફસાયો. તે સમજ્યો નહિ કે મને ખરાબ કરવાને આ બાજી રચાઈ છે. તેણે ઉત્તર વાળ્યો કે કહેજે તારી બાઈને કે હું તો નિરંતર તમારૂંજ ધ્યાન ધરૂં છું.

થોડો વખત રહીને તે નોકરડી એક સાટિનનો કકડો લઈ દરજીની પાસે પાછી આવી. તેણે કહ્યું, મારાં શેઠાણીને તમારી સીવેલી ચોળી

બહુ પસંદ પડી છે ને તેમણે આ બીજો કકડો મોકલ્યો છે, તેની એવીજ બીજી ચોળી સીવવા કહાવ્યું છે.

આ સાંભળી તે દરજી રાજી રાજી થઈ ગયો. બધાં કામ પડતાં મૂકી સાંજ પહેલાં તેણે બીજી ચોળી તૈયાર કરી દીધી. નોકરડી આવી તે ચોળી લઈ ગઈ, પણ બેમાંથી એકે ચોળી સીવવાની તેણે તેને પાઈ પણ આપી નહિ.

દરજીની સ્થિતિ ઘણીજ ગરીબ હતી. તે જેમ તેમ કરી પોતાનું નિભાવતો હતો. તે દરરોજની સીવાઈમાંથી પરાણે પોતાનું પોષણ કરતો. બે દિવસ થયાં તેને એક પાઈ પણ પ્રાપ્ત થઈ નહોતી; આથી તેને રાતના ખોરાક માટે કોઈની પાસે ઉછીના પૈસા લાવવા પડ્યા.

---

# પાઠ ૭૭મો

## યોગ્ય શિક્ષા, ભાગ ૨જો

બીજે દિવસે તે દરજી દુકાન ઉઘાડીને બેઠો કે તરતજ પેલી નોકરડીએ આવીને કહ્યું, કે ઘાંચી તમારી સાથે વાત કરવા માગે છે. મારાં શેઠાણી તમારા કામથી બહુ પ્રસન્ન થયાં છે ને શેઠને મોંએ તમારી આવડતની તેમણે એવી તો તારીફ કરી છે કે શેઠ પણ તમને પોતાનું કામ સોંપવા ઇચ્છે છે.

મૂર્ખ દરજી ફુલાઈ ગયો. મનમાં રાજી થતો તે ઘાંચી શેઠને મળવા ગયો. શેઠે તેને એક તાકો બતાવ્યો ને કહ્યું કે આમાંથી મારાં બાર ખમીસ બનાવી લાવ ને વધે તે કપડું મને પાછું આપજે.

દરજીને એ કામ પૂરૂં કરતાં પાંચછ દિવસ લાગ્યા. કામ પૂરૂં થયે તે ઘાંચીને તે આપવા ગયો. ઘાંચીએ પોતે ખુશ થયો હોય તેમ બતાવી તેને વધારે કામ સોંપ્યું. બાર કોટ તૈયાર કરવા માટે તેણે તેને બીજો તાકો સોંપ્યો.

દરજીએ જાણ્યું કે મારા પર શેઠની ખૂબ મહેરબાની થઈ છે. તેણે તે કામ તરત હાથ પર લઈ પૂરૂં કર્યું. પૂરૂં થયે તે ઘાંચી પાસે તે લઈ ગયો. ઘાંચીએ તેને પૂછ્યું બોલ શી સિલાઈ આપું? દરજીએ સિલાઈ કહી, એટલે તેણે નોકરડી પાસે તેટલા રૂપીઆ મંગાવ્યા. શેઠ બરાબર ગણીને દરજીને જેવો તે રૂપીઆ આપે છે કે શેઠે નોકરડીને શિખવી રાખ્યા પ્રમાણે નોકરડીએ દરજીને સાન કરી કે એ રૂપીઆ લેતો ના. રૂપીઆ લેવાથી તારો બધો તાલ બગડશે. દરજીએ તે પ્રમાણે રૂપીઆ સ્વીકારવાની ના પાડી. ઘરમાં ખાવા માટે બદામ પણ તેની પાસે નહોતી. વળી પાછા કોઈની પાસે તેણે ઉછીના રૂપીઆ આણ્યા ત્યારે તે પેટ ભરવાની વસ્તુ લાવી શક્યો. પરંતુ લાલચની જાળમાં લપટાઈ તેણે નોકરડીની સાન પ્રમાણે પૈસા લીધા નહિ.

ઘાંચીની સ્ત્રી કંઈ લોભીઅણ નહોતી. દરજીની પાસે કામ કરાવી તેણે પોતે તેને ખોટી બદામ પણ આપી નહિ કે પોતાના સ્વામી પાસે પણ આપવા દીધી નહિ. પણ તેણે ધાર્યું કે તેની બુરી દાનત માટે આટલી શિક્ષા બસ નથી. તેને ઘટિત શિક્ષા મળવીજ જોઈએ કે ફરી એવે ઉન્માર્ગે જાય નહિ. આથી તેણે તેનો પૂરો ઘાટ ઘડવા માટે યુક્તિ રચી.

એક રાત્રે ઘાંચીએ દરજીને જમવા બોલાવ્યો. તેણે તેને ઘણું ખરાબ જમવાનું આપ્યું ને પછી કહ્યું, ભાઈ, હવે રાત્રે અહિંજ સૂઈ રહેજે. અત્યારે મોડી રાત્રે ઘેર જવાની તસ્દી લેવાની જરૂર નથી. એમ કહી તેણે તેને પોતાની ઘાણીની પાસેના એક ઓરડામાં સૂવાની પથારી આપી.

મધ્ય રાત્રે ઘાંચીએ દરજીને ઊંઘમાંથી ઉઠાડયો ને પૂછ્યું, ભાઈ, આજ મારે ઘાણીમાં ઘણું તેલ પીલવાનું છે ને મારો બળદ માંદો પડ્યો છે. તું મને એક રાત મદદ નહિ કરે? મને તું તેલ નહિ પીલી આપે?

મૂર્ખ દરજીએ કહ્યું, મને તમે શિખવશો તો તેમ હું કરીશ.

ઘાંચીએ કહ્યું, ઓહો! એમાં શું? ચાલ, તું ઘાણી આગળ ઊભો રહે ને હું તને બળદને સ્થળે બાંધું. એમ કહી બળદની જગાએ શેઠે દરજીને બાંધ્યો ને બાંધીને આઠદસ ચાબખા સડાસડ લગાવી દીધા.

દરજીએ કહ્યું, અરેરે ! મને મારો છો શા માટે ?

શેઠે કહ્યું, તું જલદી ચાલે માટે. ચાબખા વગર મારો બળદ જલદી ચાલતો નથી. મારો બળદ જલદી ચાલે માટે મારે તેને મારવો પડે છે તેમજ તને હું મારૂં છું.

આમ માર સાથે દરજી પાંચસાત ચક્કર ફર્યો ને એનો જીવ ગભરાવવા માંડયો. એને ઘણુંએ મન થયું કે હવે તો નહિ ચલાય, અટકી પડું, પણ પ્રહાર ચાલુ રહ્યા એટલે તેને ફરવું ચાલુ રાખવું પડયું.

આખી રાત ઘાંચીએ તેની પાસ તેલ પિલાવ્યા કર્યું. વહાણું વાયું એટલે તેને બાંધેલો એમનો એમ મૂકી ઘાંચી સ્ત્રી પાસે ગયો.

થોડી વાર પછી નોકરડી આવી. તેણે દરજીને છૂટો કર્યો. તેના તરફ દયા બતાવી તેણે કહ્યું, અરરર ! બહુજ ખોટું થયું. પણ આ બાબતમાં મારાં શેઠાણી કે હું કશું જાણતાં નથી.

દરજી તો અધમૂઓ થઈ ગયો હતો. તે મનમાં સમજ્યો કે હાથનાં કર્યાં હૈયે વાગ્યાં છે. મને મારાં કૃત્યનું ફળ મળ્યું છે. મૂંગે મોએ તે ધીમો ધીમો પોતાને ઘેર ગયો. ફરીથી ઘાંચીની બારી સામું જોવાનું કે ઘાંચેણનો કે બીજી કોઈ પણ પરસ્ત્રીનો વિચાર કરવાનું તે જન્મારામાં ભૂલીજ ગયો.

---

# પાઠ ૭૮મો

## અજાણ્યાનો ભરોસો શો ?

અજાણ્યાં કુળ ને શીળ, જેનાં તેને ન વાસ દો;<br>
જુઓ, માર્જારના દોષે, મર્યું વૃદ્ધ જરદ્ગવ.

ભાગીરથીને તીરે ગૃધ્રકૂટ નામના પર્વત પર એક મોટું કાકડીનું વૃક્ષ હતું. તેની બખોલમાં, જેનાં નખ ને આંખ ગળી ગયાં છે, એવું એક

જરદ્‌ગવ નામનું ગીધ રહેતું હતું. તે ગીધને તે વૃક્ષમાં નિવાસ કરનારાં અન્ય પક્ષીઓ પોતાના આહારમાંથી થોડું થોડું બચાવીને આપતાં, તેથી તેની જીવનયાત્રા ચાલતી.

એક વખત પક્ષીઓનાં બચ્ચાંને ખાવાને માટે દીર્ઘકર્ણ નામનો માર્જાર ત્યાં આવ્યો. તેને જોઈ બચ્ચાંએ કોલાહલ કરી મૂક્યો. તે સાંભળી જરદ્‌ગવે કહ્યું, કોણ છે એ?

માર્જાર ગૃધ્રને જોઈ બીધો ને બોલ્યો, અરે મુઓ. પણ તેણે વિચાર્યું કે

જ્યાંસુધી ભય આઘે છે, ત્યાંસુધી ભયથી બિવું;
પાસે આવી પહોંચે તો, ઘટે તેવા થઈ જવું.

ભય દૂર હોય ત્યાંસુધી તેથી બીવું એ ઠીક છે. તે પ્રત્યક્ષ સંમુખ આવી પહોંચે ત્યારે તો હિંમત રાખી ઘટિત ઉપાય યોજવા, એજ ડહાપણ છે.

આમ વિચારી માર્જારે તરત ઘટિત કરી દીધું. અહિંથી નાસવું અશક્ય છે માટે સમીપ જઈ ગૃધ્રના મનમાં મારે વિષે વિશ્વાસ ઉત્પન્ન કરાવવો એજ માર્ગ અત્ર પ્રાપ્ત છે એમ ધારી માર્જાર ગીધની પાસે ગયો ને તેને કહ્યું, આર્ય! તમને નમસ્કાર. ગીધે પૂછ્યું, તું કોણ છે? માર્જારે ઉત્તર દીધો, હું માર્જાર છું. ગીધે કહ્યું, દૂર જા, તું તો મારૂં વધ્ય છે. માર્જારે કહ્યું, કૃપા કરી પ્રથમ મારૂં કહેવું સાંભળો, પછી વધ્ય હોઉં તો તમે મને મારજો. એમ કહી માર્જારે કહ્યું,

જાતિમાત્રથકી કોઈ, હન્ય શું પૂજ્ય વા બને?
વ્યવહારથકી સર્વે, હન્ય કે પૂજ્ય તો બને.

જાતિથીજ કોઈ હન્ય નથી, તેમજ જાતિથીજ કોઈ પૂજ્ય પણ નથી. સહુ સહુના વ્યવહારથી હન્ય કે પૂજ્ય બને છે, એવી નીતિ છે. મારો વ્યવહાર જુઓ. પછી મારી સાથે યથાયોગ્ય વર્તશો.

ગીધે કહ્યું, બોલ, અહિં તારૂં આવવું શા માટે થયું છે? માર્જારે કહ્યું, અહિં હું ગંગાતીરે નિત્ય સ્નાન કરૂં છું. માંસાહાર મેં વર્જેલો છે.

હું બ્રહ્મચારી છું. મેં ચાંદ્રાયણ વ્રત આદર્યું છે. આપ ધર્મજ્ઞાનમાં પરાયણ રહો છો ને વંદનીય છો, એમ સર્વ પક્ષી આપની સ્તુતિ કરે છે. વિદ્યા ને વયમાં આપ વૃદ્ધ છો. આમ વિચાર કરી આપની પાસે ધર્મનું શ્રવણ કરવા હું આવ્યો છું; પરંતુ આપ તો એવા ધર્મજ્ઞ છો કે હું આપનો અતિથિ છું તેને મારવા તૈયાર થયા છો. ગૃહસ્થ ધર્મ તો એવો છે કે

ઘેર આવેલ શત્રૂએ, આતિથ્યે પૂજવો ઘટે;
છેદવા વૃક્ષને આવે, તેને એ વૃક્ષ છાય દે.

શત્રુ પણ આપણે ઘેર અતિથિ તરીકે આવ્યો હોય તો આપણે તેનું આતિથ્ય કરવું જોઈએ. તેની પરોણાગત કરી સંમાન કરવું જોઈએ. જુઓ, વૃક્ષને જે પુરુષ છેદવા જાય છે તે પુરુષને પણ તે વૃક્ષ છાયા આપતું નથી ?

ગીધે કહ્યું, તે તો ઠીક. પણ માર્જારને માંસ ભાવે છે ને અહિં પક્ષીઓનાં બચ્ચાં રહે છે; માટે મારે તને અહિંથી જા એમ કહેવું પડે છે.

તે સાંભળી માર્જારે ભૂમિને ને કાનને સ્પર્શ કર્યો ને બોલ્યો, કૃષ્ણ ! કૃષ્ણ ! અહિંસા એ તો પરમ ધર્મ છે.

આ પ્રમાણે વિશ્વાસ ઉત્પન્ન કરાવ્યો, એટલે ગૃધ્રે માર્જારને વૃક્ષના કોટરમાં રહેવા દીધો.

ત્યાં વસી માર્જાર રોજરોજ પક્ષીનાં બચ્ચાં ખાવા મંડ્યો. જે જે પક્ષીઓનાં બચ્ચાં ખવાતાં તે તે પક્ષીઓ પોતાનાં બચ્ચાં આમતેમ શોધવા લાગ્યાં. તે જાણી માર્જાર તે કોટરમાંથી નીકળી નાસી ગયો. આમતેમ શોધતાં પક્ષીઓને પોતાનાં બચ્ચાંનાં હાડકાં માલમ પડ્યાં. આ ગીધેજ આપણાં બચ્ચાં મારી નાંખેલાં હોવાં જોઈએ એમ નિશ્ચિત કરી પક્ષીઓએ તે ગીધને પૂરો કર્યો; માટેજ કહ્યું છે કે

અજાણ્યાં કુળ ને શીળ, જેનાં તેને ન વાસ દો;
જુઓ, માર્જારના દોષે, મર્યું વૃદ્ધ જરદ્‌ગવ.

# पाठ ७९मो

## गुजराती भाषानी महत्ता

### मनहर

एवे मळी आव्या सिद्ध, पृथ्वीमां प्रसिद्ध पूरा,
नमी पूछयुं तेमने में, भलो त्यारे भावियो;
निष्कलंकी भाषा कोइ, बतावीए नरवर!
पूजक हुं थाउं तेनो, व्यग्र मन अति छे;
जोउं जेमां तेमां दोष, गिरवाण शुद्ध भाळुं,
न करवानुं निहाळुं, मूढ मारी मति छे;
गिरवाण जेवी नहि, उतरती एना थकी,
एक पगथियुं मात्र, गूढ केवी गति छे. १

योगिराज ईश्वरशा, वद्या वेण त्यारे तर्त,
अल्या कयी जात तारी, पूछयुं एम तेमणे;
में कह्युं हुं गूजराती, मूल्यवाळो शुं शां विषे,
शुद्ध भाषा जोवी मारे, मूल्य कर्युं एमणे;
उमर मूकी अने तुं, डुंगरने पूजे केम?
गोदमांनो सूत भूले, जाण्युं नहि जेमणे;
तारी भाषा छेज तेवी, जाण्युं नव तें जरूर,
विचारी जो वारंवार, गुणथी घटे गणे. २

कोमळता कमळथी, अधिक देखाय जेमां,
मधु सुधा मिष्टपणे, हारी हारी जाय छे;

अमलता एना जेवी, नथी कोइ भाषामध्य,
प्राचीनपणुं तो जेनुं, मोटेरुं मनाय छे;
नवरसनी नायका, सुखदायका छे सिद्ध,
जाणे नहि तेह एना, खोटा गुण गाय छे;
कर्डकणापणुं के' छे, नथी एना मांही रज,
वीर ग्रंथ भाळ्या नहि, खत्ता तेणे खाय छे. ३

पोते पोताकेरी करे, अथवा पोताना तणी,
प्रशंसा तो पेर पेर, ते मांही ते माल शो ?
गुर्जरगिरानी तुल्य, उपमा उर्वीमां नथी,
सर्वगुणसंपन्न छे, उच्चार रसाळ शो ?
एम समजावी मने, सारे पंथे वाळ्यो सिद्ध;
अनुभवे खरुं लाग्युं, टळ्यो नाना वाळशो. ४

वल्लभ

---

# પાઠ ૮૦મો

## પ્રતિભા

પ્રતિભા એટલે અપૂર્વ બુદ્ધિ. જેના નવા નવા અંકુર સ્ફુરે એવી જે ઊંચા પ્રકારની પ્રજ્ઞા તે પ્રતિભા. કેટલીક વાર એમ કહેવામાં આવે છે કે પ્રતિભાને ને શ્રમને વિરોધ છે. પ્રતિભાશાલી પુરુષો નિયમિત શ્રમ કરનારા હોતા નથી, એમ માનવામાં આવે છે, એટલુંજ નહિ, પણ આ પ્રકારનો વિરોધ છે એમ માની લઈ ઘણા ઊગતા અભ્યાસીઓ આળસુ થવામાં ગૌરવ સમજે છે. તેઓ એમ વિચારે છે કે જડ ને બુટ્ટી બુદ્ધિ-

વાળા માણસોજ ગદ્ધાવૈતરૂં કરે છે, જેઓ ખરા બુદ્ધિશાલી હોય છે, ખાસ કરીને જેમનામાં પ્રતિભા હોય છે, તેઓ તો અપૂર્વ બુદ્ધિના પ્રભાવથીજ પોતાનું કામ કરી શકે છે. તેટલા માટે એવા વલણના યુવકો આળસુ રહેવાનું વધારે પસંદ કરે છે. કોઈ વાર પોતાનામાં બીજા કરતાં વિશેષ બુદ્ધિ જોઈ ઉદ્યોગી ટેવને તિલાંજલિ આપનારા કેટલાક યુવાનો પોતાનું આખું જીવન બગાડે છે. આવા પુરુષોને કેટલીક વાર થોડા શ્રમથી વિજય મળે તો તેઓ પોતાના વિચારમાં દૃઢ થાય છે કે એ વિજય પોતાના બુદ્ધિપ્રભાવનુંજ પરિણામ છે. આપણી પ્રતિભાને છાજે તે પ્રમાણે આપણે હમેશ થોડોજ પરિશ્રમ કરવો એવી તેઓ પોતાની ફરજ સમજે છે. તે બિચારાઓને ખબર નથી કે બુદ્ધિની સાધારણ કરતાં કંઈક વિશેષ શક્તિનો કોઈક વારનો ચળકાટ ને પ્રતિભાનો પ્રકાશ, એ બેની વચ્ચે આગીઆના ને સૂર્યના પ્રકાશની વચ્ચે જેટલો અંતર છે તેટલો અંતર છે. પ્રતિભા પણ ઘણે ભાગે શ્રમથીજ પ્રાપ્ત થાય છે. અલબત્ત, સ્વાભાવિક શક્તિ પણ તેના વિકાસ માટે આવશ્યક છે; પણ મોટે ભાગે તે વિકાસ પરિશ્રમ ને ખંત પરજ આધાર રાખે છે.

દુનિયાના સહુથી વધારે વખણાએલા કવિઓ, વક્તાઓ, રાજનીતિજ્ઞો, ઇતિહાસકારો, ને વૈજ્ઞાનિકોનાં જીવન ને જીવનસૂત્રો તપાસશો તો તમને માલમ પડશે કે તેઓ જે કંઈ કરી શક્યા છે તે ઉદ્યોગ, પરિશ્રમ, ને ખંતને બળેજ કરી શક્યા છે. બફન નામનો એક અંગ્રેજ લેખક કહે છે કે પ્રતિભા એટલે ધૈર્ય. મતલબ કે ધીરજથી ને ખંતથી જે પોતાના કામને વળગી રહે છે તેજ તેમાં કંઈ વિશેષ કરી શકે છે.

ગિબન નામનો જગવિખ્યાત ઇતિહાસકાર પોતાની પ્રતિભા માટે પ્રસિદ્ધ છે. તે શિયાળો કે ઉનાળો ગમે તે ઋતુ હોય તેમાં કંટાળ્યા વિના છ વાગતે ઊઠી કામે વળગી જતો. બર્કે રાજનીતિમાં અપૂર્વ બુદ્ધિ દર્શાવી હતી; પરંતુ તે જેટલો પરિશ્રમ કરતો તેટલો ભાગ્યેજ બીજા કોઈએ કર્યો હશે. પૅસ્કલ નામે વૈજ્ઞાનિક ઘણો બુદ્ધિશાલી હતો. એને વિષે એમ કહેવાય છે કે અતિપરિશ્રમથી ને અભ્યાસથી એનું મૃત્યુ થયું. મિલ્ટન નામે એક

પ્રખ્યાત અંગ્રેજ કવિ હતો. તે એવો સતત ઉદ્યોગી હતો કે કોઈ વેપારી કે ફત્તેહમંદ ધંધાદારીના નિયમિત શ્રમ કરતાં તેનો શ્રમ ઓછો નહિ હોય. સ્વર્ગસ્થ પ્રખ્યાત વૈજ્ઞાનિક પ્રો. ગજ્જરની પ્રતિભા તેમની મોતી સાફ કરવાની રાસાયણિક કુશળતાથી તેમજ મુંબઈમાં મહારાણી વિક્ટોરિઆનું બાવલું જે કોઈથી સાફ થયું નહોતું તે તેમણે સાફ કર્યું તેથી બધાંને જાણીતી થઈ હતી. તેઓ હમેશ વાતમાં કહેતા કે પરસેવા વિના પ્રતિભા નહિ. અર્થાત્, પરસેવો ઉત્પન્ન કરે એવા અથાક પરિશ્રમથીજ પ્રતિભા પ્રાપ્ત થાય છે. જીવનના પાછલા ભાગમાં તેઓ ઘણા માંદા ને અશક્ત રહેતા, તોપણ તેઓ કંઈ ને કંઈ કર્યાજ કરતા.

ઉદ્યોગ અને ખંતથીજ અદ્‌ભુત કાર્યો કરી શકાય છે, એ જ્યારે જોવામાં આવે છે ત્યારે પ્રતિભા એ સ્વાભાવિક છે, શ્રમથી મેળવાતી નથી, એ વિચારના સત્યત્વ વિષે ઘણાને શંકા ઉત્પન્ન થાય છે. એક પ્રખ્યાત લેખક એકકેરિઓ તો એટલે સુધી કહે છે કે શ્રમથી હર કોઈ પુરુષ કવિ કે વક્તા થઈ શકે. રેનોલ્ડઝ્ નામનો અન્ય લેખક કહે છે કે શ્રમથી દરેક માણુસ ચિત્રકાર કે શિલ્પકાર થઈ શકે. આ વિચારમાં સંપૂર્ણ સત્ય નથી. પરંતુ એટલું તો ખરૂં છે કે પ્રતિભાના વિકાસમાં પરિશ્રમ અગત્યનું તત્ત્વ છે. પ્રતિભાશાળી પુરુષો મોટે ભાગે ઉદ્યોગી ને પરિશ્રમશીલજ હોય છે.

ફલાણામાં અદ્‌ભુત પ્રતિભા છે એવું લોકો ઘણી વાર કહે છે; પણ ખરી રીતે જોતાં અદ્‌ભુતતા પ્રતિભામાં નથી, પણ ઉદ્યોગમાં છે. વર્ષોનાં વર્ષો સુધી અમુક વિષયનું મનન, પુનર્મનન, ને પરિશીલન કરનાર માણસને કોઈ વાર કોઈ નવો વિચાર, કોઈ નવી શોધ, કોઈ નવું સત્ય જડી આવે છે ને તે જ્યારે તે પુરુષ પ્રકાશમાં આણે છે ત્યારે લોકો તેની શક્તિથી વિસ્મિત થાય છે. ખરી રીતે જોતાં, વિસ્મિત તેની શક્તિથી નહિ, પણ તેના **ઉદ્યોગથી**, તેના **ખંતથી**, તેની **સતત પ્રવૃત્તિથી** થવાનું છે. આ ઉદ્યોગ, આ ખંત, આ સતત પ્રવૃત્તિ, એજ તેમને વિષે ખરેખરૂં અલૌકિક છે.

---

# પાઠ ૮૧મો

## વૈજ્ઞાનિક શોધઃ શોધકને ત્રાસ, ભાગ ૧લો

સામાજિક વિષયની પેઠે વૈજ્ઞાનિક વિષયમાં પણ પરાપૂર્વથી લોકોમાં રૂઢ થએલા વિચારો જડમૂળ ઘાલીને બેઠેલા હોય છે. તેને દૂર કરી સત્ય સિદ્ધાંત સ્થાપિત કરવામાં ભગીરથ પ્રયત્ન આદરવો પડે છે.

ગૅલિલીઓ નામનો પ્રસિદ્ધ ખગોળવેત્તા ઇટલિમાં પાઇસા શહેરમાં ઇ. સ. ૧૫૪૬માં જન્મ્યો હતો. 'પુત્રનાં લક્ષણ પારણામાંથી જણાય છે,' તે પ્રમાણે બાલ્યાવસ્થાથીજ તેને યાંત્રિક સાધનો બનાવવાનો શોખ હતો. તે ગણિતશાસ્ત્રમાં અને ખગોળમાં ઘણો પ્રવીણ હતો.


ગૅલિલીઓ

તેની પહેલાં બે હજાર વર્ષ પર થઈ ગએલા, સુપ્રસિદ્ધ ગ્રીક તત્ત્વજ્ઞાની એરિસ્ટૉટલે એવો સિદ્ધાંત પ્રવર્તાવ્યો હતો કે જેમ પદાર્થ ભારે તેમ તે પૃથ્વી પર વહેલો પડે છે. એક ઊંચી ટેકરી પરથી એક ભારે પદાર્થ ને એક હલકો પદાર્થ, બંનેને સાથે નાખી દીધા હોય તો ભારે પદાર્થ હલકા પદાર્થ કરતાં પૃથ્વી પર વહેલો પડશે.

આ વાત ગૅલિલીઓને ખરી લાગી નહિ. તેણે પ્રયોગો કરી પોતાના મનમાં ખાતરી કરી કે આ વાત ખોટી છે. એરિસ્ટૉટલનો સિદ્ધાંત ખોટો છે એમ જાહેર રીતે સાબીત કરવા તેણે પાઇસાનો ઊંચો મિનારો પસંદ કર્યો.



પાઇસાનો મિનારો

દિવસ અને સમય નક્કી કરવામાં આવ્યાં. પાઇસાના મિનારા આગળ બંને પક્ષની મોટી મેદની ભેગી થઇ. એક તરફ પ્રાચીન સમયથી રૂઢ થએલા એરિસ્ટૉટલના સિદ્ધાંતના અનુયાયીઓ અને તેના સંખ્યાબંધ પક્ષકારો એકઠા થયા હતા. તેઓમાં મોટે ભાગે ધર્મોપદેશકો અને વિશ્વવિદ્યાલયોમાં જુદાજુદા વિષયોમાં પારંગત થએલા વિદ્વાનો હતા. સાધારણ લોકોનું ટોળું પણ તેજ પક્ષમાં હતું. બીજી બાજુએ એક તરુણ પુરુષ હતો. તેનામાં નહોતું પ્રાચીન વિદ્યાનું ગૌરવ, નહોતી કોઈ અધિકારની પ્રતિષ્ઠા, કે નહોતા કોઈ પક્ષકારો. બંને પક્ષને પોતાના સિદ્ધાંતના ખરાપણાની ખાતરી હતી.

ગૅલિલીઓ એકલો હતો; પરંતુ તેનામાં સત્યની હિંમત હતી. તેનાં નેત્રો ઉત્સાહથી ઝળકતાં હતાં.

પ્રયોગ કરવાનો સમય થયો, એટલે પ્રયોગમાં વાપરવાના બે ગોળાનું બરાબર વજન કરવામાં આવ્યું. એક ગોળા કરતાં બીજો ગોળો વજનમાં બરાબર બમણો હતો. બંને પક્ષોએ બંને ગોળાના વજન વિષે ખાતરી કરી. એક ગોળા કરતાં બીજા ગોળાનું વજન બરાબર બમણું હતું, એ વિષે કોઈને સંશય રહ્યો નહિ

એરિસ્ટૉટલના અનુયાયીઓએ પોતાનો સિદ્ધાંત રજુ કર્યો કે એ બે ગોળામાંથી ભારે ગોળો બીજા ગોળા કરતાં અર્ધા વખતમાં જમીન પર પડશે.

ગૅલિલીઓએ કહ્યું કે ગોળાના વજન પર તેમના નીચે પડવાના વેગનો બિલકુલ આધાર નથી; તેથી બંને ગોળા જમીન પર સાથે પડશે.

બંને ગોળાને ઊંચા મિનારાની ટોચ પર લઈ જવામાં આવ્યા. લોકોની મેદની નીચે જમીન પર ઊભી રહી. સૂચના આપવામાં આવી એટલે બંને ગોળા એકી વખત શિખર પરથી નીચે નાખવામાં આવ્યા. બંને એકી વખત પડ્યા.

આ પ્રયોગ વારંવાર કરી બતાવવામાં આવ્યો; પરંતુ દરેક વખત તેનું પરિણામ સરખુંજ આવ્યું. બંને ગોળા સાથેજ જમીન પર પડ્યા. ભારે તેમજ હલકો બંને એકી વખત જમીન પર પડ્યા.

ગૅલિલીઓનો સંપૂર્ણ વિજય થયો. તેણે પ્રસિદ્ધ કીધેલા સિદ્ધાંતની સત્યતામાં સંશય લવમાત્ર પણ રહ્યો નહિ. પરંતુ રૂઢિના પૂજકોએ તેને અભિનંદન કર્યું નહિ એટલુંજ નહિ, પણ તેઓ તેના તરફ દરેક પ્રકારનો દ્વેષ બતાવવામાં અને દરેક રીતનાં કઠોર વચન કહેવામાં લેશમાત્ર પણ ખંચાયા નહિ. લાંબા વખતથી સ્વીકારેલો સિદ્ધાંત ખોટો છે એમ પ્રત્યક્ષ દર્શન થયું, છતાં તેમને તે તજી દેવો ગમ્યો નહિ. નવો સિદ્ધાંત ખરો છે એમ નજરોનજર તેમણે દીઠું, છતાં તેમનું મન તે સ્વીકારવા તૈયાર થયું નહિ. રૂઢિને સમયનું બળ મળવાથી તે બલવત્તમ થાય છે.

# પાઠ ૮૨મો

## વૈજ્ઞાનિક શોધ: શોધકને ત્રાસ, ભાગ ૨જો

ગૅલિલીઓનો સિદ્ધાંત તમારા મગજમાં એકદમ ઊતરશે નહિ; કેમકે તમે કોઈ વાર પત્થર ને કાગળ, બંને એકી વખત જમીન પર નાખ્યા હશે અને પત્થરને જમીન પર વહેલો પડેલો દીઠો હશે. એ ખરી વાત છે કે આપણે એકજ ઊંચી જગાએથી એકી વખત કાગળ અને પત્થર નીચે જમીન પર નાખીએ તો પત્થર પહેલો ને કાગળ પછી જમીન પર પડશે. પરંતુ, આનું કારણ પદાર્થનું વજન નથી, પણ હવાનું પ્રતિબળ છે.

યંત્ર વડે જેમાંથી હવા કાઢી નાખેલી હોય એવા વાસણમાં કાગળ અને રૂપીઓ, બંનેને એક જગાએથી સાથે નાખવામાં આવે તો તે બંને વાસણને તળીએ સાથેજ પહોંચશે.

રૂપીઆ ઉપર તેનાથી સહેજ નાનું કાગળનું વર્તુળ મૂકશો અને તે બેને એક જગાએથી નીચે નાખશો તો તે બંને જમીન પર સાથે પડશે; કેમકે કાગળને હવાનું પ્રતિબળ નડશે નહિ.

તમે સીસાના, લોઢાના, પિત્તળના, અને લાકડાના સરખા કદના ગોળાઓને એક સ્થળેથી એકી વખત નીચે નાખશો તો તે બધા લગભગ સરખેજ વખતે નીચે પડતા જણાશે. આનું કારણ એ છે કે હવાનું પ્રતિબળ બધા ગોળાઓને લગભગ સરખુંજ લાગે છે.

આ ઉપરથી સમજાશે કે ગૅલિલીઓનો સિદ્ધાંત ખરો છે કે પદાર્થના નીચે પડવાના વેગમાં તેના વજનને કંઈ સંબંધ નથી.

બધા માણસોની અવલોકનશક્તિ સરખી કેળવાએલી હોતી નથી. જોવાજોવામાં બહુ ફેર છે. કેટલાક માણસોને જે પદાર્થોમાં કંઈ ખુબી માલમ પડતી નથી તે પદાર્થોમાં અન્ય માણસો બહુ ખુબી જુએ છે. ગૅલિલીઓને સૂક્ષ્મ નિરીક્ષણ કરવાની ટેવ પડી હતી. તેના સમય પહેલાં ઘણાંએ માણસોએ લટકતું વજન ઝોલા ખાતું જોયું હશે; પરંતુ તે ઝોલ્લા ખાવામાં કેવો નિયમ સમાએલો છે તે તરફ કોઈનું લક્ષ ગયું નહોતું.

ગૅલિલીઓનું લક્ષ એ તરફ ગયું અને એનો ઉપયોગ વખત માપવામાં કેવી રીતે કરી શકાય તે તરફ એની વિચારશક્તિ દોરવાઈ. પાઇસાના દેવલમાં એક નોકરે એક દીવો તેલથી ભર્યો ને છાપરા પરથી લટકતો મૂક્યો. ગૅલિલીઓની ઉમર તે વખત માત્ર ૧૮ વર્ષની હતી. તેણે તે દીવો ઝોલ્લા ખાતો હતો તે તરફ ધ્યાન દઈને જોયું અને વખત માપવા માટે લંગરનો કેવો ઉપયોગ કરી શકાય તેનો વિચાર તેના મનમાં જન્મ પામ્યો. ત્યાર પછી પચાસ વર્ષ તેણે એ બાબતનો ખંતથી અભ્યાસ કર્યો. સંશોધન પૂરૂં થયું અને તેને બરાબર ખાતરી થઈ એટલે તેણે ઘડિયાળના લોલકની યોજના બહાર પાડી.

ગૅલિલીઓએ અત્યંત પરિશ્રમ કરી દૂર્બીન બનાવ્યું, તેની મદદથી આંખની શક્તિ ત્રીસગણી વધી. એ દૂર્બીન પ્રથમ તેણે ચંદ્રનું અવલોકન કરવામાં વાપર્યું તે વેનિસમાં સૅંટ માર્કના મિનારા પર આકાશનું અવલોકન કરવા ચઢ્યો અને દૂર્બીન વડે તેણે ચંદ્રમાં રહેલા ઊંચા પર્વતો, ઊંડી ખીણો અને વિશાળ મેદાનો, અને સૂર્યમાં ડાઘા, એ બધું જોયું અને એ જોઈ તે આશ્ચર્ય પામ્યો.

ત્યાર પછી તેણે દૂર્બીનની સહાયતાથી બીજા ગ્રહો જોવા માંડ્યા. ઇ. સ. ૧૬૧૦ની ૮મી જાન્યુઆરિને દિવસે તેણે બૃહસ્પતિ ( ગુરુ ) ગ્રહનું અવલોકન કરવાનું શરૂ કર્યું. તેના ધોળા ગોળા ઉપર મધ્ય ભાગની પાસે તેને કાળા પટા લાગ્યા. એ ગ્રહની પાસે તેણે નરી આંખે ન દેખાય એવા ત્રણ ચળકતા તારા દેખ્યા. બીજે દિવસે તેણે એજ ગ્રહનું અવલોકન કર્યું. તે દિવસે એને અગાઉ જોએલા ત્રણ તારાઓના પરસ્પરના અંતરમાં ઘણો ફેર માલમ પડ્યો, તેથી એના મનમાં સંશય ઉત્પન્ન થયો; કેમકે તારાઓનું પરસ્પરનું અંતર બદલાતું નથી. ત્રીજે દિવસે તેણે પાછું અવલોકન શરૂ કર્યું; પરંતુ તે રાતે વાદળાં હતાં તેથી તે નાઉમેદ થયો. ચોથી રાતે અવલોકન કરતાં તેને ખાતરી થઈ કે એ ત્રણ તારા નથી, પણ ગુરુના ઉપગ્રહ છે. જેમ પૃથ્વીને ચંદ્ર ઉપગ્રહ છે તેમ ગુરુને એ ત્રણ ઉપગ્રહ છે. થોડા દિવસ પછી તેને ગુરુનો ચોથો ઉપગ્રહ માલમ પડ્યો.

આ પ્રમાણે ગુરુને ચાર ઉપગ્રહ છે એમ ગૅલિલીઓએ શોધી કાઢ્યું. જેમ ચંદ્ર એ ઉપગ્રહ આપણી પૃથ્વીની આસપાસ ફરે છે, તેમ બૃહસ્પતિના ચાર ઉપગ્રહો બૃહસ્પતિની આસપાસ ફરે છે.

એક ઇટાલિઅન વિદ્વાને તો દૂર્બીનમાંથી આકાશનું નિરીક્ષણ કરવાની ના કહી; કેમકે તેને ધાસ્તી લાગી કે રખેને જોતાં બૃહસ્પતિના ઉપગ્રહો દેખાય. બીજાએ નિરીક્ષણ કર્યું અને તેને ખાતરી થઈ કે ઉપગ્રહો છે. ત્રીજાએ નિરીક્ષણ કરીને કહ્યું કે ઉપગ્રહો દુર્બીનમાંથી દેખાય છે ખરા, પણ હું તે માનતો નથી. એ ઉપગ્રહો દૂર્બીનમાં છે, આકાશમાં નથી.

લોકો સત્ય જુએ છે, છતાં તે સ્વીકારવા કેવા નાખુશ હોય છે તેનો આ દાખલો છે. રૂઢ થએલા પ્રાચીન વિચાર મનમાંથી કાઢવા તેમને રુચતા નથી.

---

# પાઠ ૮૩મો

## વૈજ્ઞાનિક શોધઃ શોધકને ત્રાસ, ભાગ ૩જો

પશ્ચિમમાં પૂર્વે ટૉલેમિ નામના ખગોળવેત્તાએ એવી રીતે પ્રતિપાદન કર્યું હતું કે આખું સૂર્યમંડળ એટલે સૂર્ય અને બધા ગ્રહો પૃથ્વીની આસપાસ ફરે છે. અર્થાત્, આપણે જેમ દેખીએ છીએ તેમ પૃથ્વી સ્થિર છે અને સૂર્યમંડળ પૃથ્વીરૂપી મધ્યબિંદુની આસપાસ ફરે છે.

એ સમય પછી તરસેંએક વર્ષ રહીને ગૅલિલીઓના જન્મની પહેલાં પચાસેક વર્ષ પર થએલા કોપર્નિકસ નામના જર્મન ફિલસુફે એ મત ખોટો છે એમ કહ્યું. તેણે દેખીતી ગતિથી આપણે કેવા છેતરાઈએ છીએ તે પર લક્ષ આપ્યું. આપણે આગગાડીમાં મુસાફરી કરીએ છીએ ત્યારે આપણને એમ લાગે છે કે આપણે સ્થિર છીએ અને ઝાડો આપણી સામી દિશાએથી જાય છે. એમ ગતિના દેખાવના ભ્રમથી મનુષ્ય છેતરાય છે. વસ્તુતઃ, પૃથ્વી સ્થિર નથી, પણ બીજા ગ્રહોની પેઠે સૂર્યની આસપાસ ફરે છે, એવો કોપર્નિકસનો સિદ્ધાંત હતો.

કોપર્નિકસનો સિદ્ધાંત હાલ માન્ય થયો છે; પણ તેના વખતમાં તેનો સ્વીકાર બહુ થયો નહોતો. ગૅલિલીઓએ દૂર્બીન શોધી કાઢ્યું. એટલે તેની મદદથી ગ્રહોનું ને તારાઓનું અવલોકન કરવાનું સુગમ થયું. કોપર્નિકસનો સિદ્ધાંત માનવાનાં વધારે કારણો મળવા માંડ્યાં અને ધીમે ધીમે તે સર્વમાન્ય થયો.

કોપર્નિકસે પોતાના વિચાર હસ્તલિખિત પુસ્તકમાં પ્રગટ કરી પોતાની પાસે તે પુસ્તક રાખ્યું હતું. મરણ પહેલાં થોડા વખત અગાઉજ તે એ પુસ્તક છપાવી પ્રગટ કરી શક્યો.

ગૅલિલીઓએ કોપર્નિકસના સિદ્ધાંતનો ઉપદેશ કર્યો. પૃથ્વીને ગતિ છે એવા તેના બોધથી ધર્મવિચારક સભા તેના પર ગુસ્સે થઈ. ઇ. સ. ૧૬૧૫માં તેને રોમ બોલાવ્યો અને તેણે જે ઉપદેશ કર્યો હતો કે પૃથ્વીને બે ગતિ છે, પોતાની ધરીની આસપાસ દૈનિક ગતિથી દહાડો અને રાત થાય છે અને સૂર્યની આસપાસ વાર્ષિક ગતિથી ઋતુમાં ફેરફાર થાય છે, તે ઉપદેશનો જાહેર રીતે તેને ઇનકાર કરવાનો હુકમ થયો.

ઇ. સ. ૧૬૧૬ના ફેબ્રુઆરિની ૨૪મી તારીખે ધર્મોપદેશકોએ ગૅલિલીઓના સિદ્ધાંતો ધર્મવિરુદ્ધ છે એમ જાહેર કર્યું. સૂર્ય એ મધ્ય સ્થળમાં છે અને તેને ગતિ નથી એ સિદ્ધાંત તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ અસંભવિત છે અને ધર્મપુસ્તકના ઉપદેશથી વિરુદ્ધ છે, પૃથ્વીને ધરીની આસપાસ દૈનિક ગતિ છે એ સિદ્ધાંત પણ એવોજ અસંભવિત અને ધર્મપુસ્તકના ઉપદેશથી વિરુદ્ધ છે, એમ ધર્મોપદેશકોએ ઠરાવ કર્યો અને ગૅલિલીઓને પોતાના સિદ્ધાંતનો ઉપદેશ કરવાની મના કરવામાં આવી. તેને ધર્મપુસ્તક હાથમાં લઈ સોગન ખાઈને એવું જાહેર કરવું પડ્યું કે 'ખરા અંતઃકરણથી અને ડોળ વગરની ખરી શ્રદ્ધાથી તમે બતાવેલી ભૂલોનો હું ઇનકાર કરૂં છું અને એ ભૂલોને તેમજ નાસ્તિકપણાને ખરા દિલથી તિરસ્કારૂં છું. હું સોગન ખાઈને પ્રતિજ્ઞા કરૂં છું કે હવે પછી કોઈ વખત હું મોંના ઉપદેશથી કે લખાણથી મારી સામા શંકા ઉત્પન્ન થાય એવું કંઈ કહીશ નહિ.' ઘુંટણીએ નમીને આવી રીતે સોગન ખાઈને ઊઠયા પછી તરત તેણે પોતાના એક મિત્રના કાનમાં કહ્યું કે 'આ બધું છતાં પૃથ્વી ફરે તો છેજ.' તેનામાં પોતાના વિચારને વળગી રહેવાની હિંમત નહોતી; પરંતુ આપણે યાદ રાખવું જોઈએ કે આ વખત તેની ઉમર ૭૦ વર્ષની હતી.

ઇ. સ. ૧૬૩૨માં ગૅલિલીઓએ ફ્લોરેન્સમાં પ્રાચીન અને કોપર્નિકસની પદ્ધતિ વિષે એક પુસ્તક પ્રસિદ્ધ કર્યું; તેથી તેને રોમ બોલાવવામાં આવ્યો અને તેનું પુસ્તક જાહેર રીતે બાળી નાખવામાં આવ્યું. તેને જીવનપર્યંત કેદ કરવામાં આવ્યો અને પોતાના સિદ્ધાંત ઇનકાર કરવાની જરૂર પાડવામાં આવી. પાછળથી તેની શિક્ષામાં ઘટાડો કરવામાં આવ્યો અને તેને પોતાને ઘેર ફ્લૉરેન્સ જવા દેવામાં આવ્યો. પરંતુ કેદમાં તેને જે ઘાતકી રીતે રિબાવવામાં આવ્યો હતો તેના કરતાં તેના માનભંગથી ને જાહેર ઇનકાર કરવાની લાગેલી શરમથી તેના મન પર વધારે અસર થઈ. તે વૃદ્ધ થયો હતો ને અશક્ત થયો હતો. તેની આંખ ગઈ હતી. પછી કોઈ પણ દિવસ તેણે ખગોળના વિષય પર વાત પણ કરી નથી. તે ઇ. સ. ૧૬૪૨માં ફ્લૉરેન્સમાં મરણ પામ્યો.

સત્તરમા સૈકામાં યુરોપમાં ધર્મોપદેશકોનો કેટલો બધો ત્રાસ હતો અને તેઓ જ્ઞાનની વૃદ્ધિ અને સંશોધનને કેવી રીતે દબાવી દેતા હતા તેનો દાખલો ગૅલિલીઓનું જીવન પૂરો પાડે છે. તે પોતાના સિદ્ધાંતને વળગી રહ્યો હોત અને તેનો ઇનકાર કરી જિંદગી બચાવવાને બદલે તેણે જિંદગીનો ભોગ આપ્યો હોત તો તે વિશેષ ખ્યાતિ પામ્યો હોત.

---

# पाठ ८४मो

## हनुमान् ने गरुडनो संवाद

### लावणी

एक समे हनुमान गरुड बेहु एक स्थळ मळिया;
कोइ कोइना गांज्या न जाय एम एकेकपें बळिया. टेक
निकट द्वारिका श्रीकृष्णतणो एक बाग हतो चारु;
चोकी त्यांहां गरुडजी करता पतिने प्रिय सारु;
हरिइच्छा हनुमान त्यांहां एकदा क्षुधा भरमा;
आवी अचानक फळ भक्षी तरु फेंक्या सागरमां;

तजी विवेक वाटिका बिगाडी, गरव घणो लावी;
जोई अनीति विहंगमपतिए, हस्त ग्रह्यो आवी;
जोइ समोवड सुभट विकार्यो, वृक्षथकी पळिया; को०ए०१
गरुड कहे अल्या उभो रहेजे, छे अनुचर काहानो;
विना कहे एमां केम पेठो, बाग विशे छानो;
ए वाडी श्रीकृष्णतणी छे, एहनी तने दुहाई;
निकळ बहार के शिक्षा करी, हुं कहाडीश कर सहाई;
एम सुणी कपिराय कोपियो, रीस घणी आणी;
रेहे अळगो श्रीकृष्णहिमायती, विचारो वद वाणी;
श्रीरामदूत तें हजी नथी दीठा, श्रवणे नथी सांभळिया; को०ए०२
श्रीरामदूत जाण्या ढांक्या रोहो, शुं जाओ छो फूली;
अहिरावणना प्रतीहारनो, मार गया भूली;
श्रीकृष्णदासथी हार्या माटे, ध्वज पर पड्युं रेहेवुं;
मनमां जाणो छो पण फूल्या, माटे पड्युं केहेवुं;
जाण्युं बळ वालिना भयथी, वस्या हता वनमां;
कुंभकरण गळी गयो हतो, वळी विचारी लो मनमां;
त्रण तात ने मात कुंवारी, एवा कुंएर कळिया. को०ए०३
अरे गरुड तारा जश कहुं हुं, सांभळि रहे छानो;
शोक तणी दासी तारी मा, तुं ते सुत काहानो;
भाइ विचारो एक पांगळो, नहि कंइ ठेकाणुं;
सुरजतणो सारथी थईने, भटके निश वहाणुं;
ओरमाइ पण भाइ पोतानो, तेहने तूं मारे;

वाहालानो वेरी तूं तेवो, स्वामी पण तारे;
मातपिता बंधनमां पोते, आहिरमां भळिया. को०९०४
दयाराम

---

# પાઠ ૮૫મો

## પ્રાચીન આર્ય સ્ત્રીઓ

પ્રાચીન આર્ય સ્ત્રીઓ હાલની હિંદુ સ્ત્રીઓ કરતાં વધારે કેળવાએલી હતી. તેઓ ઘરનો બધો ભાર ઉપાડી લેતી ને ઘરને શોભાવતી; રાજાને પ્રધાન મદદ કરે છે તેમ સ્વામીને તેના કામમાં સલાહ આપતી, એકાંતમાં મિત્રનું કામ કરતી, અને ઊંચી કળાનું જ્ઞાન પતિ પાસે પ્રાપ્ત કરતી. કવિ કાલિદાસે બરાબર કહ્યું છે કે

**વૈતાલીય**

ઘરણી પરધાન ને સખી
પ્રિય ચેલી રસિકા કલા વિષે.

એવી સાધ્વી સ્ત્રીથીજ ઘર શોભે છે. ઘર કહ્યું એટલે ઘર થતું નથી; ઘરવાળીજ ઘર થાય છે. કહ્યું છે કે

ઘર તો ઘર મિથ્યા છે, ઘરણી ઘર સત્ય છે.

જેના ઘરમાં મીઠું બોલી સહુને આનંદ પમાડે એવી, અને આચરણથી દીપી રહેલી એવી સ્ત્રી નથી, તેનું ઘર ઘર નથી, વન છે. તેવો માણસ ઘરમાં રહેતો નથી, વનમાંજ રહે છે. ખરૂં કહ્યું છે કે

ઘરમાં નહિ ભાર્યા જો, સાધ્વી ને પ્રિયભાષિણી,
વનમાંજ જવું તેણે, ઘર એવું અરણ્ય છે.

એવી સ્ત્રીઓ પતિની સેવા ઉઠાવવી ને તેને પોતાની વર્તણુકથી પ્રસન્ન કરવો એજ મોટું વ્રત સમજતી. તેથી તેઓ પતિવ્રતા કહેવાતી. સીતા, દમયંતી, તારા, અને એવી બીજી સ્ત્રીઓએ પતિના સુખદુઃખમાં ભાગ લઈ પોતાનાં આચરણથી પોતાનાં નામ અમર કર્યાં છે.

સ્ત્રીઓએ શુરાતન બતાવવામાં પણ કંઈ બાકી રાખી નથી. ઉત્તરાએ પોતાના પતિ અભિમન્યુને રણમાં ન જવા બહુ સમજાવ્યું અને છેવટે તે રણમાં જવા તૈયારજ થયો ત્યારે તેણે શું કહ્યું ? જય મેળવી પાછા આવજો, પરાજય મેળવી પાછા ન ફરશો. હું કાયર પુરુષની સ્ત્રી છું એવું બદનામ મને ન લગાડશો.

રજપૂતાણીઓ રણમાં જાતે ઘૂમી છે ને રણમાંથી હારીને પાછા આવેલાને તેમણે બારણાં બંધ કરી ઘરમાં પેસવા દીધા નથી. પોતાનું શીલ સાચવવા ઘણીએ પ્રાણ તજ્યા છે. ધન્ય છે એવાં સ્ત્રીરત્નોને.

આવાં સ્ત્રીરત્ન દેશમાં હતાં ત્યારેજ ભારતભૂમિનું તેજ પૂર્ણ કળાએ પહોંચ્યું હતું અને તેની કીર્તિ જગતમાં બધે પ્રસરી રહી હતી.

જન્મથી છોકરાંમાં માબાપના શરીરના ને મનના ગુણો સંક્રાંત થાય છે. બાળપણમાં માતા તેમને ઊછેરે છે. માતા કેળવાએલી ને સારાં આચરણવાળી હોય તો તેના હાથ નીચે ઊછરેલાં છોકરાંમાં સારાં લક્ષણ આવે છે. ઘણા વીર પુરુષોએ અને વિદ્વાનોએ પોતે મેળવેલી નામનાનું મૂળ કારણ માતાએ આપેલી કેળવણી છે એમ જાહેર કર્યું છે. પ્રાચીન સમયમાં એવી કેળવાએલી સ્ત્રીઓ ઘણી હતી.

આપણો આત્મા શું છે અને આ સંસારમાંથી આપણે કેવી રીતે છૂટીએ, એ ઘણો ગૂઢ વિષય છે. એના ઉપર વિચાર કરવામાં મનની એકાગ્રતાનું કામ પડે છે. પ્રાચીન આર્ય સ્ત્રીઓએ એવી ઝીણી બાબતમાં પણ માથું માર્યું છે.

યાજ્ઞવલ્કય ઋષિને મૈત્રેયી ને કાત્યાયની, એવી બે સ્ત્રી હતી. જ્યારે તેમણે સંસાર છોડી વનમાં વાસ કરવા ઇચ્છયું, ત્યારે તેમણે મૈત્રેયીને બોલાવીને કહ્યું, હે મૈત્રેયિ ! મારી જે કંઈ પુંજી છે તે તું ને કાત્યાયની, બંને વહેંચી લો. મૈત્રેયીએ સ્વામીને પૂછયું, મહારાજ ! આખી દુનિયાની દોલત મારી થાય તોપણ હું સંસારથી છૂટું ખરી ? ઋષિએ કહ્યું, ધનથી તને દુનિયાનું સુખ મળશે, મોક્ષ કંઈ ધનથી પ્રાપ્ત નહિ થાય, તે તો જ્ઞાનથીજ થશે. પછી ઋષિએ ઘણા ઘણા દાખલા આપી

મૈત્રેયીને જ્ઞાન આપ્યું. તેમણે કહ્યું, જો મૈત્રેયિ! માણુસને સ્ત્રી શા માટે વહાલી છે? તે તેના આત્માને સુખ આપે છે તેથીજ. એજ પ્રમાણે દરેક પદાર્થ આપણુને વહાલો લાગે છે તેનું કારણ તે પદાર્થથી આપણા આત્માને સુખ મળે છે તે છે; માટે આત્મા સહુથી વહાલો છે. તે આત્મા કોણ છે, તેનો તું હમેશ ઊંડો વિચાર કર અને એમાં મન પોરવ. એનું જ્ઞાન તને બરાબર મળશે ત્યારે તું આ સંસારમાંથી છૂટીશ.

વળી ગાર્ગી નામની એક વિદુષી સ્ત્રીએ પણ એજ યાજ્ઞવલ્ક્ય ઋષિ પાસેથી આત્મજ્ઞાન મેળવ્યું હતું.

મોટા મોટા યજ્ઞ અને બીજાં પુણ્યનાં કામ કરવાથી આ સંસારબંધનમાંથી મુક્ત થવાય છે એમ કર્મવાદી મંડનમિશ્ર નામના વિદ્વાન્ માનતા હતા. એથી ઉલટું, શંકરાચાર્ય એમ માનતા હતા કે કર્મથી નહિ પણ જ્ઞાનથી મોક્ષ થાય છે, જ્ઞાનજ મોક્ષ છે. એ બે વિદ્વાનો વચ્ચે એક વખત વાદ-વિવાદ થયો. એ બેમાં કોનું કહેવું ખરૂં છે એ નક્કી કરનાર કોણ હતું? આ નિર્ણય કરનારમાં બંનેના વાદ સમજવાની શક્તિ હોવીજ જોઈએ. વિદ્વાનો વચ્ચે વાદ થાય ત્યારે સાધારણ માણસથી તેનો ન્યાય થઈ શકે નહિ. ત્યારે આ બે વિદ્વાનોના વાદમાં સાચો કોણ છે એ નક્કી કરનાર કોણ નિમાયું? એ ન્યાય કરવાનુ સ્થાન મંડનમિશ્રની સ્ત્રી ભારતીને આપવામાં આવ્યું, એ તમે શીખી ગયા છો. ભારતીએ નિર્ણય કર્યો કે શંકરાચાર્યનું કહેવું યુક્ત ને સત્ય છે. ધન્ય છે એવી સ્ત્રીઓને!

---

# પાઠ ૮૬મો

## પૃથ્વીની વાર્ષિક ગતિ, ભાગ ૧લો

શિક્ષક—દહાડો ને રાત શી રીતે થાય છે તે તમે શીખી ગયા છો. ઇબ્રાહીમ, તું બોલ, તે શાથી થાય છે?

ઇબ્રાહીમ—સાહેબ, પૃથ્વી પોતાની ધરીની આસપાસ ચોવીસ કલાકમાં ફરે છે તેથી.

શિક્ષક—બરાબર, એને પૃથ્વીની દૈનિક ગતિ કહે છે. ધરી એ કલ્પિત લીટી છે કે ખરી?




શિષ્ય—સાહેબ, એ તો કલ્પિત લીટી છે.

શિક્ષક—ખરી વાત. પૃથ્વીના જુદા જુદા ભાગો પર જુદી જુદી ઋતુઓ બતાવવા પૃથ્વીના ગોળા પર એવી કલ્પિત રેખાઓ દોરેલી છે. જુઓ પૃથ્વીનો ગોળો. એની બરાબર મધ્યમાં થઈને જતું આ વૃત્ત દોરેલું છે. એને **વિષુવવૃત્ત** કહે છે. એ વૃત્તથી પૃથ્વીના ગોળાના બે સરખા વિભાગ થાય છે. એ વૃત્તની ઉત્તરનો ભાગ તે ઉત્તર ગોળાર્ધ અને દક્ષિણનો ભાગ તે દક્ષિણ ગોળાર્ધ કહેવાય છે. ઉત્તર ગોળાર્ધમાં ને દક્ષિણ ગોળાર્ધમાં વિષુવવૃત્તને સમાનાંતર વૃત્તો દોરેલાં છે તે **અક્ષવૃત્ત** કહેવાય છે. કોઈ પણ સ્થળ વિષુવવૃત્તથી ઉત્તરે કે દક્ષિણે કેટલું દૂર છે તે અક્ષવૃત્ત પરના અક્ષાંશથી જણાય છે. વિષુવવૃત્ત પરનાં સ્થળોના અક્ષાંશ શૂન્ય છે ને ઉત્તર ધ્રુવના ૯૦° ઉત્તર અક્ષાંશ ને દક્ષિણ ધ્રુવના ૯૦° દક્ષિણ અક્ષાંશ છે. અક્ષાંશવૃત્તો નાનાંમોટાં છે, સરખાં નથી.

વળી પૃથ્વીના ગોળાની ઉત્તરે ને દક્ષિણે વર્તુલો દોરેલાં છે, તે જુઓ. ઇંગ્લંડમાં ગ્રીનિચ શહેરમાં પ્રેક્ષાગૃહ છે, તેમાંથી

ખગોળવેત્તાઓ આકાશનું અવલોકન કરે છે. એ સ્થળમાંથી ઉત્તર-દક્ષિણ ઉત્તર ધ્રુવ ને દક્ષિણ ધ્રુવમાં થઈને જતું એક વૃત્ત દોર્યું છે અને એ વૃત્તની પૂર્વપશ્ચિમ એવાંજ ઉત્તરદક્ષિણ વૃત્તો બંને ધ્રુવમાંથી જતાં દોર્યાં છે. એ **રેખાંશવૃત્ત** કહેવાય છે. ગ્રીનિચની પૂર્વ તરફ ૧૮૦ ને પશ્ચિમ તરફ ૧૮૦ રેખાંશવૃત્તો છે. કોઈ પણ શહેરના અક્ષાંશ અને રેખાંશ, બંને જાણવાથી તે શહેરનું સ્થાન પૃથ્વી પર ચોકસ થાય છે. આ પ્રમાણે થોડાંક કલ્પિત વૃત્તો પૃથ્વીના ગોળા પર દોરેલાં છે તે મેં તમને સમજાવ્યાં. તમને તે યાદ રહ્યાં? બોલો, પૃથ્વીના મધ્ય ભાગમાંથી જે વૃત્ત જાય છે તેનું નામ શું?

શિષ્ય—સાહેબ, વિષુવવૃત્ત.

શિક્ષક—ઠીક. એને સમાનાંતર ઉત્તરદક્ષિણ વૃત્તો દોર્યાં છે, તેનું નામ શું?

શિષ્ય—સાહેબ, અક્ષવૃત્તો.

શિક્ષક—એ વૃત્તો શા માટે દોર્યાં છે?

શિષ્ય—સાહેબ, કોઈ પણ સ્થળ વિષુવવૃત્તથી ઉત્તરે કે દક્ષિણે કેટલું દૂર છે તે દર્શાવવા.

શિક્ષક—પૃથ્વીની ઉત્તરદક્ષિણ ધ્રુવથી ધ્રુવ સુધી જતાં વૃત્તોનું નામ શું છે? એ શા માટે દોર્યાં છે?

શિષ્ય—સાહેબ, એ રેખાંશવૃત્ત કહેવાય છે. ગ્રીનિચમાં થઈને જે રેખાંશવૃત્ત જાય છે તેનો આંક શૂન્ય છે, તેથી પૂર્વ કે પશ્ચિમ કેટલા રેખાંશ પર અમુક સ્થળ આવેલું છે તે દર્શાવવા એ વૃત્તો દોર્યાં છે.

શિક્ષક—બરાબર. હવે ઋતુનો ભેદ શી રીતે થાય છે તે શિખવું છું. બરાબર લક્ષ રાખશો. જુઓ, મારા હાથમાં નારંગી છે ને તેમાં મેં સળી ખોસી છે. નારંગી એ સળીની આસપાસ હું ફેરવું છું. જુઓ, હું એ સળી ઊભી સીધી રાખું છું. નારંગીને પૃથ્વીનો ગોળો સમજજો ને સળીને ધરી. જુઓ, ટેબલ પર હું દીવો મૂકું છું. એને સૂર્ય સમજજો. હવે હું નારંગીને પોતાની ધરીની આસપાસ

ફેરવું છું, તેમજ દીવાની આસપાસ પણ ફેરવું છું. નારંગીના કયા ભાગ પર દીવાની વધારેમાં વધારે ગરમી લાગશે?

**શિષ્ય**—સાહેબ, વચલા.

**શિક્ષક**—બરાબર. જુઓ, વચલા ભાગ પર વધારેમાં વધારે ગરમી લાગશે ને ઉપર ને નીચે ઓછી લાગશે. પણ દીવાની આસપાસ ફેરવતાં નારંગીના અમુક ભાગ પર પરિવર્તનમાર્ગમાં બધે સરખી ગરમી લાગશે કે ઓછીવત્તી?

**નવીન**—સાહેબ, બધે સરખીજ ગરમી લાગશે.

**શિક્ષક**—ખરી વાત. વધારે સરળ દાખલો આપું. સાંભળો. ધારો કે આ ટેબલ પર દેવતા મૂકયો છે. તમે ઊભા રહો છો ત્યારે તમારી કમ્મર ટેબલની સપાટીને અડકે છે. હવે, મેં જેમ નારંગીને ધરીની આસપાસ ફરતી રાખી ને ધરી ઊભી સીધી રાખી છે, તેમ તમે સીધા રહીને ટેબલની આસપાસ ફરો તો તમને ગરમી કેવી રીતે લાગશે?

**શિષ્ય**—સાહેબ, કમ્મરે વધારે ગરમી લાગશે.

**શિક્ષક**—ખરું, તમારા પરિક્રમણમાર્ગમાં બધેજ સ્થળે તમને કમ્મરે વધારે ગરમી લાગશે કે કોઈ પણ સ્થળે ઓછી લાગશે?

**શિષ્ય**—સાહેબ, પરિક્રમણમાર્ગને બધેજ સ્થળે ગરમી સરખી લાગશે.

**શિક્ષક**—ખરું. બધા પરિક્રમણમાર્ગમાં કેડે વધારે ગરમી ને બીજે સ્થળે ઓછી લાગશે. પૃથ્વી એ પ્રમાણે સૂર્યની આસપાસ ફરે તો આખું વર્ષ વિષુવવૃત્ત પર ખૂબ ગરમી લાગે, તેથી ઉત્તરે ને દક્ષિણે ઓછી લાગે, ને ધ્રુવ આગળ ગરમી લાગેજ નહિ. આ પ્રમાણે ઋતુભેદ થાયજ નહિ.

પણ પૃથ્વી એમ ફરતી નથી. પૃથ્વીની ધરી પૃથ્વીના સૂર્યની આસપાસના પરિક્રમણવૃત્તની સાથે ૬૬½° ખુણો કરે છે. જુઓ, હું નારંગીની સળીને એવી રીતે ગોઠવી ફેરવું છું. વળી લક્ષ રાખજો. ધરીનો ઉત્તર છેડો, ઉત્તર ધ્રુવ, હમેશ એક તરફ રાખેલો છે. જુઓ,

આમ ધરી રાખી નારંગી રાખવાથી દીવાની બરાબર સામા પરિક્રમણમાર્ગમાં નારંગીનો એકજ ભાગ આવે કે જુદો જુદો?

શિષ્ય—સાહેબ, જુદો જુદો.

શિક્ષક—ત્યારે પૃથ્વીના એવી રીતે ફરવાથીજ ઋતુભેદ થાય છે.

---

# પાઠ ૮૭મો

## પૃથ્વીની વાર્ષિક ગતિ, ભાગ ૨જો

શિક્ષક—આ નીચેની આકૃતિ જુઓ. એમાં વર્ષમાં ત્રણ ત્રણ મહીનાનાં, એવાં ચાર પૃથ્વીનાં સ્થળ સૂર્યની આસપાસ પૃથ્વીના પરિક્રમણમાર્ગમાં દર્શાવેલાં છે.




અ આગળ પૃથ્વી હોય છે ત્યારે સૂર્યનાં કિરણ વિષુવવૃત્તથી ઉત્તરે ૨૩½° અક્ષાંશે સીધાં લંબ પડે છે. એ વખત સૂર્ય કર્ક-રાશિમાં હોય છે. એથી ઉલટું ઇ આગળ પૃથ્વી હોય છે ત્યારે

સૂર્યનાં કિરણ વિષુવવૃત્તથી દક્ષિણે ૨૩½° અક્ષાંશે સીધાં લંબ પડે છે. એ વખત સૂર્ય મકરરાશિમાં હોય છે.

વિષુવવૃત્તની ઉત્તરે ૨૩½° છેટે પૃથ્વીના ગોળા પર જે વૃત્ત દોર્યું છે તે **કર્કવૃત્ત** કહેવાય છે અને વિષુવવૃત્તની દક્ષિણે ૨૩½°–ને છેટે પૃથ્વીના ગોળા પર જે વૃત્ત દોર્યું છે તે **મકરવૃત્ત** કહેવાય છે.

**અ** આગળ પૃથ્વી હોય છે ત્યારે ઉત્તર ગોળાર્ધમાં ઉનાળો હોય છે ને દક્ષિણ ગોળાર્ધમાં શિયાળો હોય છે. **ઇ** આગળ પૃથ્વી હોય ત્યારે એથી ઉલટું હોય છે.

તમે જાણો છો કે દરેક ગોળ પદાર્થના અર્ધા ભાગ પર પ્રકાશ પડે છે, તેથી સૂર્યનાં કિરણ કર્કવૃત્ત પર (૨૩½° અક્ષાંશ પર) સીધાં લંબ પડે છે ત્યારે તે ઉત્તર ધ્રુવની પેલી તરફ ૨૩½° સુધી પડે છે. એ સ્થળે તેમજ દક્ષિણ ધ્રુવની ઉત્તરે ૨૩½° પર જે વૃત્તો પૃથ્વીના ગોળા પર દોર્યાં છે તે **ઉત્તરધ્રુવવૃત્ત** ને **દક્ષિણધ્રુવવૃત્ત** કહેવાય છે. પૃથ્વીની આ સ્થિતિમાં ઉત્તરધ્રુવવૃત્ત ને ઉત્તર ધ્રુવની વચ્ચેનો બધો પ્રદેશ હમેશ સૂર્યના પ્રકાશમાં રહેશે અને દક્ષિણ-ધ્રુવવૃત્ત અને દક્ષિણ ધ્રુવની વચ્ચેનો બધો પ્રદેશ હમેશ અંધારામાં રહેશે. આજ કારણથી ઉત્તર ધ્રુવની પાસે લાંબો દહાડો ને દક્ષિણ ધ્રુવની પાસે લાંબી રાત રહેશે. પૃથ્વી **અ** આગળ ૨૧મી જૂને ને **ઇ** આગળ ૨૧મી ડીસેમ્બરે હોય છે.

**આ** આગળ ને **ઈ** આગળ પૃથ્વી હોય છે ત્યારે સૂર્યનાં કિરણ વિષુવવૃત્ત પર સીધાં લંબ પડે છે, ત્યારે પ્રકાશનું વૃત્ત ક્યાંથી ક્યાં સુધી આવશે?

**શિષ્ય**—સાહેબ, ઉત્તર ધ્રુવથી દક્ષિણ ધ્રુવ સુધી; કેમકે પ્રકાશ હમેશ અર્ધા ગોળ પર પડે છે.

**શિક્ષક**—બરાબર, જ્યાં સૂર્યનાં કિરણ સીધાં લંબ પડે છે, ત્યાંથી ૯૦° બધી તરફ પ્રકાશ પડે છે. આ સ્થિતિમાં પૃથ્વી પરે બધે દહાડો

ને રાત સરખાં રહેશે. જેમ વિષુવવૃત્ત પૃથ્વીના બે સરખા ભાગ કરે છે, તેમ પ્રકાશવૃત્ત પણ પૃથ્વીના બે સરખા ભાગ કરે છે. એવાં વૃત્તો **મહાવૃત્ત** કહેવાય છે. બે મહાવૃત્તો એક બીજાને સરખેજ ભાગે છેદે છે, તેથી પૃથ્વીની આ ને ઈ સ્થિતિમાં પૃથ્વી પર બધે સરખાં દહાડોરાત હોય છે. આ સ્થિતિમાં પૃથ્વી ૨૩મી સપ્ટેંબરે ને ઈ સ્થિતિમા ૨૧મા માર્ચે હોય છે.

બોલો, વિષુવવૃત્ત પર બારે માસ દહાડો ને રાત સરખાં હોય તેનું કારણ હવે સમજ્યા?

નવીન—હા, સાહેબ વિષુવવૃત્ત એ મહાવૃત્ત છે. પ્રકાશવૃત્ત પણ મહાવૃત્ત છે. બંને મહાવૃત્તો હમેશ એક એકને સરખાંજ છેદે છે, તેથી અર્ધા વિષુવવૃત્ત પર પ્રકાશ પડે છે અને અર્ધા પર અંધારૂં રહે છે. પછી પ્રકાશવાળો ભાગ અંધારામાં ને અંધારાવાળો ભાગ પ્રકાશમાં આવતો જાય છે.

શિક્ષક—શાબાશ! એજ પ્રમાણે લક્ષ રાખીને શીખશો તો બધું આવડશે.

---

# પાઠ ૮૮મો

## સૅવોનેરોલાની શહાદત, ભાગ ૧લો

"મારી લડતનું શું પરિણામ આવશે એવો સામાન્ય પ્રશ્ન તમે મને પૂછો છો? હું કહું છું, ફત્તેહ. પણ જો વિશેષ પૂછતા હો તો હું કહું છું, મોત." સૅવોનેરોલા

સત્યને ખાતર પોતાનું જીવન અર્પણ કરનાર વ્યક્તિઓ દુનિયામાં વિરલ હોય છે. તેમની શહાદત જગતૂને પૂજ્ય બને છે. તેવાઓને સત્યની ખાતર બહુજ ખમવું પડે છે. તેમના જીવનમાંથી ધૈર્ય, સહનશીલતા, સ્વાર્થત્યાગ, ને ઉત્તમ સાધુતાના ઉચ્ચ આદર્શો મળી આવે છે. તેવો એક સાધુ ઇટલિનો ગિરોલામો સૅવોનેરોલા હતો.

સૅવોનેરોલા પંદરમા સૈકામાં થઈ ગયો હતો. તે ગર્ભશ્રીમંત હતો, છતાં, નાનપણથી મોજશોખનો તેને તિરસ્કાર હતો. તોપણ સંસારથી વિરક્ત થવાનું કંઈ પણ ચિહ્ન તેણે નાનપણમાં જણાવ્યું નહોતું. ઉલટું, ૧૯ વર્ષની ઉમરે તો તે એક યુવતીના પર આસક્ત થયો હતો. પરંતુ તે સ્ત્રીએ તેના પ્રેમનો સ્વીકાર ન કર્યો, તેથી તેને સંસારનો આઘાત થયો ને કદાચ એ કડવા અનુભવથી તેનું ભવિષ્ય ઘડાયું હશે. તેણે ૨૩ વર્ષની ઉમરે માબાપની રજા લીધા વિના એક દિવસ ઘર છોડયું ને તે છોડયું તે છોડયું.

તે જમાનામાં ઇટલિ દુર્ગુણની ખાણરૂપ થઈ રહ્યું હતું. લોકો સદ્‌ગુણને તિરસ્કારતા ને દુર્ગુણમાં મહાલતા. ધર્મગુરુઓ પણ તેવીજ અધમ દશામાં હતા. એમ કહેવામાં આવતું કે જો તમારે તમારા પુત્રને દુર્ગુણી બનાવવો હોય તો તેને તમે ધર્મગુરુ બનાવો.

સૅવોનેરોલાએ ઘર છોડીને એક મઠમાં આશરો લીધો. ત્યાંથી તેણે પોતાના પિતાને પત્ર લખ્યો, તેમાં સંસારત્યાગનું કારણ જણાવ્યું. તેણે લખ્યું છે કે મારે સંસાર તજવાનાં કારણ આ પ્રમાણે છે: દુનિયાનાં દુ:ખ, માણસોનો અન્યાય, તેમના દુરાચાર, ચોરી ને લૂટફાટ; તેમનો ગર્વ, તેમની મૂર્તિપૂજા ને તેમની ભયંકર લોકનિંદા. ઇટલિની અંધ બનેલી પ્રજાની અનહદ દુર્જનતા હું સહન કરી શકયો નહિ. સર્વત્ર સદ્‌ગુણને ધિક્કારાતો ને દુર્ગુણને પૂજાતો મેં જોયો, તેથી મને અત્યંત વિરાગ ઊપજ્યો. એથી વિશેષ દુ:ખદ મને આ દુનિયામાં બીજું કશુંજ હોઈ શકે તેમ નહોતું. વિશેષ કહેવાનું કંઈજ નથી; માત્ર એટલીજ વિનતિ કે તમે દૃઢ મનના છો, તેથી મારી માતાને દિલાસો દઈ સુખ આપજો ને હું પ્રાર્થું છું કે તમે ને તે, બંને તમારા શુભ આશીર્વાદ મને દેશો.

ત્રીસ વર્ષની વયે તેણે ધર્મોપદેશકનું કામ સ્વીકાર્યું. તેને પ્રથમ પોતાની જન્મભૂમિમાં તે કામ કરવાનું આવ્યું. ત્યાં તેને તેમાં બિલકુલ ફત્તેહ મળી નહિ. તે જાતેજ ભવિષ્યમાં એ સંબંધી કહેતો કે કોઈ પણ પેગંબરને પોતાની જન્મભૂમિમાં ફત્તેહ મળતી નથી. ત્યાં તો એક પરિચિત મંડળમાં એક પરિચિત માણસ તરીકેજ તે આળેખાય છે ને કોઈ પણ તેનામાં કંઈ વિશેષ જોઈ શકતાજ નથી.

તેને ફ્લૉરેન્સ નગરમાં ફત્તેહ મળી. ત્યાંના એક મઠમાં તે સાધુ તરીકે જોડાયો. તે સમયે ફ્લૉરેન્સ પર રાજા તરીકે લૉરેન્ઝોનો અમલ હતો. તે લોકોને ગાનતાન, રમતગમત, ને મોજશોખમાં અનેક રીતે ઉત્તેજન આપી પોતાની સત્તાને સ્વાધીન રાખતો હતો. તે દુર્ગુણી હતો, છતાં સાહિત્ય ને કળાનો કદરદાન હતો ને સમાજ તે વખત અધોગતિમાં હતો, તેથી તેને બધા ચહાતા હતા. ધર્મને તો માત્ર એક વેશ તરીકે પાળવામાં આવતો હતો.

સૅવોનેરોલાને આ સ્થિતિ પર ઘણોજ તિરસ્કાર ઉત્પન્ન થયો. પોતાના ઉપદેશમાં તેણે દુર્ગુણમાત્રની ખૂબ ઝાટકણી કાઢી. બાઇબલમાંથી ઉતારા આપીને તેને બળે તેણે જુગાર, જુઠાણું, ને ઠગાઈને ધિક્કાર્યાં. કડવું સત્ય કોને ગમે? મોજશોખમાં પડેલી પ્રજાને તે રુચ્યું નહિ. ફ્લૉરેન્સમાં સેંટ માર્કના મઠનો તે ઉપમહંત થયો. રાજ્યના ધારા પ્રમાણે તે પદે ચઢતી વખત તે લૉરેન્ઝોને નમન કરવા બંધાએલો હતો. તેને તેમ કરવાનું ફરમાવવામાં આવ્યું ત્યારે તે ધારાને તાબે થવાની તેણે ના પાડી. તેણે કહ્યું, હું મઠનો ઉપમહંત ચુંટાએલો છું. તે ઇશ્વરને નમન કરવા બંધાએલો છું, રાજ્યના અધીશ લૉરેન્ઝોને નમન કરવા બંધાએલો નથી. આ પરથી લૉરેન્ઝોને ચીઢ ચઢી. તે બોલ્યો, આ નવો માણસ મારા આશ્રયમાં રહેવા આવે છે, છતાં મને નમન કરવા પણ આવતો નથી! કેવું વિચિત્ર! તેના ઉપદેશથી અને તેની વર્તણુકથી તે રાજાને ઘણો અપ્રિય થઈ પડયો.

---

# પાઠ ૮૯મો

## સૅવોનેરોલાની શહાદત, ભાગ ૨જો

રાજા લૉરેન્ઝો મોતની પથારીએ હતો, ત્યારે તેને પોતાના પાપી રાજ્ય માટે મનમાં ખેદ થયો. જે ધર્મગુરુઓને તે ચહાતો હતો તેમનાથી તેને સંતોષ મળ્યો નહિ. મરણસમયે કોની આગળ પાપ કબૂલ કરવાથી મુક્તિ મળે એ વિચાર તેના મનમાં ઘોળાયો. બધાજ મને હાજી હા કરનાર

મળ્યા છે તેમની પાસે પાપ કબૂલ્યાથી મને મુક્તિ મળશેજ, એની શી ખાત્રી, એ વિચારથી તેણે સત્ય બોલવાની હિંમતવાળા મહંત સૅવોનેરોલાને બોલાવ્યો. તેની પાસે તેણે પોતાનાં ત્રણ મોટાંમાં મોટાં પાપ કબૂલ્યાં ને તેને પૂછ્યું, હે મહંત, મને મુક્તિ મળશે ?

મહંત સૅવોનેરોલાએ જવાબ દીધો, ઇશ્વિર ભલો છે; ઇશ્વિર દયાળુ છે. હે રાજન્, મુક્તિ માટે તમારે ત્રણ વાત કરવી ઘટે છે. લૉરેન્ઝોએ પૂછ્યું, કહો, મહંતજી, તે શી છે ? સૅવોનેરોલા બોલ્યો, પહેલી વાત એ છે કે ઇશ્વિરની દયામાં તમારે સપૂર્ણ શ્રદ્ધા રાખવી. રાજાએ કહ્યું, મને સંપૂર્ણ શ્રદ્ધા છે. મહંતે કહ્યું, હે રાજન્ ! બીજી વાત એ છે કે જે કંઈ તમે અન્યાયથી પડાવ્યું છે તે તમારે પાછું આપવું, તેમ નહિ તો તમારે બદલે તમારા પુત્રો તેમ કરે એવો તમારે હુકમ કરવો. રાજાએ ખંચાતાં ને કમને માથું ધુણાવી હા કહી. મહંતે કહ્યું હે રાજન્ ! ત્રીજી વાત એ છે કે તમારે ફ્લૉરેન્સના લોકોની સ્વતંત્રતા તેમને સ્વાધીન કરવી. આ સાંભળી રાજાએ તિરસ્કારથી મહંત તરફથી માથું ફેરવી નાખ્યું ને મુક્તિ આપ્યા વિના મહંત પોતાને ઘેર ગયો. રાજા મુક્તિની આશા મેળવ્યા વિના મરણ પામ્યો.

તેના મરણ પછી તેના પુત્ર પાએરોનું રાજ્ય થયું. તે દુર્ગુણોમાં પિતાથી ચઢી જાય તેવો હતો. તેના રાજ્યની શરૂઆતમાં ફ્રેંચ રાજા ૮મા ચાર્લ્સે ફ્લૉરેન્સ પર ચઢાઈ કરી. પાએરો નાસી ગયો. ફ્લૉરેન્સની પ્રજાએ સુલેહશાંતિ માટે ફ્રેંચ રાજા તરફ એલચી મોકલ્યા, તેમાં સૅવોનેરોલા પણ હતો. બીજા એલચીઓ ગાડીમાં બેસી રાજાને મળવા ગયા ત્યારે સૅવોનેરોલા પોતાની હમેશની મુસાફરીની રીત મુજબ પગે ચાલતો ગયો. તેણે ફ્રેંચ રાજાને કહ્યું કે ફ્લૉરેન્સની સ્ત્રીઓ, તેની પ્રજા ને તેની સ્વતંત્રતાને માન આપો. તેથી શું વળે ? ફ્રેંચ લશ્કરે ફ્લૉરેન્સ લૂટ્યું ને ત્યાંના એકઠા કરેલા કીમતી સંગ્રહોનો નાશ કર્યો.

આવી રીતે કૃતકૃત્ય થઈ ફ્રેંચ લશ્કર પાછું વળ્યું ત્યારે ફ્લૉરેન્સની પ્રજાની નજર સૅવોનેરોલા તરફ ગઈ. તેમને લાગ્યું કે સૅવોનેરોલાને

રાજ્યતંત્ર સોંપીશું તો સુખી થઈશું. એમ ધારી પ્રજાએ રાજ્યકારભાર તેના હાથમાં મૂક્યો.

સૅવોનેરોલાએ મહંતને છાજે એવું ધર્મરાજ્ય ફ્લૉરેન્સમાં સ્થાપ્યું. તેણે રાજ્યસત્તા પ્રજાના હાથમાં મૂકી ને કાયદાને નીતિના ને ધર્મના જીવનને પોષનારા બનાવ્યા. તે પોતાના ઉપદેશમાં વિશેષ દૃઢ બન્યો. તે કહેતો, હે નગરજનો! તમને સ્વતંત્ર થવાનું મન છે? ત્યારે તો બધું મૂકી દઈ ઈશ્વર પર પ્રેમ રાખો, પાડોશી પર પ્રેમ રાખો, એક બીજા પર પ્રેમ રાખો, સામાન્ય હિત પર પ્રેમ રાખો; આવો પ્રેમ ને આવું ઐક્ય સંપાદન કરશો ત્યારે તમે ખરી સ્વતંત્રતા મેળવશો.

એની સલાહથી રાજ્યમાં પહેલાંજ જે ભલાં કામ થયાં તે આ પ્રમાણે હતાં. નગરની અંદર તેમજ નગર બહાર ભૂખે મરતા લોકોને મદદ આપવામાં આવી. બિનરોજગારી માણસોને રોજી આપવા દુકાનો ઉઘાડવામાં આવી. કરમાત્ર, ખાસ કરીને ગરીબ પર બોજારૂપ થઈ પડેલા કર, ઓછા કરવામાં આવ્યા. ન્યાય કોઈ પણ રીતના પક્ષપાત વગર અપાતો થયો.

સૅવોનેરોલાના રાજ્યમાં કે.ઈ પણ અધિકાર પર નહોતો, છતાં તે રાજ્ય તેની ઇચ્છાને વશ હતું તેના ઉત્તમ ઉપદેશોનું, ઉત્તમ સલાહનું, ને સહુથી વધારે તેના ઉન્નત ચારિત્ર્યનું જાદુઈ પરિણામ શું આવ્યું ને જાણવા લાયક છે. શહેરનો દેખાવ તદ્દન બદલાઈ ગયો. સ્ત્રીઓએ કીમતી વસ્ત્રાલંકારોનો મોહ છોડી દીધો. તેઓ સાદાઈમાં ફરવા લાગી. સ્ત્રીપુરુષો ઘરના આનંદ છોડી મઠનું સાધુ જીવન જીવવા આકર્ષાયાં. લગ્ન તો લોકોને ન છૂટકે કરવાની, તજવા લાયક વિધિ લાગી. અર્થાત્, લોકો લગ્નજીવનને તિરસ્કારવા લાગ્યા. બપોરે નવરા બેઠા વેપારીઓ પણ દુકાનમાં બાઇબલ વાંચવામાં વખત ગાળવા લાગ્યા. દેવલ પર લોકોનો દરોરો વધ્યો. વેપારીઓ અન્યાયથી મેળવેલું નાણું અંતઃકરણના ડંશથી લેણદારોને પાછું આપતા થયા. આથી વિશેષ ધર્મગુરુના આકર્ષક શિક્ષણનું શું ફળ થઈ શકે?

---

# પાઠ ૯૦મો

## સૅવોનેરોલાની શહાદત, ભાગ ૩જો

સાધુ પુરુષની સાધુતાજ ઘણી વાર તેને ભારે થઈ પડે છે. સૅવોનેરોલાને તેમ થયું. તેના ઉપદેશમાં તે ઘણી વાર બેધડક રીતે ધર્મગુરુઓની પણ ટીકા કરતો. મુખ્ય ધર્માધ્યક્ષ (પોપ) આથી તેના પર ઉશ્કેરાયો. તેણે એક ધર્મોપદેશકને બોલાવી કહ્યું, જાઓ, સૅવોનેરોલાને નિરુત્તર કરો. તેણે પોપને જવાબ દીધો. એ કામ અસંભવિત છે; તેને વિવાદમાં જીતતાં પહેલાં તેમ કરવાનું શસ્ત્ર મારે જોઈશે. પોપે કહ્યું, તે શું? તેણે કહ્યું, આપણે ભ્રષ્ટાચાર અને લંપટતા છોડી દેવી જોઈએ ને રૂશ્વત લઈને પાદરીઓની નીમણુક કરવાની પદ્ધતિ તજવી જોઈએ; કારણ કે સૅવોનેરોલા આપણો દોષ કાઢે છે તે સત્ય છે.

થોડા વખત પછી પોપે સૅવોનેરોલાને ખ્રિસ્તિ ધર્મમાંથી બહિષ્કૃત કર્યો. જેના ચારિત્ર્યબળથી આઠ વર્ષ સુધી ફ્લૉરેન્સમાં ધર્મનું સામ્રાજ્ય હતું, ત્યાંના લોકો પાછા દ્યૂત, લંપટતા, વગેરે દુર્ગુણોમાં લપટાયા. ધર્મની બાબતમાં તેના વિરોધીઓએ તેને કહ્યું, તારા ઉપદેશ સત્ય હોય તો તું અગ્નિમાંથી બળ્યા વિના પસાર થાય ત્યારે ખરો. મધ્ય યુગમાં સત્ય સાબીત કરવાનો આ વહેમી માર્ગ યુરોપમાં પ્રચલિત હતો, તે તેના દુશ્મનોએ પકડયો. સૅવોનેરોલા તો એ વાતને વહેમજ માનતો હતો, પણ એના બે શિષ્યોએ આ આહ્વાન સ્વીકાર્યું. તે તો સમજ્યોજ કે મને ફસાવવા માટે આ જાળ નંખાય છે અને મારા દુશ્મનો મારો જીવ લેવાના.

એક પ્રચંડ અગ્નિ પ્રજવલિત કરવામાં આવ્યો. ત્યાં સૅવોનેરોલા ને તેના બે શિષ્યોની કસોટી થવાની હતી. આ જંગલી દેખાવ ને આ ત્રણ જણને કેવી પીડા થાય છે તે જોવા હજારો લોકો, લોહીતરસ્યા જેવા, અગ્નિ આગળ એકઠા થયા. એ કસોટી પર રાજ્યની દેખરેખ હતી. બંને પક્ષના માણસોને બોલાબોલી થઈ. અગ્નિપરીક્ષા થાય તે પહેલાં દિવસ આથમવા આવ્યો ને અધુરામાં પૂરૂં એક ઓચિંતું વાવાઝોડું થઈ વરસાદનું

ઝાપટું પડયું. રાજ્યના અધિકારીઓને બહાનું મળ્યું કે ઈશ્વરને આ અગ્નિપરીક્ષા ગમતી નથી; માટે તે બંધ રાખવી. લોકો ઉશ્કેરાઈ ગયા. અધિકારીઓએ કહાવ્યું કે સૅવોનેરોલાને રાજ્યમાંથી દેશનિકાલ કરીશું.

તે રાત્રે સૅવોનેરોલા અને તેના બે શિષ્યોને દરેકને જુદી જુદી કોટડીમાં કેદ કરવામાં આવ્યા. પોપે એમ કહાવ્યું હતું કે એને મારી પાસે મોકલો. અધિકારીઓએ તેમ ન કર્યું; છતાં તેમણે પોપની ઇચ્છાને માન આપ્યું. તેને ગુનેગાર ઠેરવી તેને મોતની શિક્ષા ફરમાવી.

તેનો શો ગુનો હતો? સત્ય બોલી અનીતિને નિંદવાનો. આ ગુનો સાબીત કરવા તેના ખુદ દુશ્મનોને તેના ન્યાયાધીશ નીમવામાં આવ્યા. અમલદારોને લાગ્યું કે મુકર્દમો લૂલોજ છે. તેઓ દિલગીર થયા. તેમને એક વકીલે સલાહ આપી, ચિંતા શી કરો છો? જ્યાં કંઈ પણ ગુનો ન હોય ત્યાં તે આપણે ઊભો કરવો. કેદ કર્યા પછી તેના મુકર્દમાનો નિકાલ થતાં પહેલાં ગુનો કબૂલ કરાવવા માટે તેના પર ને તેના શિષ્યો પર અસહ્ય જુલમ ગુજારવામાં આવ્યો. રાત્રે તેના પગનાં તળીઆં પર બળતા અંગારા ચાંપવામાં આવતા; પણ તે અડગ રહ્યો. વર્ણન આપતાં કમકમાટ છૂટે એમ તેને ઊંચેથી પછાડવામાં આવતો ને અસહ્ય વેદના થાય ત્યારે તેટલો વખત તેના મોંમાં જે શબ્દો મૂકવામાં આવતા તેની તે કબૂલાત કરતો. આખરે, તેને ને તેના બંને શિષ્યોને ગુનેગાર ઠેરવી તેમના પર મોતની શિક્ષા ફરમાવવામાં આવી.

તે પછી તેજ સાંજે એક પાદરી સૅવોનેરોલાની કોટડીમાં દાખલ થયો ને તેણે તેને પૂછ્યું, તારી કંઈ પણ ઇચ્છા હોય તો જણાવ. સૅવોનેરોલાએ કહ્યું, મારે મારા શિષ્યોને મળવું છે. આ ઇચ્છા મુજબ ત્રણેનો મેળાપ થવા દીધો. ૪૦ દિવસની કેદ ને કેદમાં થએલી બળજોરી પછી પહેલીજ વાર ત્રણે મળ્યા. શિષ્યો સૅવોનેરોલાને પગે પડ્યા ને તેમણે તેમની આશિષ યાચી. તે તેણે આપી. નીડરતાથી મરવું એજ ત્રણે નિર્દોષ સાધુઓની ઇચ્છા હતી. પેલા ભલા પાદરીના ભલા કૃત્ય માટે ઉપકારની લાગણી બદલ જાણે ન હોય તેમ સૅવોનેરોલા તેના ખોળામાં માથું નાખી ઊંઘી ગયો. સ્વપ્નમાં તે હસતો ને આનંદમાં જણાયો.

છેવટે, તે ભયંકર વહાણું વાયું. ત્રણે જણને ફાંસીના માચડા આગળ લઈ જવામાં આવ્યા. તેમનાં ભગવાં કપડાં ઉતારી લેવામાં આવ્યાં. આમ તેમનું થાય તેટલું અપમાન કરવામાં આવ્યું. માત્ર એકજ અંદરના કપડા સાથે ઉઘાડે પગે તેમને હાથ પાછળ બાંધેલા એવી સ્થિતિમાં માચડા પર લઈ જવામાં આવ્યા. સૅવોનેરોલાને પોપ તરફથી જણાવવામાં આવ્યું કે તને યુદ્ધપ્રવૃત્ત ને વિજયી ખ્રિસ્તિ ધર્મસમાજમાંથી બહિષ્કૃત કરવામાં આવે છે. સૅવોનેરોલાએ કહ્યું, યુદ્ધપ્રવૃત્તમાંથી કાઢો, પણ વિજયીમાંથી નહિ. તેમ કરવું એ કંઈ તમારા હાથમાં નથી. મોત પહેલાં ટમટમાવી દેવાય તેટલી પીડા સૅવોનેરોલાને દેવામાં આવી. અંતે, એ ધૈર્યવાન્ સાધુના પ્રાણ ગયા. નીચે અગ્નિ રાખવામાં આવ્યો હતો. જેવો તેમનો જીવ ગયો કે ત્રણે જણનાં શરીર દેવતામાં બાળી મૂકવામાં આવ્યાં.

---

# पाठ ९१मो

## गरवी गुजरात

जय जय गरवी गुजरात !
जय जय गरवी गुजरात,
दीपे अरूणुं परभात,
ध्वज प्रकाशशे झळळळळ कसुंबी, प्रेम शौर्य अंकीत,
तुं भणव भणव निज संतति सउने, प्रेम भक्तिनी रीत–
ऊंची तुज सुंदर जात,
जय जय गरवी गुजरात. १

उत्तरमां अंबा मात,
पूरवमां काळी मात,

छे दक्षिण देशमां करंत रक्षा, कुंतेश्वर महादेव,
ने सोमनाथ ने द्वारकेश ए, पश्चिमकेरा देव—

छे सहायमां साक्षात,
जय जय गरवी गुजरात. २

नदी तापी नर्मदा जोय,
मही ने बीजी पण जोय,
वळी जोय सुभटना जुद्धरमणने, रत्नागर सागर,
पर्वत उपरथी वीर पूर्वजो, दे आशिष जयकर—

संपे सोये सउ जात,
जय जय गरवी गुजरात. ३

ते अणहिलवाडना रंग,
ते सिद्धराज जयसिंग,
ते रंगथकी पण अधिक सरस रंग, थशे सत्वरे मात,
शुभ शकुन दिसे मध्याह्न शोभशे, वीती गइ छे रात—

जन घूमे नर्मदा साथ,
जय जय गरवी गुजरात. ४

नर्मद

# પાઠ ૯૨મો

## આપવડાઈ ન કરશો.

દરેક માણુસે દુનિયામાં પોતાનું ખરૂં પદ સમજવું જોઈએ. ઘણા માણસો આપવડાઈમાં તણાઈ જઈ દુનિયાને ને પોતાને છેતરે છે. માણસો આપવડાઈ ન કરે તો કેવું સારૂં !

આપવડાઈ કેટલાકને સ્વાભાવિકજ હોય છે. તેઓ જે કુટુંબમાં ઊછર્યા હોય છે તે કુટુંબના માણસો વંશપરંપરાથી આપવડાઈ કરતાજ આવ્યા હોય છે. તેમનાં ઊછરતાં બાળકોમાં પણ એ દોષ ઊછરેજ, એ સ્વાભાવિક છે. આવી રીતે વળગેલી આપવડાઈ જીવન સુધી છૂટતી નથી.

કેટલાકને આપવડાઈ અજ્ઞાનથી પ્રાપ્ત થાય છે. જ્ઞાન પ્રાપ્ત થયે એ દોષ દૂર થાય છે.

કેટલાકમાં અનુભવની ખામીને લીધે આપવડાઈ કરવાનો દોષ આવેલો હોય છે. તરુણ પુરુષોમાં આ દોષ હોવાનો વિશેષ સંભવ છે. ઉમર વધતાં અનુભવ મળે એ દોષ જતો રહે છે.

આપવડાઈથી મનુષ્ય એવો અંધ બની જાય છે કે તેને કોઇ સુધારવા પ્રયત્ન કરે તો તેનું કામ કફોડું થઈ પડે છે. એવા માણસને કોઈ એમ કહે કે તારે વિષે તું જેવો અભિપ્રાય ધરાવે છે તેવો દુનિયા ધરાવતી નથી તો એ પોતે સુધરવાને બદલે દુનિયાને અન્યાયી ગણી કાઢે છે. એ ભૂલી જાય છે કે દુનિયા એવો અન્યાય કવચિતજ કરે છે. ભાઈઓ, દુનિયા તો દરેક માણસની કિંમત ઘણે ભાગે તેની લાયકાત પ્રમાણે આંકે છેજ. છતાં તમને એમ લાગે કે મારી કિંમત બરાબર અંકાતી નથી, હું છું તેના કરતાં મને લોકો ઓછો બુદ્ધિમાન્ ગણે છે, મને મારા કામનો બદલો બરાબર મળતો નથી, તો તમારે હમેશ યાદ રાખવું કે આ સંબંધમાં તમારાથી કંઈજ કરી શકાશે નહિ. તમારી કિંમત વધારે અંકાય તે માટે તમે જેટલું બોલશો તે બધું વ્યર્થ છે. લાયકાત મેળવવી તમારા હાથમાં છે, પણ જો માન કે ફળની માગણી કરશો તો તે તમારાથી દૂરજ નાસશે.

કેટલાક યુવકો જ્ઞાન સંપાદન કરે છે ત્યારે એમ માનવા તરફ વલણ ધરાવે છે કે અમારા જેવું કોઈ હોશિયાર નથી. તેઓ ભૂલી જાય છે કે એવું કશું છેજ નહિ. દુનિયામાં એક એકથી ચઢિયાતા હોય છેજ. વિદ્યા વિનયથી શોભે છે, અભિમાનથી તે કદ્રુપી થાય છે. જે વિદ્યા આપવડાઇ શિખવે તે વિદ્યા ઉપલકીઆ વિદ્યા સમજવી. ખરો વિદ્વાન્ ઘણો વિનયી હોય છે. તે તો એમ માને છે કે જ્ઞાનના અગાધ સમુદ્રને કિનારે હું તો હજી માત્ર બાળક છું ને સમુદ્ર પરના અસંખ્ય કાંકરામાંથી મારા હાથમાં માત્ર જૂજ આવ્યા છે.

એક અંગ્રેજ કવિએ ખરૂં કહ્યું છે કે ઉપલકીઉં જ્ઞાન ભયંકર વસ્તુ છે. જ્ઞાનસાગરમાંથી પુષ્કળ પાન કરો અથવા તો તેનો સ્વાદ પણ ન ચાખો. થોડું પાન કરવાથી મગજ ઉન્મત્ત થાય છે; પુષ્કળ પાન કરવાથી મગજ પાછું ઠેકાણે આવી જઈ ઠરેલ થાય છે.

રાજકવિ ભર્તૃહરિએ પણ એજ વિચાર દર્શાવ્યો છે; તેનો સાર નીચે મુજબ છે:—

હતો અલ્પજ્ઞાની તવ મદથકી અંધ બનતો,
બધું હું જાણુ છું, ગરવ મનમાં એમ ધરતો;
બન્યો જે વેળાથી બુધજનતણું જ્ઞાન ગ્રહતો,
થયું, હું છું મૂર્ખો, મદવિણ બન્યો એમ ફરતો.

આપવડાઈથી બીજા પણ દોષો ઉત્પન્ન થાય છે. એ દોષ એકલો પણ ભયંકર છે, તો એનાથી ઉત્પન્ન થતા દોષો જે એના કરતાં પણ અધિક છે, તેથી એ અતિભયંકર થાય છે એમાં તો કહેવાનુંજ શું રહ્યું ! જે માણસ આપવડાઈ કરતાં શીખે છે તે ઈર્ષ્યાળુ બને છે અને જે આવી રીતે ઈર્ષ્યાળુ બને છે તે બીજાને ઉતારી પાડવા લલચાય છે. તેમ લલચાઈ તે અસત્ય ભાષણ બોલવા માંડે છે. આમ એકમાંથી બીજો ને બીજામાંથી ત્રીજો દોષ ઉદ્ભવી અનર્થપરંપરા થાય છે.

આપણામાં કહેવત છે કે 'વરને કોણ વખાણે ? તોકું વરની મા'. આ કહેવત શું સૂચવે છે ? એ એમ સૂચવે છે કે દુનિયા આપવડાઈ

કરનારાથી કદી છેતરાવી નથી. તેવાનાં ગુણગાન અમુક ટકા કાપીનેજ તે તો સ્વીકારે છે. કેટલાક વેપારીઓ પોતાના માલની એવી તો અજબ જાહેર ખબરો પ્રગટ કરે છે, કેટલાક વૈદો પોતાની દવાનાં એવાં તો બણગાં ફૂંકે છે, કે તેની અતિશયોક્તિને લીધે તેમાં રહેલું સત્ય પણ સ્વીકારતાં લોકો અચકાય છે. માટે આપવડાઇથી હમેશ સાવધ રહેજો.

---

# પાઠ ૯૩મો

## નિરુત્સાહી ન બનશો.

મનુષ્યે હમેશ આશાવંત રહેવું જોઈએ. વિઘ્નોથી ડરી જઈ નિરાશ થવું એ હિચકારાપણું છે. એક વાર નિષ્ફળ થવાય તો બીજી વાર પ્રયત્ન કરવો, બીજી વાર તેમ થાય તો ત્રીજી વાર, પણ માણસે ધારેલું કામ છોડવું નહિ. આશા ને ઉત્સાહ ગયાં કે માણસનું માણસપણુંજ જતું રહે છે. માથે લીધેલું કામ પાર ઉતારવું એ સજ્જનોનું કુલવ્રત છે.

એક માણસે જે કામ કર્યું તે અન્ય કોઈને અશક્ય નથી, એવી વૃત્તિ ધરાવનારા માણસોમાંનો મોટો ભાગ દુનિયામાં ફાવી શકે છે. યંગ નામના એક અંગ્રેજ ફિલસુફને માટે એવું કહેવાય છે કે જ્યારે એ પહેલીજ વાર ઘોડે બેઠો ત્યારે તે એક ઉસ્તાદ ઘોડેસવારની સોબતમાં હતો. રસ્તામાં એક સ્થળે ઊંચી વાડ આવી. ઉસ્તાદ ઘોડેસવાર તો તે વાડ ઘોડા સાથે એકદમ કૂદી ગયો. પણ ડૉ. યંગની શી દશા થઈ! વાડ ઓળંગતાં તે ઘોડા પરથી ઊછળી પડયો. એક પણ શબ્દ બોલ્યા વિના તેણે ફરી પ્રયત્ન કર્યો. આ વખત પણ તે નિષ્ફળ થયો, પણ ભોંય પર ન પડયો, માત્ર ઊછળીને ઘોડાની પીઠ પરથી ગરદન પર સરી પડયો. તે નિરુત્સાહ ન બન્યો. તેણે ત્રીજો પ્રયત્ન કર્યો ને તેમાં તેને ફત્તેહ મળી. દરેક પ્રયત્ન કરવામાં મનુષ્યે આવી અડગ વૃત્તિ રાખવી જોઈએ. ખંતથી અંતે અવશ્ય વિજય મળે છે.

કેરી નામના એક હિંદુસ્તાનમાં આવી ગએલા ઉત્સાહી પાદરી વિષે એવી વાત છે કે એક ઝાડ પર ચઢતાં તે જમીન પર પડ્યો ને તેનો પગ ભાંગ્યો. આથી તેને ઘણા દિવસ પથારીવશ રહેવું પડ્યું. પણ તે સારો થયો એટલે તેણે પહેલું કામ એ કર્યું કે તે ઝાડ આગળ જઈ ઝાડ પર ચઢ્યો. જે દિશામાં મારો પ્રયત્ન વિફળ થયો તેજ દિશામાં તે સફળ કરૂં ત્યારે હું ખરો, એ જાતનું વલણ બતાવનાર આ બીજો ઉત્તમ દાખલો છે.

કેટલીક વાર એવા સંજોગો બને છે કે નિરુત્સાહી ન થવું એમ કહેવું સહેલું છે, પણ વર્તવું ઘણું કઠણ થઈ પડે છે. પરંતુ હિંમત પકડી ઉત્સાહ તજવો નહિ એજ મનુષ્યનું કર્તવ્ય છે. અસાધારણ ઉત્સાહ ને ખંતના દાખલા જોઈએ તેટલા મળી આવે છે. કાર્લાઇલ નામનો એક સુપ્રસિદ્ધ અંગ્રેજ લેખક હતો. તેણે ‘ ફ્રાન્સનું રાજ્યપરિવર્તન ’ એ નામનું ઉત્તમ પુસ્તક અતિપરિશ્રમ લઈ તૈયાર કર્યું. તે હસ્તલિખિત પુસ્તક તેનો એક સાહિત્યવિલાસી મિત્ર વાંચવા લઈ ગયો. તેની બેદરકારીથી તેણે તે પુસ્તક આઘુંપાછું મૂકી દીધું. આ વાતને ઘણા દિવસ વહી ગયા. છાપખાનાવાળાએ કાર્લાઇલ પાસે તે પુસ્તકની ઉપરાઉપરિ માગણી કરી. છેવટે શોધ કરતાં માલમ પડ્યું કે તેના મિત્રની એક નોકરડીએ તે કાગળો નકામા જાણી દેવતામાં બાળી મૂક્યા છે. ગરીબ બિચારા કાર્લાઇલનો બધો પરિશ્રમ નકામો ગયો. તેની પાસે બીજી પ્રત નહોતી, તેથી તેને બધું પુસ્તક ફરી લખવું પડ્યું. લાંબા વખત પહેલાં વિચારેલા બનાવો, હકીકતો, શબ્દો, ને વાક્યો મગજમાં ખૂણેખાંચરે ભરાઈ બેઠાં હશે, તે બધાં મહામુશીબતે સ્મરણશક્તિમાં તાજાં કરી તેણે અચળ ધૈર્ય ધરી ફરી પુસ્તક લખ્યું. તેનું એ કામ તેના દૃઢ નિશ્ચય ને સ્થિર ઉત્સાહની સાક્ષી પૂરે છે ને હિંમત ન હારનાર માણસ કેટલે દરજ્જે અસાધારણ ઉત્સાહ દર્શાવી શકે તેનો દાખલો પૂરો પાડે છે.

આવા અનુપમ ઉત્સાહનો એક બીજો દાખલો ખરેખરો અસરકારક છે. એક અમેરિકન પક્ષિવિદ્યાના અભ્યાસીએ લાંબો વખત અવલોકન કરી અને બહુ પરિશ્રમ કરી કાઢેલાં બસેં એક પક્ષિચિત્રો એક પેટીમાં ભરી પોતાના મિત્રને સોંપ્યાં હતાં. તેણે તે પાછાં લીધાં ત્યારે પેટી ઉઘાડતાં ઉંદરે કરડી ખાઈ ચૂરેચૂરા કરેલાં તેને માલમ પડ્યાં. તે જોઈ તેની કેવી દશા થઈ તેનું

વર્ણન તેના પોતાનાજ શબ્દોમાં કરવું ઉત્તમ છે. "આ જોઈ મારૂં મગજ એવું તો તપી ગયું કે ગરમીથી મારા શરીરની રગેરગ અસ્તવ્યસ્ત થઈ ગઈ. ઘણા દિવસ મને કંઈ પણ ચહેન પડયું નહિ. છેવટે હું હાથમાં બંદૂક, નોંધપોથી, ને પેન્સિલ લઈ જાણે કંઈ નજ બન્યું હોય એમ આનંદથી જંગલોમાં ગયો. મને આનંદ થયો કે અગાઉ કરતાં હવે હું વધારે સારાં ચિત્રો દોરી શકું છું ત્યાર પછી ત્રણ વર્ષની અંદર ફરી મારો ચિત્રસંગ્રહ ભરાઈ ગયો." ધન્ય છે આ ઉત્સાહને !

---

" [illegible]ांग सुरंग व्यंग्य अतिशे, धारो गिरा गुर्जरी,
[illegible] पाद रसाळ भूषणवती, थाओ सखी उ[illegible]री;
[illegible] गिरा गणाय गणतां, ते स्थान ए ल[illegible] [illegible],
[illegible] श्रेष्ठ सहु सर्वजनथकी, ए आश पूरो हरि !"

---

# સમજુતી

**પાઠ ૧લો**—'વાયવ્ય'='વાયુ' ઉપર 'ય' પ્રત્યય લાગી. દિશાના ખૂણાનાં નામો દેવતાનાં નામ પરથી થયાં છેઃ—અગ્નિકોણ, ઈશાનકોણ, નૈઋત્યકોણ, ને વાયવ્યકોણ. આશ્ચર્યજનક=અચંબો ઉત્પન્ન કરે એવું. અર્ધમનુષ્ય-અર્ધસિંહ=અર્ધો ભાગ માણસના આકારનો ને અર્ધો ભાગ સિંહના આકારનો. ખંડિત=ભાંગેલું. અવસાન=મરણ. શબવાહિની=જેમાં મુડદું મૂક્યું હોય એવી. અમરપદ=અમરત્વ (પદ=સ્થાન); પોતાનું નામ જેથી અમર રહે તેવું કંઇ.

**પાઠ ૨જો**—વિશ્વવિદ્યાલય=જેમાં ઘણાં વિદ્યાલયો જોડાયાં હોય, તેના પર જેનો અધિકાર ચાલતો હોય એવું મોટું વિદ્યાલય (યુનિવર્સિટિ). નૌકાશાસ્ત્ર=વહાણ હાંકવાની વિદ્યા. (નૌ=વહાણ. નૌકા=નાનું વહાણ). કપ્તાન=ટંડેલ. સકારણ=કારણપૂર્વક; કારણસર. ભૂગોળવેત્તા=ભૂગોળ જાણનાર. (વેત્તા=જાણનાર). વ્યવહારકુશળ=અનુભવી; કામ કરવામાં હોશિયાર. નિરર્થક=પ્રયોજન વિનાનું. તુચ્છકારી કાઢી=તુચ્છ—નકામું ગણી કાઢી. પ્રેક્ષક=જોનાર. ભીતિ=બીક.

**પાઠ ૩જો**—૧,૨૦૦ એક=આશરે ૧,૨૦૦. સંખ્યા પછી 'એક' શબ્દ અનિશ્ચિતતાનો અર્થ લાવે છે. કાલ્પનિક યોજના=કલ્પનાથી ઘડી કાઢેલી—અમલમાં ન મુકાય એવી યોજના—ઘટના—રચના. નિઃસીમ=જેને સીમા નથી એવું; બેહદ. શીઘ્ર=ઉતાવળું. અલૌકિક=અસાધારણ રૂઆબ=દબદબો, રોપ. દ્વીપ=બેટ (દ્વિ=બે+અપ્=પાણીનું દ્ર૫ થઈ)=જેને બંને બાજુ—બધી બાજુ તરફ પાણી હોય તે (દ્વિપ=દ્વિ=બે, પ = (પા=પીવું પરથી) બેથી—મોં ને સૂંઢથી પીનાર, હાથી).

**પાઠ ૪થો**—ચર્મપત્ર=ચામડાનું પત્ર.

**પાઠ ૬ઠ્ઠો**—પ્રેમભક્તિ=પ્રેમ સાથે નિકટ જોડાએલી ભક્તિ. જે કોઇ°=જન્મથીજ જેનામાં પ્રેમનો સંસ્કાર હોય, પ્રેમનો અંશ જેનામાં જન્મથી આવ્યો હોય, તેના હૃદયમાં પ્રેમરસ ઠરે છે, બીજાના હૃદયમાં નહિ; નરસિંહ, મીરાં, આદિ પ્રેમભક્તિના યોગી જેવામાં (ઠરે છે). પ્રેમરસ= પ્રેમલક્ષણ ભક્તિથી અનુભવાતો આનંદ. જરે=પચે. કનકપાત્ર= સોનાનું વાસણ. પાખે=વગર. જીવન=પોષણ; જિંદગીને ટકાવનાર. ખર=

ગયેડું. क्षारसिंधु=ખારો સમુદ્ર. माछलडुं=નાનું માછલું. सोम°=વૈદિક સમયમાં બ્રાહ્મણો સોમ નામના વેલાનો રસ પીતા હતા. वगळवंशिने=જે શુદ્ધ બ્રાહ્મણના વંશનો ન હોય; જેનાં માબાપ જુદી જુદી વર્ણનાં હોય એવાને. वमन=ઉલટી. वेद°=એમ વેદની વાણી-પ્રમાણભૂત વાણી કહે છે. अधिकार=યોગ્યતા. तदपि=તોપણ. मत्स्यभोगी=માછલાં ખાનાર. मुक्ताफळ=મોતી. चंचु=ચાંચ. पुरु°=વિષ્ણુ-શ્રીકૃષ્ણ ભગવાન્ સામું ન જુએ. प्रीतम=વહાલો. गोवर°=ગોવર્ધન પર્વતને ધારણ કરનાર. (वर=શ્રેષ્ઠ). प्रेमभक्ति=ભગવાન્ પર પ્રેમથી જેનું હૃદય ઉભરાઈ જાય છે, અત્યંત આર્દ્ર થાય છે, રસબસ થાય છે ને ભક્તિમાં લીન થાય છે, તેનેજ ભગવાન્ વરે છે.

**પાઠ ૬ઠ્ઠો**—ભક્ષ્ય=ભક્ષણ કરવા-ખાવા યોગ્ય. ભક્ષક=ભક્ષણ કરનાર, ખાનાર. કાક=કાગડો. હૃષ્ટપુષ્ટ=ભરાઉ; માંસથી ભરેલું, મજબૂત. વ્યતીત=જતું રહેલું. વ્યતીત કરવું=ગાળવું. ઉચિત=યોગ્ય. વાર્તાવિનોદ=વાતચીત કરી આનદ ભોગવવો તે યમનું ઘર=પાશ-જાળ એનો વિનાશ કરશે તેથી તેને જમનું ઘર કહ્યું. યમ મરણનો દેવ છે.

**પાઠ ૭મો**—મુક્તિ=છૂટકારો. ધૂર્ત=લુચ્ચું. ઉદ્દેશી=મનમાં લાવી. ચંચુપ્રહાર=ચાંચથી મારવું તે. પલાયન=નાસવું તે. પ્રફુલ્લ=ખીલેલું.

**પાઠ ૮મો**—કરાડ=મોટી ફાટ. ગર્ભ=અંદરનો ભાગ. જ્વાળામુખી છિદ્ર=જે કરાડ કે અવકાશમાંથી ગરમ હવા નીકળે છે તે. ફડાફડ=અવાજ પરથી થએલો શબ્દ. એવા શબ્દ અનુકરણ શબ્દ કહેવાય છે. પ્રચંડ=ક્રોધી; ભયંકર. ઉદ્ભવ્યા હતા=ઉત્પન્ન થયા હતા. આ બાલવૃદ્ધ=બાળકથી ઘરડાં સુધી. 'આબાલવૃદ્ધ' પણ લખાય છે. અવશેષ=બાકી રહેલો ભાગ. મિથ્યાભિમાની=ફોગટ અભિમાન કરનાર. સ્ફુર્યો=પ્રકાશ્યો; થયો. અવશિષ્ટ=બાકી. લુપ્ત થાઉં=દેખાતો બંધ થાઉં. ભેદ=છૂપી વાત. આત્મહત્યા=પોતાનો નાશ પોત કરવો તે, આપઘાત.

**પાઠ ૯મો**—દિવ્ય=દેવતાઈ. દૈવી સંપત્તિ=મનના દેવતાઈ ગુણો. રાક્ષસી સંપત્તિ=મનના દોષો, રાક્ષસમાં હોય તેવા. ઈર્ષ્યા=અદેખાઈ. દ્વેષભાવ=કોઈને ધિક્કારવું તે. અર્થાત્=સારાંશ એ છે કે. કામના=ઇચ્છા.

રહસ્ય=તત્ત્વ; મર્મ; છૂપો ભેદ. સાત્ત્વિક વૃત્તિ=સત્ત્વ,રજસ્ , અને તમસ્ , એ ત્રણ ગુણ છે. સત્ત્વ ગુણ એટલે જ્ઞાન, નિર્મલ ચિત્ત, ને શાંતિ. રજોગુણ એટલે ક્ષોભ, તૃષ્ણા, ને પ્રવૃત્તિમાંજ મચ્યા રહેવું તે. તમોગુણ એટલે અજ્ઞાન, આળસ, મોહ. સાત્ત્વિક વૃત્તિ=સત્ત્વગુણથી ભરેલી મનની સ્થિતિ; શાંતિ, નિર્મલ ચિત્ત, ને જ્ઞાન. પરિસ્થિતિ=આસપાસની સ્થિતિ; વાતાવરણ. ઐહિક (ઇહ'=અહિં ઉપરથી)–આ દુનિયાનું. આડંબર=દમદમો. અભિષિક્ત=અભિષેક કરાએલું; જેને રાજ્યાભિષેક થયો છે તે; સ્થપાયલું. ઐશ્વરી=દૈવી; દેવતાઈ.

**પાઠ ૧૦મો**—નરપશુ=પશુ જેવો નર (કર્મધારય સ૦). નવલકથાકાર=નવલકથા–કલ્પિત કથા બનાવનાર. લવમાત્ર=લેશ પણ; લગાર પણ.

**पाठ ११मो**—रामा=સ્ત્રી. खाण=ખાણ જેવી; રત્નના ભંડાર જેવી (લક્ષ્યાર્થ) रंभा=અપ્સરા. कर=કરે–હાથે. गेह=ઘર. सदन=સ્થાન. भड=ભટ–યોદ્ધો. करण=કર્ણ. हरीचंद=હરિશ્ચંદ્ર. नेट=નક્કી. जे घरमां°=જે ઘરમાં ઘરની ચલાવનારી સ્ત્રી હશે તે ઘરના પુરુષને લોકો ઉધાર નાણાં ધીરશે. शाह°=તે શાહ જેવો શોભશે. जसो–तसो=જેવો તેવો. तोय=તોએ, તોપણ. माननि=માનિની–માનવંતી સ્ત્રી. महामाया=સ્નેહપાશથી બધાંને વશ કરે એવી, મોટી માયારુપ. तेहनी°=સ્ત્રી જેને જીતવા ઇચ્છે છે તે પુરુષની સામા થવાની ખંત નકામી જાય છે. परसवे= પ્રસવે, જન્મ આપે. साधवी=સારાં આચરણવાળી.

**પાઠ ૧૩મો**—દૂર્બીન=દૂરથી જોઈ શકાય એવું યંત્ર (દૂર=દૂર+બીન =જોનાર); એ ફારસી શબ્દ છે મુસલમાન લોકોનું રાજ્ય થવાથી ફારસી ને અરબી ભાષાના શબ્દો ગુજરાતીમાં દાખલ થવા પામ્યા.

**પાઠ ૧૪મો**—અનુપમ=જેની ઉપમા–બરોબરી કોઈ ન કરી શકે એવું. અલૌકિક=સાધારણ રીતે લોકમાં ( દુનિયામાં ) ન મળે એવું; અસાધારણ. નિધાન=સ્થાન. નોખાર=ઘોડો. સર્વસ્વ=અમારી બધી દોલત જેવું; અમારૂં સર્વથી કીમતી કામ જે યજ્ઞ છે તે. પુણ્યસેર=પુણ્યની સેર; જેમાંથી પુણ્યની પરંપરા વહે છે એવો યજ્ઞ. પ્રાણવિહોણો=પ્રાણ વિનાનો.

મોડે=મરડે. અલબેલી=ઘણી રૂપવંતી. (બેલ=જોડ, જેની જોડ નહિ એવું) પ્રેમદા (પ્રમદા)=સ્ત્રી (પ્રકૃષ્ટ-ઘણા મદવાળી). ઉલ્લાસ=અત્યંત પ્રેમ. મદ= અભિમાન. શશિવદની=ચંદ્રમુખી; જેનું મોં ચંદ્ર જેવું સુશોભિત છે તે. (શશી=ચંદ્ર. મૂળ શબ્દ 'શશિન્' તેથી 'શશિવદની'). ઇંદુ=ચંદ્ર. આદિત્ય= સૂર્ય. વરાહ=ડુક્કર. અન્યોન્ય=પરસ્પર.

**પાઠ ૧૫મો**—શ્યામા=સુંદર સ્ત્રી. ઉદક=પાણી. મૃગયા=શિકાર. રુદન=રોવું તે. અભ્યંતર=હૃદયમાં. મુકુટવિહોણું=મુગટ વિનાનું. સેજ=શય્યા; પથારી. હેજ=સ્નેહ. કાલા=અણુસમજુ; નાદાન. નિર્ગમન કર્યા=કાઢ્યા; ગાળ્યા.

**पाठ १६मो**—આ પદ્યમાં કવિએ જ્ઞાન આપ્યું છે કે આ દુનિયામાં આપણે એક એકના મેમાન છીએ. એક સરખી રીતે આપણે બધા દુનિયામાં આવ્યા છીએ ને એક સરખી રીતેજ દુનિયા છોડીને જવાના છીએ. આપણું જીવન બહુ ટૂંકું છે-આપણે બે દિવસના-બહુ થોડી મુદ્દતના એક એકના મેમાન છીએ; આપણે આજે મળ્યા તે મળ્યા; ફરી મળવાના નથી; માટે ધર્મમાં ધ્યાન રાખી એક બીજાનું ભલું કરવું જોઈએ; અભિમાન તજી દેવું જોઈએ; એક બીજાની દરગુજર કરવી જોઈએ. અમારામાં દોષ હોય તો તે તમારે ગળી જવા જોઈએ. હરિએ દયા કરી મનુષ્યાવતાર આપ્યો છે તે સફળ કરો. ભાન ઠેકાણે રાખો. જેનું ચિત્ત તત્ત્વમાં-સત્ય વસ્તુમાં-ભગવાનમાં મગ્ન રહે છે તેનું કદી અહિત-અકલ્યાણ થતું નથી. निदान=કારણ. जान=નુકસાન

**પાઠ ૧૭મો**—માલવ=માળવા. ભ્રષ્ટ કર્યો=તે પરથી ઉઠાડી મૂક્યો. સર્વજ્ઞ=બધું જાણનાર. અહંભાવ=અહંકાર, ગર્વ. જન્મપત્રિકા=જન્મને વખતે ગ્રહોની જે સ્થિતિ હોય તે જેમાં દર્શાવેલી હોય એવી પત્રિકા. વિનયપુરઃસર=વિનય સાથે. ચતુર્મુખ=જેને ચાર મોં છે તે. ગૌડ=પૂર્વ તરફના, બંગાળા ને બીજા દેશો. બંગ=બંગાળા.

**પાઠ ૧૮મો**—ઉપાધ્યાય=આચાર્ય, ગુરુ. પાદુકા=પાવડી. સત્કાળનું ભૂષણ=સત્ય યુગનો શણગાર, એવો માંધાતા રાજા. સેતુ=પૂલ. હાર્દ=તત્ત્વ, સાર, અંદરનો ભાવ. સર્વકલાસંપન્ન=બધા હુન્નરોમાં પૂરા (સંપન્ન=યુક્ત). પાતકી=પાપી.

**પાઠ ૧૯મો**—પ્રસવવેદના=પ્રસવ થતાં પહેલાં સ્ત્રીને કષ્ટ થાય છે તે. ઉલ્લંઘન=ઓળંગવું તે. રાજેન્દ્ર°=મોટા મોટા રાજાઓના માથાના મુગટથી (તેઓ નમે, એટલે તેમનાં માથાં ભોજના પગ પર પડે). અનુપ્રાસ=એકના એક વર્ણનું વારંવાર આવવું તે. વર્ણની આવૃત્તિ તે અનુપ્રાસ. એ શબ્દનો અલંકાર હોવાથી શબ્દાલંકાર કહેવાય છે. સુભૃત્યો=સારા નોકર. ગજઘટા-ઘટા=સમૂહ. હય=ઘોડો. પૂર્તિ=પૂરવું તે; બાકીનો ભાગ પૂરવો તે.

**પાઠ ૨૦મો**—પહેલદાર=પાસાંવાળું. અંશુ=કિરણ. વસ્તુતઃ=ખરૂં જોતાં; વાસ્તવિક રીતે. કૅરેટ=૪ ગ્રેન ટ્રોય જેટલું વજન.

**पाठ २१मो**—अविनाशी=જેને વિનાશ-અંત નથી એવા પ્રભુના. भणतर°=અમે આપ પાસે ભણવા આવ્યાં છીએ, અમને સારો ઉપદેશ આપજો. હે પ્રભુ, અમને નિરાશ ન કરશો, સન્મતિ પ્રેરજો, કે અમારો સહુમાં સમાસ થાય-અમને કોઈ ધુનકારી ન કાઢે. निशदिन=રાતદહાડો. उजाश=ઉજ્જ્વલતા; અજવાળું; પ્રકાશ. हाश=હિંમત.

**પાઠ ૨૨મો**—સાધનસંપત્તિ=સાધનોની પરિપૂર્ણતા. સ્વરવાહક યંત્ર='ટેલિફોન'-શબ્દ દૂર લઈ જાય એવું યંત્ર. પ્રગતિ=ઉદય, વધારો. હેરત=અચંબો. તૃપ્ત થાય છે=સંતોષ પામે છે. પ્રતિ=નમુનો, તરેહ.

**પાઠ ૨૩મો**—પુત્રજન્મપ્રસંગે=પુત્ર જન્મે છે તે સમયે. વૈભવ=જાહોજલાલી. નષ્ટ થવું=નાશ પામવું. આકર્ષક=મનને ખેંચે-હરે એવું. ધીકે છે=પૂર જોસમાં ચાલે છે. પૃ ૫૭ પર ૪થી લીટીમાં 'કચોટો' નો 'કિચોટો' કરો.

**પાઠ ૨૪મો**—શિથિલ=ઢીલું. તૃષાર્ત (તૃષ=તરસ+આર્ત=પીડાએલું)=તરસથી પીડાએલું. વિહ્વળ=ગભરાએલું. યોગભ્રષ્ટ=યોગ એટલે ઇશ્વરનું એક ચિત્તે ધ્યાન ધરવું તે, તેમાંથી ભ્રષ્ટ એટલે પડેલું, ખસેલું. ફાંસો=સંસારનો પાશ-બંધ. બંધ=બંધન, પાશ, ફાંસો. કુરંગ=હરણ. અશ્રુ=આંસુ. પંચત્વ પામ્યો=મરણ પામ્યો (શરીરનાં પાંચ તત્ત્વ-પૃથ્વી, જળ, તેજ, વાયુ, ને આકાશ-એ જગતનાં પાંચ તત્ત્વમાં મળી ગયાં). વાંછના=ઇચ્છા. અપત્ય=

બચ્ચું. પામર=હલકું. અનુગ્રહ=કૃપા. બ્રહ્મજ્ઞાની=બ્રહ્મનું-પરમાત્માનું સ્વરૂપ જાણનાર. યજ્ઞોપવીત=જનોઈ. સંસ્કાર=જેથી શરીર ને મન શુદ્ધ થાય એવી ધાર્મિક ક્રિયા-ગર્ભાધાન, જાતકર્મ, ઉપનયન, વગેરે સંસ્કારો છે.

**પાઠ ૨૫મો**—અલંકૃત=શણગારેલું. મૃદંગ=નરઘું, દારુણ=ભયંકર. હાસ્ય=મશ્કરી. તું ખરેખર થાકી ગયો હોઈશ°=આપણા બોલવાનો ઊંધો અર્થ થાય ત્યારે વિપરીત લક્ષણા થઈ કહેવાય છે. તું બહુ ડાહ્યો છે હો=તું મૂર્ખ છે. મૂળ અર્થ બેસતો નથી, માટે વિપરીત-ઉલટો અર્થ લેવો પડે છે. હું જાડો નથી°=હું એટલે દેહ નહિ, પણ આત્મા. જાડપણું વગેરે દેહના ધર્મ છે, આત્માના નહિ. પ્રશ્નોત્તર=સવાલજવાબ.

**पाठ २६मो**—खांते थकी=ખંતથી; પોતાનામાં ખીલવાની જેટલી શક્તિ છે તેટલું. निरधार=નક્કી. हाल हवाल=ખેદાનમેદાન; ખૂબ ખરાબ. ध्यान तो धारे=બધાનું ધ્યાન ખેંચે; આરંભમાં લક્ષ્મીવાન્ પુરુષ સારા આચરણથી બધાંનું ધ્યાન આકર્ષે છે. दुखःकर=દુઃખકારક.

**પાઠ ૨૭મો**—કોટિ=પ્રતિ; તરેહ પ્રતિપક્ષી=હરીફ. કૌતુક=નવાઈ; કુતૂહલ; જાણવાની ઇંતેજારી. ગ્લાનિ પામી=કરમાઈ. કળી ગયો=વગર કહ્યે સમજી ગયો. ગુપ્ત=છૂપું.

**પાઠ ૨૮મો**—શબ્દજાળ°=શબ્દરૂપી જાળમાં ફસાવવું; બોલતાં બંધાઈ જવું. પ્રકરણ=ચાલતી વાત-હકીકત.

**પાઠ ૩૦મો**—પરોક્ષ રીતે=આડકતરી રીતે.

**पाठ ३१मो**—ठारो ठार=ઠામે ઠામ. मन मागे°=યાચતાં યાચતાં, માગતાં માગતાં તેનું મન ધરાતું નથી. उरमां=હૃદયમાં. अमित=મપાય નહિ એટલું; પુષ્કળ. धाय=દોડે. पाप मूळ°=પાપનાં મૂળ બધે ફેલાયાં ને હૃદયરૂપી આકાશને તેણે ઘેરી લીધું कामादिक मनमेल=કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, ને મત્સર-એ બધાં મનને મલિન (પાપી) કરનાર છે. आडी करने पाळ=પાળ બાંધ કે તે કામાદિ ઓળંગી શકે નહિ; સત્ય દયા ને સંતોષ હોય તો કામાદિ મનમાં પ્રવેશ કરી તેને મેલું ન કરે. सद्य=તરતજ. पातकपाश=પાપનો ફાંસો.

**પાઠ ૩૨મો**—સરોવર (સરસ=તળાવ, વર=શ્રેષ્ઠ)=તળાવોમાં શ્રેષ્ઠ.

**પાઠ ૩૪મો**—મુંઝવણ=અમુંઝણ; અકળામણ; સૂઝ ન પડે એવી ગભરામણ; 'મુંઝવણ'ને 'અમુંઝણ' બંનેના અર્થ એક છે; એવાજ 'વૃથા ને 'અવરથા'; 'લોપ'ને 'અલોપ' શબ્દો છે. સામ્રાજ્ય=બધે ફેલાએલી સર્વોપરિ સત્તા. દુર્લક્ષ=લક્ષ-ધ્યાન આપતું ન હોય એવું.

**पाठ ३५मो**—दुमो=શોક વગેરેથી બોલાય નહિ એવી રીતે છાતી ભરાઈ આવવી તે; ડચુરો. गद्गद=ગળગળિત; અનુકરણવાચક શબ્દ. ारि करो—પરહરો; છોડી દો. श्मशानभूमि°=સત્યવ્રતનો ભંગ થયે આ દેહડી શ્મશાનભૂમિ જેવી તજવા યોગ્ય છે. पुरुषशार्दूल=નરશ્રેષ્ઠ (शार्दूल=વાઘ; સમાસને અંતે, શાર્દૂલ, સિંહ, ઇન્દ્ર, વૃષભ જેવા શબ્દો શ્રેષ્ઠતાવાચક છે). गरवी करी गत्य रे=પ્રતિષ્ઠિત-મોટી રીત સ્વીકારી; ઉમદાં આચરણ કરી. मिथ्याभाषी=જુઠું બોલનારો. सोम=ચંદ્ર. वेदांग=વેદના ભાગઃ—૧. શિક્ષા (ઉચ્ચારશાસ્ત્ર); ૨. કલ્પ (યજ્ઞયાગ કેમ કરવા તે જેમાં દર્શાવ્યું હોય એવા ગ્રંથ; ૩. વ્યાકરણ; ૪. નિરુકત (વૈદિક શબ્દોની જેમાં વ્યુત્પત્તિ {ધાતુ પ્રત્યય વગેરે} આપી હોય તે શાસ્ત્ર); ૫. છંદઃશાસ્ત્ર (પિંગળ); ૬. જ્યોતિષ—એ છ વેદાંગ કહેવાય છે. वसु આઠ=વસુ=એક પ્રકારના દેવ. એ આઠ છે; ધર, ધ્રુવ, સોમ, દિવસ, અનિલ ( વાયુ ), અનલ ( અગ્નિ ), પ્રત્યૂષ ( પ્રાતઃકાલ ), પ્રભાસ. सत्य पाखे°સત્ય વિના બીજો કોઈ નેમ-નેયમ નથી. महामत्य=હે મહામતિ, મોટી મતિ-બુદ્ધિવાળા રાજા. वेण वेघ-ક્ષત-હાનિ વિના. राखणहारो=રાખનારો. हवे आगल्युं°=હવે મારાથી આગળ બોલાતું નથી (હું નકામી છું; મને વેચો, એ વેણ). शैब्या=શિબિના કુળમાં ઉત્પન્ન થએલી, તારામતી રાણી.

**પાઠ ૩૬મો**—ગીચ=ગાઢ; ઝાડોથી ખિચોખીચ ભરેલું. સ્વચ્છંદે=ઇચ્છામુજબ ( સ્વ=પોતાનું; છંદ=ઇચ્છા ). ધર્મશાસ્ત્ર=હિંદુઓના કાયદા ને આચાર દર્શાવનાર ગ્રંથ.

**પાઠ ૩૭મો**—ચિત્રિત=તરેહવાર રંગનું. વિકરાળ (વિ=વિશેષ+કરાલ=ભયંકર)=ઘણું ભયંકર. ( ' વિકાળ ' અશુદ્ધ છે. એજ પ્રમાણે ' શ્રાપ ' ને

'નર્ક' અશુદ્ધ છે). નિશાચર=રાત્રે ફરતું (નિશા=રાત્રી; નિશાકર=ચંદ્ર). ઉચ્છિષ્ટ કીધેલું=અભડાવેલું; ખાઈને બાકી રહેવા દીધેલું. આવાસ=રહેવાનું સ્થળ. વિષુવવૃત્ત=પૃથ્વીના મધ્ય ભાગમાંથી જતું કલ્પિત વૃત્ત.

**પાઠ ૩૮મો**—અપવાદ=જેમાં નિયમનો ભંગ થયો હોય તે. સામાન્ય નિયમ તે ઉત્સર્ગ, તેનો જેમાં ભંગ થાય તે અપવાદ. હિંસક=હિંસા–નાશ કરનાર. હિંસ્ય=જેની હિંસા કરાય તે.

**પાઠ ૪૦**—સિંહાવલોકન કરવું=સિંહને પાછળ જોવાની ટેવ છે; આગળપાછળ જોઈ ટૂંકામાં સમેટવું.

**पाठ ४१मो**—એક વખત કવિ નર્મદને એમ લાગ્યું કે મરણ પાસે છે. મરણથી પ્યારાંને ઘણું દુઃખ થશે એમ ધારી કવિએ આ કવિતા રચી છે. पणथी=આગ્રહપૂર્વક. पीडमां=મરણથી થતી પીડામાં. च्हीडथी= મારા શઠ શત્રુ મારૂં ભુંડું બોલશે તેથી તમે ચિડાશો તે ચીડથી. जळशे= જવળશે; બળશે. अगनथी=અગ્નિથી. रणथी=ભવરણથી–સંસારરૂપી રણક્ષેત્ર, જેમાં અનેક દુઃખ સાથે યુદ્ધ કરવાનું છે તેમાંથી. जगतमथी=જગત્‌માં અનેક ઉપાધિ–ગભરાટ હોય છે, તે ઉપાધિરૂપ અંધકારથી. दमथी=જોરથી. वीर°=શત્રુ પણ મારૂં વીરત્વ, સત્ય, ને ટેક (રસિકપણા સાથે જોડાએલો)– એનાં મુક્તકંઠે વખાણ કરશે. जनम=જન્મવું તે, જન્મ. लतथी=ટેવથી ('लत'–સામાન્ય રીતે નઠારા અર્થમાં વપરાય છે. તેવો અર્થ અહિં નથી.)

**પાઠ ૪૨મો**—પ્રાપ્તિ=મેળવવું તે. વ્યય=ખરચવું તે. પૈસા દુઃખ- મૂળને=પૈસા જે દુઃખનું મૂળ છે તેને ધિક્કાર છે. શઠ=લુચ્ચો માણસ. દંડવત્=લાંબા થઈને; લાકડીના જેવા લાંબા થઈને. ત્વરિત=ઉતાવળું. નિસ્તેજ=ઝાંખું. મુક્તિ=મોક્ષ; સંસારરૂપી બંધનમાંથી છૂટકારો. દીક્ષા=કોઇ પણ મોટું કામ આરંભતાં પહેલાં કરવી પડે તે ક્રિયા—ગુરુ મંત્ર આપે તે. યતિ=સાધુ. સંગ=સોબત. પ્રમાદ=બેદરકારી; બિનકાળજી.

**પાઠ ૪૩મો**—નિત્ય કર્મ=રોજ કરવાનું, સંધ્યા વગેરે ધર્મકાર્ય. બે- બાકળો=ભયથી વ્યાકુળ–બીધેલું. ('બે'–'ભય' પરથી થયું છે; 'બેશુદ્ધ'માં 'બે' ફારસી છે તેવો એ નથી.)

**પાઠ ૪૪મો**—સટ્ટો=ગજા ઉપરાંત વેપાર ખેડવો તે; મોટા ફાયદાની લાલચે વાયદાના સોદા કરવા તે. વ્યાવહારિક બુદ્ધિ=વ્યવહારમાં–જિંદગીના કામકાજમાં શું થાય છે તે વિચારવાની બુદ્ધિ ('કાલ્પનિક વૃત્તિ'-કલ્પના ચલાવવાની વૃત્તિથી એ ઉલટી છે). પ્રજાકીય=પ્રજાની (કીય=પ્રત્યય, સંબંધવાચક; એના જેવા શબ્દો: સ્વકીય, પરકીય, રાજકીય). વ્યવસ્થાપકો=મંડળીના કામની ગોઠવણ કરનાર. ઉદ્દેશ=હેતુ. અપ્રકટિત=ખુલ્લું ન કીધેલું એવું.

**पाठ ४६मो**—સંસારને સમુદ્ર સાથે સરખાવ્યો છે. એ સમુદ્ર તરવાનું વહાણ સત્સંગ છે. જેમ કોઈ બાવરો માણસ જેને વહાણમાં ફાવતું નથી તે ખારવાને વેરી ગણે છે ને દરિયામાં પડતું નાખે છે, તેમ સત્સંગનો લાભ લેવાને બદલે મૂર્ખ પુરુષ ભવસાગરમાં પડી ડૂબે છે; સત્સંગથી તે તરી શકતો નથી. मुरख=મૂર્ખ. मरतुं=મૃત્યુ. तरी=હોડી; વહાણ.

**પાઠ ૪૭મો**—ઐશ્વર્ય=સર્વોપરિ અધિકાર. પુરોહિત=ગોર. સ્પર્ધા=ચડસાચડસી; ચડસ. સંજીવિની=મૂઆંને જીવતાં કરનારી વિદ્યા. પાણિગ્રહણ=હાથ પકડવો તે; લગ્ન. પ્રતિગ્રહ=સ્વીકાર.

**પાઠ ૪૮મો**—ધાત્રી=ધાવ; સંભાળ લેનારી સ્ત્રી. જરા=ઘડપણ. અનુગ્રહ=શાપ ઓછો કરવાની કૃપા કરવી તે,

**પાઠ ૪૯મો**—અભિલાષા=કામના; ઇચ્છા. તૃષ્ણા=કામના.

**पाठ ५०मो**—अंगद=વાલિ વાનરનો પુત્ર. कृत्य=મારાં શૂરાં કામ. रिद्धिपति =બધી સમૃદ્ધિનો ઇશ. दश दिगपाळ=ચાર દિશા, ચાર ખુણા, ઊર્ધ્વ, ને પાતાળ. એના દશ દેવ: પૂર્વ–ઇન્દ્ર; પશ્ચિમ–વરુણ; દક્ષિણ–યમ; ઉત્તર–કુબેર; અગ્નિકોણ–અગ્નિ; નૈર્ઋત્યકોણ–નિર્ઋતિ; વાયવ્યકોણ–વાયુ; ઇશાનકોણ–ઇશાન (શિવ); ઊર્ધ્વ–બ્રહ્મા; પાતાલ–અનંત શેષનાગ. गंदगति=અતિમૂર્ખ. अवास=આવાસ; ઘર.

**પાઠ ૫૧મો**—શક્તિમાન્=શક્તિવાળો. શબ્દને અંતે કે ઉપાંતે (છેડાની પાછળનો લાગશે) 'અ' કે 'આ' હોય તો 'મત્'નો 'વત્' થાય છે:—ધનવાન્, ભાગ્યવાન્, નીતિમાન્, કીર્તિમાન્. ઉન્માર્ગ=ઊલટો રસ્તો;

ખોટો રસ્તો; ઊંધો રસ્તો. બેત=કવિતાની કડી.

**પાઠ ૫૨મો**—સૌજન્ય=સુજનતા; શિષ્ટ પુરુષનું લક્ષણ; સલુકાઈ. અતિમૃદુ=અતિશય નરમ, અતિતીવ્ર=અતિશય સખ્ત.

**પાઠ ૫૩મો**—મથન=૧. વલોવવું; ૨. ભારે મહેનત કરવી (સમુદ્ર વલોવવામાં દેવોને પડી હતી તેવી). ભયભીત=ભયથી બીતું. દુઃખદાયક= દુઃખ આપનાર. અપકૃત્ય=નઠારાં કામ.

**પાઠ ૫૪મો**—માનપૂર્વક=માન જેની પૂર્વે-પહેલાં છે, એમ, માન સાથે. સત્કાર=સ્વાગત; આગતાસાગતા. અવધ્ય=વધ કરવા-નાશ કરવા અયોગ્ય. પ્રમાણભૂત=પ્રમાણ જેવા. જેમનું બોલવું આધારરૂપ ગણાય એવા. ટકોર મારવી=મરોડનો બોલ કહેવો; હસતાં હસતાં ટીકા કરવી. સત્ય-વક્તૃત્વ=સાચું બોલવાનો ગુણ. તરંગ=મોજું. કૂપકો=કુવાનું. નીર=પાણી. ઓર=બીજું. સુન=સાંભળ. ગવાંરસે=ગમાર સાથે; ગામડીઆ-અરસિક સાથે. શૈલી=લખવાની રીત. તેજમેં=તેજમાં. રાઢ=લડાઈ. મંગન=માગનાર. બિભૂત=વિભૂતિ; ભસ્મ; ભભૂતિ. કર્ણપરંપરા=એક કાનથી બીજે કાન; પરંપરા=હાર, સમૂહ, માળા. કવિતા હિંદી ભાષામાં છે.

**पाठ ५५मो**—**સંસારમાં** માણસોનો સમાગમ પંખીઓના મેળા જેવો છે. પંખીઓ સાંજ પડે પોતપોતાના માળામાં ઊડી જાય છે; તેમનો સમાગમ ક્ષણિક છે; તેમ માણસોનો દુનિયામાં સમાગમ ક્ષણિક છે. તેમનું જીવન ટૂંકું છે ને તે પૂરું થયે સહુની કર્મ પ્રમાણે જુદી જુદી ગતિ થશે. **भव**=જન્મ. એક ભવમાં ભેગા થએલા મનુષ્યો બીજા ભવમાં ભેગા થતા નથી. **मेळो**=ભેગા થવું તે. **जुजवां°**=મરણ પછી જુદે જુદે માર્ગે જશે; જુજવું= જુદું. **दुमेलो**=દુર્મિલન-દુર્મેલ=ફરથી મળવું મુશ્કેલ એવી સ્થિતિ. **अवसर छे°**= હજી મરણને વાર છે; જીવનનો અવસર (મર્યાદા) અધુરો છે એમ જાણી મનુષ્ય નિર્ભય રહે છે. હજી ઘણો વખત છે, તેમાં પ્રભુભક્તિથી સંસાર તરીશું, એમ સમજી નિર્ભય રહે છે. **हाण**=નુકસાન; હાનિ. **उमेळो**=બીજી વાર અનાજ ઓરવું તે. એક વાર અનાજ ઓર્યા પછી ખેડયા વિના તે નકામું

જાય છે તેમ જન્મ ધરી હરિ ભજીએ નહિ તો જન્મ વૃથા જાય છે. उवटी जाशे°=ઊડી જશે. જેમ પતંગનો પીળો રંગ ઊડી જાય છે તેમ મનુષ્યદેહ જલદી ચાલ્યો જશે; કેમકે તે અસ્થાયી–ક્ષણિક–નશ્વર છે.

**પાઠ ૫૬મો**––શોભવે=શોભાવે, શોભિતુ કરે. ચોળવું=સુગંધિદાર તેલો ને અત્તરો ચોળવાં તે. કુસુમ=ફૂલ. સમ્યક્=સારી પેઠે. વૈયાકરણ=વ્યાકરણનો રચનાર. અનુવાદ=ભાષાંતર. હરિ=ભર્તૃહરિ. અક્ષય્ય=ક્ષય થઈ ન શકે એવું; વિનાશરહિત. કામદુધા=કામોને એટલે મનોરથોને દોહનારી–સફળ કરનારી સ્વર્ગની ગાય. ચાટુ=મીઠું, વહાલું લાગે એવું. રૂક્ષ=સખ્ત, કઠોર. ધર્મશાસ્ત્રકાર=ધર્મશાસ્ત્ર–જેમાં આચાર ને કાયદા વર્ણવ્યા છે એવા સ્મૃતિગ્રંથો–બનાવનાર. મિતભાષિત્વ=થોડું (મિત=માપેલું; માપી માપીને, થોડું) બોલનાર તે મિતભાષી; તેનો ગુણ; થોડું, કામજોગું બોલવું તે. ઉપસંહારરૂપે=બધું સમેટતાં, સારરૂપે.

**પાઠ ૫૭મો**—મોજાં ઊંચાંનીચાં=આપણા વિચાર આપણે સાદી ને સરળ ભાષામાં દર્શાવીએ કે શોભિતી ભાષામાં. શરીરની પેઠે ભાષાના પણ અલંકાર હોય છે. 'તે સિંહ જેવો શૂરો છે' 'તે શૌર્યમાં સિંહ છે'–આ અલંકારવાળી ભાષા છે. 'તે સિંહ જેવો શૂરો છે,' એમાં એક વસ્તુને બીજી સાથે સરખાવી છે, એમાં ઉપમા અલંકાર છે. એક વસ્તુ બીજીના જેવી છે એમ કહેવાને બદલે તેને બીજીનું રૂપ આપી એમ કહીએ કે તે બીજી વસ્તુના જેવી નહિ, પણ બીજી વસ્તુ છે, તો અલંકાર રૂપક છે. જેમકે 'તે શૌર્યમાં સિંહ છે.' 'મોજાં ઊંચાંનીચાં°' એમાં ઉત્પ્રેક્ષા અલંકાર છે. કંઈ કારણથી એક વસ્તુની બીજી વસ્તુ તરીકે સંભાવના કરી હોય ત્યારે ઉત્પ્રેક્ષા અલંકાર થાય છે, મોજાંના ઊંચાંનીચાં થવાની, અપ્સરાના નૃત્ય તરીકે સંભાવના કરી છે, માટે ઉત્પ્રેક્ષા અલંકાર છે. 'જાણે' એ શબ્દ ઉત્પ્રેક્ષાવાચક છે. કીર્તિનાં ધવલ કિરણ=આમાં કીર્તિનું ચંદ્રિકા (ચાંદની) સાથે રૂપક ગમ્ય (સમજી લેવાનું) છે.

**पाठ ५९मो**—दोषरहीता (દોષરહિતા)=જેના સૌંદર્યમાં કંઈ દોષ નહિ એવી. ग्रुणनी गीता=ગુણનું વર્ણન. उपमा=સાદૃશ્ય; બરાબરી

કરે એવો પદાર્થ. तारुणी ( તરુણી ) = તરુણ સ્ત્રી. भिमक ( ભીમક ) = વિદર્ભ દેશનો રાજા ભીમ; એની પુત્રી દમયંતી कटी (कटि)=કેડ. जोइ°=દમયંતીની નાજુક, પાતળી કંમર જોઈ સિંહને (જેની કેડ નાજુક હોય છે તેને) શરમ આવી, તેથી વનમાં તેની સંખ્યા ઘટી ગઈ. અતિશયોક્તિ અલંકાર છે. સંબંધ હોય ત્યાં અસંબંધ ને અસંબંધ હોય ત્યાં સંબંધ વર્ણવવો તે અતિશયોક્તિ અલંકાર છે. અહિં સિંહની જાતને વનમાં ઘટવાનો સંબંધ નથી તે વર્ણવ્યો છે. हंसने°=સ્ત્રી હંસગમના કહેવાય છે; દમયંતીની ચાલ હંસની ચાલથી ચઢિયાતી વર્ણવી છે. मटी=ઊતરતી થઈ; ઘટી ગઈ, તેથી ચટપટી-ચિંતા થઈ. रामा=સુંદર સ્ત્રી. रोमावळी=રૂંવાંટાં (रोम=રૂંવાં+आवली=હાર). वनस्पति°-વનસ્પતિમાં સ્વાભાવિક દવ સળગે છે; કવિએ તેનું કારણ દમયંતીનાં રૂંવાંટાનું દર્શન કલ્પ્યું છે. હેતુની ઉત્પ્રેક્ષા કરી છે; માટે હેતૂત્પ્રેક્ષા અલંકાર છે. એજ પ્રમાણે અન્યત્ર સમજી લેવું. अळतो=મેંદી જેવો પગે ચોપડવાનો લાલ પદાર્થ (અલક્તક). वरणथी°=સ્ત્રી ચંપકવર્ણી કહેવાય છે; દમયંતીનો વર્ણ તેથી પણ ઉત્તમ હતો. अरगजो= સુગંધિ દ્રવ્યો એકઠાં કરી બનાવેલો શરીરે ચોળવાનો પદાર્થ. चुनी=હીરા, માણેક, વગેરેની દોરી. गोफणो=અંબોડાનું ભૂષણ. कटिमेखळा शुं=કેડની મેખલા-કંદોરા સાથે. पडे वढी=ગોફણો કેડ સુધી પહોંચતો હતો માટે. रति=કામદેવની સ્ત્રી. रूपे°=રતિ કરતાં પણ રૂપમાં ચઢિયાતી હોવાથી રતિ સંભ્રમમાં ( ગભરાટમાં ) લીન થઈ. अणवट=ઘૂઘરીવાળું રૂપાનું ઘરેણું. वीछवा=વેડ. शामामां=શ્યામામાં-સુંદર સ્ત્રીઓમાં. महेला=મહિલા-સુંદર સ્ત્રી. અશ્વનીકુમાર (અશ્વિનીકુમાર)-રૂપમાં અનુપમ એવા દેવવૈદ્ય. मान=અભિમાન. अस्त=(અસ્થિ)=હાડકાં.

પાઠ ૬૦મો—નૌકાધિપતિ = વહાણના લશ્કરનો ઉપરિ સરદાર. આર્થિક=અર્થ-પૈસા સંબંધી. કોટિ=દરજ્જો. પ્રશંસાપાત્ર=વખાણવા લાયક. નિરભિમાની=અભિમાનરહિત. ક્ષમાપત્ર=માફીપત્ર. બહિષ્કાર=બહાર કાઢી મૂકવું તે. આજ્ઞાપત્રિકા=હુકમનો કાગળ. ધુરંધર=અગ્રેસર, મોટું; ધુર=ધુસરી; ધુસરી ખેંચનાર; અગ્રેસર.

**પાઠ ૬૧મો**—વૈજ્ઞાનિક=વિજ્ઞાનમાં–પદાર્થવિજ્ઞાનના વિષયમાં પ્રવીણ પુરુષ. આહ્વાન કરવું=બોલાવવું; લડવાને આવી જા એમ લડવા બોલાવવું તે. છાયાયંત્ર=સૂર્યના પ્રકાશ પરથી વખત માપવાનું યંત્ર; ઘડિયાળ નહોતી ત્યારે એ વપરાતું હતું. પ્રતિરોધ=અટકાવ. સતત=હમેશ. અવિચ્છિન્ન=અટક્યા વગર.

**પાઠ ૬૨મો**—નિષ્કંટક=કાંટા વગરનું; દાનવરૂપી કાંટાથી મુક્ત. સંભાવના ગુણ=ગૌરવનો–પ્રતિષ્ઠાનો ગુણ; પ્રભુનીજ પ્રતિષ્ઠાનો ગુણ. તુલના=સરખામણી.

**પાઠ ૬૩મો**—ગબ્બર=પૈસાનો પૂરો; શ્રીમંત. પરિવર્તન=ફેરફાર. પ્રોત્સાહન=ઉત્તેજન. શ્રાંત પાઠ=બોલ્યા વગર આપેલો પાઠ. રાજનીતિજ્ઞ=રાજનીતિ જાણનાર. દુર્વ્યય=ખોટો ઉપયોગ–ખરચ. યથાર્થ=ઘટિત. મુદ્રાંકિત=મુદ્રા–છાપવાનાં બીબાં, તેથી અંકિત–ચિહ્નિત; છાપેલું. લેખિની=કલમ. કુનેહ=કામ કાઢી લેવાની કળા; હિકમત. પોલીશ=પોલંડની ભાષા. ગેલિક=સ્કૉટ્લંડના ડુંગરવાસીઓની ભાષા. કેટેલન=કેટેલેનિઆ નામના સ્પેનના પ્રાંતની ભાષા.

**પાઠ ૬૪મો**—પ્રસાદી=વાનગી. કાલક્ષેપ કરવો=વખત ગુમાવવો. અશાસ્ત્રીય વિચારક=વિચાર કરનાર ખરો; પણ શાસ્ત્રીય રીતે–ખરા સિદ્ધાંત શોધવાની વિદ્વાનોની રીતે નહિ. પ્રેય=આ દુનિયામાં વહાલામાં વહાલું. શ્રેય=પર દુનિયામાં કલ્યાણ. ઉદ્યોગ પ્રેય છે ને શ્રેય છે=પ્રેય ને શ્રેયનું સાધન છે. હસ્તગત=હાથમાં રહેલું.

**पाठ ६५मो**—સરોવર ને કમળનું જેવું સગપણ છે, તેવું દેહ ને આત્માનું છે. કમળને હાથી ચૂંટી નાખે છે ને સરોવરને લાગતું નથી, તેમ દેહનો કાળ નાશ કરે છે, તેથી આત્માને કંઈ લાગતું નથી. **ज्दर-मांहिथी**=સરોવરે કમળને પોતાનામાંથી ઉપજાવ્યું છે. **सार**=સારરૂપ; ઉત્તમ વિકસેલું. **जदुराइ**=યદુરાજ; ભગવાન, આત્મા એ ભગવાન દેહથી જુદો છે. **वर्णुं**=વર્ણવું.

**પાઠ ૬૬મો**—સહચાર=સોબત; ધેનુ=ગાય. સુધિ=સારી બુદ્ધિવાળો પુરુષ (ધી=બુદ્ધિ).

**પાઠ ૬૮મો**—અક્ષરશઃ=અક્ષરે અક્ષર. ઉદ્વેગ=ગભરાટ.

**પાઠ ૬૯મો**—ધાર્ષ્ટ્ય=ધૃષ્ટતા; નિર્લજ્જતા. અનહદ=બેહદ. મથન-કાળ=મનુષ્યના મનને ડોળી નાખે એવો સમય. કિશોરાવસ્થા=બાળપણ ને જુવાનીનો વચલો વખત. પંદર વરસની અંદરનો વખત. માણસ વ્યવહાર-માં પડ્યો નથી એવો વખત. ગદ્ધાપચ્ચીસી=મનુષ્યનાં પહેલાં પચીસ વર્ષ, જેમાં તેના વિચાર પુખ્ત હોતા નથી ને જેમાં તેને ઉદ્ધત બનવાનો સંભવ છે. નિયમન=નિયમમાં રાખનાર. ઉપદેશ કે શાસન. ઉચ્છૃંખલ (ઉદ્+શૃંખલા=સાંકળ)=સાંકળ કાઢી નિયમમાંથી છટકી જનાર; ઉદ્ધત. નિષ્ઠુર=કઠણ, નિર્દય દ્રવીભૂત=પીગળેલું; દયાવાળું. અઘોર (ઘોર)=ભયંકર. પદાર્થપાઠ=પદાર્થને હાજર રાખી તે વિષે પાઠ આપવો.

**પાઠ ૭૦મો**—ततखेव=તરતજ. अपरमपार=અત્યંત. दिदार=શરીરનો દેખાવ; સુરત. निर्वाण=નક્કી. भर्यो भ्रम°=આ વિચારમાં જો ભ્રમ ભર્યો હોય તો તે કાઢી નાખો. पिंडमां थाय प्रमाण=મારા પોતાના વિચાર પ્રમાણુ રૂપ–સત્ય ગણું. जाणवुं भूली छे फोईं=કોઈએ ખોટું નામ પાડયું છે એમ જાણવું. दृढता°=એવો તમારો દૃઢ વિચાર હોય તો તે કાઢી નાખો. अजितेंद्रिय=જેણે ઇંદ્રિયો જીતી નથી–કાબુમાં રાખી નથી તે. कराळ=ભયંકર; ઘણું દુષ્ટ. कुलक्षण°=તેનાં કુલક્ષણ જતાં રહે. निरधार=નક્કી. जुक्ति जाळवी°=બરાબર વિચાર કરીને.

**પાઠ ૭૧મો**—અદ્વિતીય=જેના જેવો બીજો નથી એવો; જેની કોઈ બરોબરી ન કરી શકે એવો; અપ્રતિમ. ચિત્તાકર્ષક=મન હરી લે એવું. નિર્ણીત=નક્કી; નિશ્ચિત. યશસ્વી=યશ લાવે એવું ( વિન્=વાળું; માયાવી, મેધાવી, વગેરે શબ્દોમાં એજ પ્રત્યય છે).

**પાઠ ૭૨મો**—સમભાવ=પોતાને સુખદુઃખ થાય ને જેવું લાગે તેવુંજ અન્યને લાગશે એવી લાગણી. ધ્યેય=ઉદ્દેશ; અન્તિમ ઉદ્દેશ.

**પાઠ ૭૩મો**—ક્ષુલ્લક=નીચું. અવસાન=મરણ.

**પાઠ ૭૪મો**—मर्द बनीजा=મન શબ્દ નપુંસક છે તેથી તેમજ બાયલું બની વારંવાર રાવ ખાવાની ને રડવાની તેને ટેવ છે તેથી કવિ કહે છે કે તું બાયલું મટી શૂર થા. नूर=ચહેરાનો ચળકાટ; મુખનો પ્રકાશ. पाणी°=રોવું એ પાણી વલોવવા જેવું નકામું છે. રોતા મનને કવિ કહે છે કે તારે પાણી વલોવવું નહિ, અર્થાત્, એવું નિરર્થક કામ કરવું નહિ. અહિં અલંકાર નિદર્શના છે. સંબંધ ઘટાવવા માટે જ્યાં ઉપમા કલ્પવી પડે ત્યાં એ અલંકાર છે. રોતા મનને કહેવું કે તું પાણી ન વલોવ (અહિં સંબંધ ઘટતો નથી, મન રોય છે; પાણી વલોવતું નથી)–અહિં સંબંધ ઘટાવવા ઉપમા કલ્પવી પડે છે (પાણી વલોવવા જેવું ન કર); માટે નિદર્શના છે. तकने°=લાગ રાખી, મહેનત કરી, પોતાના બળ પરજ આધાર રાખી. दूध दोहोवूं=ઉદ્યમ કરવો. अवर=બીજું. स्वतः सिद्ध=પોતાની મેળેજ ફળ થાય એવું. ઉદ્યમથી આપો આપજ રસ્તો સૂઝશે. न पडे कोहोवूं=પારકી આશાથી આપણું કાર્ય કોહોઈ જાય છે–બગડી જાય છે. धोवूं=નિરાશાપણાને હસીને ધોઈ નાખવું–કાઢી નાખવું. मोहोवूं=ફુલાઈ જવું; સુખમાં અત્યંત હર્ષ ન કરવો. મોહી ન જવું, ફુલાઈ ન જવું. बेउ बाजुए°=જગતનાં બે પાસાં છે, કાળું ને ધોળું–દુર્ગુણ ને સદ્ગુણ, કપટ ને સત્ય. ઊજળા પાસામાંજ રહેવું; કાળા પાસાનો સહેજ પણ ડાઘો લાગ્યો હોય તો તે ઘસીને કાઢી નાખવો–મનને નિર્મળ, નિષ્કલંક બનાવવું. सोहोवूं=શોભવું. प्रोवूं=ઊજળા નાકામાં મનની સોય પરોવવી; ઊજળે સ્થાને મનને રાખવું.

**પાઠ ૭૫મો**—મદોત્કટ=એ શબ્દનો અર્થ મદથી ઉત્કટ–ઉન્મત્ત–એવો થાય છે વ્યગ્ર બન્યા=ગભરાયા (વ્યગ્ર=ગભરાએલું). પરિક્ષીણ=છેક સુકાઈ ગએલું ક્ષુધાર્ત (ક્ષુધા+આર્ત=પીડાએલું)=ભૂખથી પીડાએલું. નિજ=પોતાનું. અંડ=ઈંડું. ઉપસ્થિત=પ્રાપ્ત.

**પાઠ ૭૬મો**—ચાર્વઙ્ગી (ચારુ+અંગ+ઈ)=સુંદર અવયવોવાળી.

**પાઠ ૭૮મો**—માર્જાર=બિલાડો. ગૃધ્રકૂટ (ગૃધ્ર=ગીધ, કૂટ=શિખર)–જેનાં શિખર પર ગીધ છે એવો પર્વત. સંમુખ=સામું (સન્મુખ–સારૂં છે મુખ જેનો એવો અર્થ થાય છે). ગૃધ્ર=ગીધ. અત્ર પ્રાપ્ત છે=આ સ્થિતિમાં એ કરવું ઉપસ્થિત છે–યોગ્ય છે. ચાંદ્રાયણ=એક વ્રત છે; એમાં પૂર્ણિમાને દિવસે પૂર્ણ ચંદ્ર હોય ત્યારે પંદર કોળીઆ આહાર લેવો, પછી વદમાં ચંદ્રની કળા ઘટે તેમ કોળીઆ ઓછા કરવા. અમાસે ઉપવાસ કરવો ને સુદમાં એકેક કોળીઓ વધારવો. શત્રૂએ=શત્રુને પણ. ભૂમિ ને કાનને સ્પર્શ કર્યા=સમ ખાવાની રીત. કોટર=બખોલ. સંમાન=પુષ્કળ માન. (સન્માન=સારૂં માન).

**पाठ ७९मो**—પ્રેમાનંદના પુત્ર વલ્લભ કવિને કઈ ભાષા સર્વથી મોટી છે તે સમજાતું નથી તેથી તે તે વિષે એક સિદ્ધ પુરુષ મળે છે તેને તે પૂછે છે. निष्कलंकी=દોષ વિનાની. व्यग्र=ઉત્સુક. गिरवाण°=વલ્લભ કહે છે કે હું તો દરેક ભાષામાં દોષ જોઉં છું. માત્ર ગીર્વાણ ભાષા (સંસ્કૃત ભાષા) મને તો નિર્દોષ લાગે છે. गीर्वाण=દેવ; गीर्वाणभाषा=દેવની ભાષા; સુરભાષા; સંસ્કૃત. न करवानुं निहाळुं=એમાં–સંસ્કૃતમાં કંઈ સુધારો કરવાનું હું જોતો નથી; કેમકે તે સંપૂર્ણ છે. गिरवाण जेवी°=સંસ્કૃત જેવી સંપૂર્ણ નહિ, તેનાથી સહેજ ઉતરતી ભાષા જે હોય તેની ગૂઢ ગતિ મને કહો. ईश्वरशा=ઈશ્વર જેવા. मूल्यवाळो°=શું શાંની ભાષા બોલનારો. उमर मूकी°=એ લીટીમાં અલંકાર નિદર્શના છે. ઉમરો મૂકીને ડુંગરો પૂજનાર, ગોદમાં (ખોળામાં) સુત છે છતાં તેને શોધનાર જેવો તું છે. તારી પોતાની ગુજરાતી ભાષાજ ઉત્તમ છે; બીજી શું કામ શોધે છે? गुणथी°=બીજી ભાષાઓ એના કરતાં ગુણમાં ઊતરતી છે. कोमळता°=ગુજરાતી ભાષાના ગુણ ગણાવે છે–એ કમળથી પણ વધારે કોમળ છે, મધ ને અમૃતથી વધારે મીઠી છે. अमलता=નિર્મળતા. नवरस°=શૃંગાર, કરુણ, વીર, રુદ્ર, ભયાનક, બીભત્સ, અદ્ભુત, ને શાંત એ કવિતાના નવ રસ છે. खोटा गुण मूक छे=દોષ કાઢે છે, ખોટી છે એમ કહે છે. कठकणापणुं=કઠોરતા. वीर°

જેમણે ગુજરાતી ભાષાના વીર રસના ગ્રંથ જોયા નથી તેઓ ખત્તા ખાઈ ભૂલ કરી કહે છે કે એમાં વીર રસના ગ્રંથ નથી. પોતે=પોતે પોતાનાં વખાણ કરવાં તે ઠીક દેખાય નહિ, માટે હું બોલતો નથી. उर्वी=પૃથ્વી. उच्चार= એ ભાષાનો ઉચ્ચાર કેવો રસાળ છે? टळ्यो= નાના બાળક જેવો હું હતો તે સિદ્ધ પુરુષના ઉપદેશથી તેવો જતો રહી ડાહ્યો-સમજણો થયો.

**પાઠ ૮૦મો**--અપૂર્વ બુદ્ધિ=પૂર્વે જોઈ ન હોય એવી બુદ્ધિ. ગૌરવ=મોટાઈ.

**પાઠ ૮૧મો**—પરાપૂર્વથી=ઘણા પ્રાચીન સમયથી. ભગીરથ=બહુ મોટું, ઘણો શ્રમ પડે એવું (ભગીરથને ગંગા નદી પૃથ્વી પર લાવવામાં શ્રમ પડ્યો એવું) બલવત્તમ=અતિશય બળવાન્.

**पाठ ८४मो**—एकेकपें=એક એકથી. निकट=પાસે. चारु=સુંદર. विहंगपति=ગરુડ. विहंगम=પક્ષી (विहायस्=આકાશ. गम्=જવું). कृष्णहिमायती ગરુડ. रामदूत=હનુમાન્ (हनु-नू=હડપચી) अहिरावण-એક રાક્ષસ હતો. રાવણનો મામો. એ રામલક્ષ્મણને નાગપાશે બાંધી પાતાળમાં કાળિકાને ભોગ આપવા ગયો હતો. ત્યાં રામે હનુમાનની યુક્તિથી અહિરાવણને મારી નાખ્યો હતો. प्रतीहार=દ્વારપાળ. त्रण तात=પવન, શિવ, ને ઇંદ્ર. मात कुंवारी=અંજની. शोकतणी=ગરુડની મા વિનતા. કદ્રૂ કાશ્યપની (ગરુડના પિતાની) બીજી સ્ત્રી. અરુણના શાપથી વિનતા પોતાની સપત્ની કદ્રૂની દાસી હતી. એ દાસ્યમાંથી તેને ગરુડે છોડવી હતી. भाइ पांगळो=અરુણ ઝાંઘ વિનાનો.

**પાઠ ૮૫મો**—કર્મવાદી=કર્મ કરવાથી-યજ્ઞાદિ કરવાથી સંસારરૂપી બંધનમાંથી મુક્ત થવાય છે એવું માનનાર ને કહેનાર.

**પાઠ ૮૬મો**—પ્રેક્ષાગૃહ= આકાશનું નિરીક્ષણ કરવા માટે-બાંધેલું ગૃહ.

**પાઠ ૮૮મો**—શહાદત પુસ્તક ૪થું, પાઠ ૩૭માની સમજુતી જુઓ. ધર્મની ખાતર જિંદગી ખોવી તે. વિરક્ત=વિરાગી. યુવતી —'યુવતિ' ને 'યુવતી' બંને શુદ્ધ રૂપ છે. આઘાત થયો=સંસાર પર

વૈરાગ્યનો પ્રહાર પડયો. પરિચિત=ઓળખીતું. સમાજ=જનમંડળ. અધોગતિ= નીચી સ્થિતિ. ઉપમહંત=મુખ્ય અધિકારી તે 'મહંત', તેનાથી ઊતરતો તે 'ઉપમહંત'.

**પાઠ ૮૯મો**—કૃતકૃત્ય=જેના મનોરથ સફળ થયા છે એવું, કૃતાર્થ. ઐક્ય=એકતા; બધાંને સરખાં ગણવાં તે. ઉન્નત=ઊંચું.

**પાઠ ૯૦મો**—નિરુત્તર કરો=તેનાથી જવાબ દેવાય નહિ એવો કરો. યુદ્ધપ્રવૃત્ત=યુદ્ધમાં મચેલું; સેટન (દુર્ગુણની મૂર્તિ) સાથે યુદ્ધમાં મચેલું.

**पाठ ९१मो**—લાલ, સૂર્યનાં કિરણથી લાલ. ध्वज°=સ્વદેશપ્રેમ અને શૌર્યનાં ચિહ્નવાળી ધજા કસુંબી રંગની ઝળઝળાટ **થશે**. सुभट=સારો યોદ્ધો. जुद्ध°=યુદ્ધમાં રમવાને–મહાલવાને. रत्नागर°=રત્નની ખાણ એવો સમુદ્ર. सरस रंग°=અણહિલવાડ પાટણની પ્રાચીન મહત્તાના ને જયસિંહના વખતના ગૌરવના કરતાં પણ વિશેષ ગૌરવ થશે. सत्वर=જલદી.

**પાઠ ૯૨મો**—થયું°=મારા મનમાં એવો વિચાર સ્ફુર્યો કે. ઇર્ષ્યાળું=અદેખું

**પાઠ ૯૩મો**—કુલવ્રત=વંશપરંપરાથી ચાલ્યું આવતું વ્રત–માન સાથે આદરેલી રીત. રાજ્યપરિવર્તન=રાજ્યમાં ફેરફાર.

सांगोपांग°=ઉત્તમ, વ્યંગ્ય અર્થ–તેના અંગ ને ઉપાંગ સાથે–ગુજરાતી ભાષામાંથી નીકળે એવો ઉત્તમ વિકાસ પામો. सखीजन=બધી પ્રાકૃત ભાષા.